જન્મસંસ્કારનાં તીર્થં
શિવ-માહેશ્વરી સમાં
માતાપિતા પદાંગુષ્ઠે
અર્પું છું બુદ્ધિપુષ્પ આ

ઉછરંગરાય

## આ લેખકનાં બીજાં પુસ્તકો

અજોજી ઠાકોર

જીવન શાલિની

મેહ અને ઉજળી

શેણી અને વિજાણંદ

જયા અને જયંત

[અંગ્રેજી ભાષાંતર]

*

આફ્રિકાના હિન્દીઓની
૧૯૦૦થી ૧૯૩૦ સુધીની
સ્થિતિનો ઇતિહાસ

[અંગ્રેજી]

*

તક્ષશિલાની રાજમાતા

[મૌલિક ઐતિહાસિક નવલકથા]

*

પરાધીન રશિયા

સ્વાયત્ત રશિયા

: હવે પછી પ્રસિદ્ધ થશે :

કલુષિત કંકણ

એને દિવાન થવું હતું

સ્વાધીન જાપાન

# આરંભશબ્દ

જર્મની યુરોપનું વિચારકેન્દ્ર છે, જ્વાળામુખીની વાતનાલિકા છે. રોમન મહારાજ્ય એ જ્વાળામુખીના સમૂહોના ધસારા નીચે દબાયું; પોપને ત્યાંથી પોષણ મળતું હતું અને ત્યાંથી જ વિરોધ મળ્યો. યુરોપનાં સામાજિક અને આર્થિક તત્ત્વોનું ચિન્તન જર્મનીની વિદ્યાપીઠોમાં થયું. ૧૯૧૪માં યુરોપિય સંસ્કૃતિને તેના ઉકાળાએ હચમચાવી નાખી અને આજે પણ વિગ્રહની જ્વાળાઓ ફુટી નીકળવાની એ અનારકોઠી (અંગારકોપ) ગણાય છે. એ રાષ્ટ્રની સફળતાઓ કરતાં નિષ્ફળતાઓ વધારે જાણવા જેવી છે. આરંભકાળમાં એ દેશ એક થવાની અણી ઉપર હતો અને એક ન થઈ શક્યો; ખ્રિસ્ત જગતનો એ દેશ ચક્રવર્તિ હતો અને એ ચક્રવર્તિત્વ તે સાચવી ન શક્યો. એ સંસ્કૃતિરમન અને તત્ત્વચિન્તનનો અગ્રણી દેશ હતો; છતાં સંસ્કારપ્રણેતા અને પ્રગતિપંથનો અગ્રેસર દેશ તો ફ્રાન્સ જ; એ જગત્સામ્રાજ્યને ઉંબરે ઉભો હતો અને ત્યાંથી પડ્યો; એ સામ્યવાદ અને સમાજવાદથી છલછલતો હતો અને નાઝિત્વમાં જઈને બેઠો. એની નિષ્ફળતાઓ અને પરાજયોના અભ્યાસમાં જગતની નજરે એની મફલતા રહી છે. આ પુસ્તકમાં ટુંકામાં એનું થોડું નિરીક્ષણ કરવા ધાર્યું છે.

પુસ્તકોના અભાવે; એ મૂલકના અંગત અનુભવને અભાવે આ નિરીક્ષણને અંતે જે અનુમાનો બંધાશે તેમાં અને મળેલી હકીકતોમાં ઉણપ તો જરૂર રહેશે; પરતુ તે છતાં પણ આજના જમાનામાં રાજકારણીય ઇતિહાસના પ્રવાહનો બને તેટલો અભ્યાસ કરવો અત્યંત જરૂરી છે અને ગૂજરાત આ અભ્યાસના મૂળમાં રહેલી સેવાભાવના તરફ જોઈ ગ્રંથમાં રહેલી ખામીઓ દરગુજર કરશે એની આશા છે.

નૈરોબી
કેનિયા કોલોનિ
તા. ૬-૧-૩૮

ઉછરંગરાય કેશવરાય ઓઝા

# અનુક્રમણિકા



—o—

# ચિત્રોનો અનુક્રમ





# પુસ્તકાવલિ

| | | |
|---|---|---|
| ૧ | નકશા અને ઇતિહાસ· | |
| | એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકા | ૧૯૧૫ |
| | ,, | ૧૯૨૯ |
| | ,, | ૧૯૩૧ |
| ૨ | સ્ટેટ્સમેન્સ ઇયર બુક . . . | ૧૯૧૯ |
| | ,, . . . | ૧૯૨૩ |
| | ,, . . . | ૧૯૩૫ |

૩ ડી. એચ. અને માર્ગારેટ કોલ·
ઇન્ટેલિજન્ટ મેન્સ રિવ્યુ ઓફ યુરોપ ટુ-ડે

૪ વાઇમાઉન્ટ બ્રાઇસ– ધ હોલી રોમન એમ્પાયર

---

ઇન જર્મની–આડોલ્ફ એહર્ટ
જર્મની ડિઝાયર્સ વર્ક એન્ડ પીસ.
(આડોલ્ફ હિટલરનાં ૧૯૩૩ના ભાષણો)
(લિયેબહાઇટ અને થિયેસન બર્લિન)
આડોલ્ફ હિટલરનું રાઇકસ્ટાગ આગળ ૭–૩–૧૯૩૬નું ભાષણ

---

૫ ચૅન્ઝેવ–હિસ્ટરી ઑફ જર્મની
૬ ડેનિયલ્સ– ધ રાઇઝ ઑફ ધ જર્મન રિપબ્લિક.
૭ કિન્ગ–ધ જર્મન રેવૉલ્યુશન–ઇટ્સ મીસ્ટરી એન્ડ મેનેસ
નાઇન્ટીન્થ સેન્ચરી ૧૯૩૩–૩૪–૩૫
૮ ફૉલ્સહુડઝ ઑફ વૉર–આર્થર પોન્સોન્બી.
૯ પિનો–હિસ્ટરી ઑફ જર્મની
૧૦ ક્લાર્ક– ધ ફૉલ ઑફ ધ જર્મન રિપબ્લિક.
૧૧ એ. ફેનર બ્રૉકવે– ધ બ્લડી ટ્રાફિક.



કૈઝર વિલ્હેલ્મ બીજો

# પ્રકરણ પહેલું

## જર્મની–આજનો દેહ અને જન્મકાળ

જર્મન ભાષા બોલતા ટયૂટૉનિક[1] ઓલાદના લોકોનો પ્રદેશ જર્મની કહેવાય છે. લડાઈ પહેલાં આ લોકો ડયૂશલાંડ,[2] રાઈક[3], ઑસ્ટ્રીયા[4], સ્વિટ્ઝર્લાંડ, લુકસેમ્બર્ગ,[5] અને થોડે ભાગે હોલાંડમાં રહેતા હતા. ડયૂશલાંડ, રાઈક અથવા મૂળ જર્મનીની સીમા ૧૯૧૪ ના વિગ્રહ પહેલાં

**સીમા**

અગ્નિ અને દક્ષિણે ઑસ્ટ્રીઆ અને સ્વિટ્ઝર્લાંડ, નૈઋત્યે ફ્રાન્સ, પશ્ચિમે લુકસેમ્બર્ગ, બેલ્જીયમ અને હોલાંડ, ઉત્તરે ઉત્તર સમુદ્ર અને બાલ્ટિક[6] સાગર અને પૂર્વે રશિયાથી બંધાતી હતી. સીમાન્તરેખા ૪૫૬૯ માઈલ લાંબી હતી. વિસ્તાર ૨૦૮,૮૩૦ ચોરસ માઈલ હતો. ૧૯૦૫ માં વસતિ ૬૦,૬૪૧ ૩૭૮ માણસની હતી. ૧૯૧૯ પછી તેનો વિસ્તાર ૧૮૧,૬૯૯ ચોરસ માઈલ, અને વસતિ ૬૬,૦૪૪,૧૬૧ ની લેખાય છે. રાઈક આખો આલ્સાસ–લૉરેન[7], વેસ્ટ પ્રશિઆ, પોસેન[8], અપર

**વસતી**

---

1 Teutonic. 2 Deutcheland. 3 Reich. 4 Austria. 5 Lux Embourg. 6 Baltic. 7 Alsace-Lorraine. 8 Posen.

સાલેશિયા[૯] અને ઈસ્ટ પ્રશિયા, એ સર્વના મોટા ભાગો, મેમલ[૧૦], ડાન્ઝિગ[૧૧], એઉપેન, માલ્મેડી[૧૨], ઉત્તર શ્લેસ્વિગ[૧૩]એ મૂલકો ગુમાવ્યા છે અત્યારે રાઈક સિવાય ઑસ્ટ્રીઆમાં ૬ ૭૫૯,૦૭૨,

**યુદ્ધનાં નુકસાન**

ઝેકોસ્લોવેકિયા[૧૪]માં ૩ ૨૩૧ ૬૮૮ સ્વિટ્ઝર્લાંડમાં ૨,૯૨૪ ૩૧૪, ફ્રાન્સમાં આશરે ૫૦૦ ૦૦૦૦ બીજા યુરોપીય દેશોમાં ૨,૩૦૦,૦૮૦, અમેરિકામાં ૧૩,૦૦૦ ૦૦૦, બીજા ત્રણ ખંડોમાં લગભગ ૮૫૦,૦૦૦ જર્મન ભાષા

**પરદેશમાં જર્મનો**

બોલતા માણસો વસે છે લડાઈ પછી પોલાંડ, ઝેકોસ્લોવેકિયા, ટાઈરોલ[૧૫] વગેરેની જર્મન વસતિને અજર્મન સરકારોના હાથ નીચે મૂકવામાં આવેલી છે.

રાઈકના પ્રદેશનો ઉત્તર ભાગ એકપટ–સળંગ મેદાન છે, પરંતુ મધ્ય અને દક્ષિણ જર્મનીની ધરતી અને કુદરત વિવિધરૂપ અને બહુરંગી બાવારિયા[૧૬]ની ભૂમિ ડુંગરોના શિખર પર વિરાજતી સુંદર વનસ્થલી છે રાઈન[૧૭] નદી વચમાંથી વહે છે, તે પ્રદેશ નીચો, રૂગડુંપ અને રસાળ છે. આલ્પ્સ[૧૮]માંથી છૂટી પડીને નીચી, નાની, રમણીય ધારો અને ટેકરીઓ એ પ્રદેશની રમણીયતામાં વધારો કરે છે આ પ્રદેશમાં મેમલ, પ્રેગલ[૧૯], વિસ્યુલા[૨૦] ઓડર[૨૧], એલ્બ[૨૨], વેસર[૨૩] એમ્સ[૨૪], રાઈન[૨૫] અને ડાન્યૂબ[૨૬] નદીઓ ધરતીને રમકમ

**ભૂગોળ**

અર્પી રહી છે રાઈન જર્મનોની ભાગ્યવિધાતી નદી છે અને પશ્ચિમના યુરપના દેશો જર્મનોને હમેશા તે નદીને જમણે કાંઠે રૂંધી રાખવા પ્રયાસ કરતા આવ્યા છે દક્ષિણના સૌમ્ય, હૂંફાળા પવનો—આલ્પ્સ પર્વતને લીધે—જર્મનીમાં પહોંચી શકતા નથી અને ઉત્તર તરફના મેદાનોમાં થઈને ઉત્તર ધ્રુવના પ્રદેશની

૯ Upper Silesia ૧૦ Memel ૧૧ Danzig ૧૨ Malmedy. ૧૩ Schleswig ૧૪ Czechoslovakia ૧૫ Tirol ૧૬ Bavaria ૧૭ Rhine ૧૮ Alps ૧૯ Pregel ૨૦ Vistula ૨૧ Oder. ૨૨ Elbe ૨૩ Weser. ૨૪ Ems ૨૫ Rhine ૨૬ Danube

શરેદી અટકાયત વગર આવી શકે છે. તેની મખતાઈ આટલાંટિકની સમશીતોષ્ણુ હવા કાંઈક ઓછી કરે છે. ૧૮૧૬માં વમતિ ૨૪,૮૩૩,૦૦૦, ઈ. સ. ૧૮૫૫ માં ૩૬,૧૧૩,૬૪૪, સને ૧૮૭૧ માં ૪૧,૦૫૮,૭૯૨ અને ૧૯૦૫ માં ૬૦,૬૪૧,૨૭૮, આ પ્રમાણે

**માનવતા**

વધી હતી. ૧૯૩૦ માં પરિવર્તન પામેલા જર્મનીની વમતિ ૬૬,૦૪૪,૧૬૧ માણુમની હતી. દર ચોરસ માઈલે આ વમતિ ૩૫૭.૯ની થાય છે. એટલે ૧૯૦૫ માં દર ચોરમ માઈલે વમતિ ૨૯૦.૪ ની હતી તે વધીને ૧૯૩૦માં ૩૫૭.૯ ની થઈ છે. ૧૯૦૫માં તેનો વિસ્તાર યુરોપમાં જ ૨૦૮,૮૩૦ ચોરસ માઈલનો હતો તે ઘટીને ૧૯૩૦માં ૧૮૧,૭૦૦ નો થયો છે અને તમામ સંસ્થાનો જર્મનીના હાથમાંથી ગયાં છે. ૧૮૮૦ થી ૧૮૯૨ સુધીમાં જર્મનીમાંથી ૧,૭૦૦,૦૦ જર્મનો બહાર ગયા કહેવાય છે અને ૧૮૨૦ થી ૧૮૯૨ સુધીમાં એકલા અમેરિકાનાં સયુક્ત સંસ્થાનો તરફ જ ૪,૫૦૦,૦૦૦ માણુસો ગયા કહેવાય છે આજે પણ જર્મની દરવર્ષ પોતાની વસતિ પરાયા રાજ્યોને, ખાસ કરીને ગ્રેટબ્રિટન તથા અમેરિકાને આ પ્રમાણે જગ્યાને અભાવે આપી દે છે.

જર્મનીનો બેતૃતીયાંશ ભાગ ખેડી શકાય તેવો છે, અને તેનો ૯૧ ટકા ખેડાઈ રહ્યો છે. ઢોરઢાંખર માટે પણ પુષ્કળ બીડ રાખવામાં આવ્યાં છે. હવે સાર અને રૂહર જર્મનીને પાછાં

**ખેતી-ઉદ્યોગ**

મળ્યા પછી લડાઈ પહેલાંની માફક જ તે ખનીજ -ખાસ કરીને કોલસા તથા લોખડ-ની પેદાશમાં ગ્રેટબ્રિટન તથા અમેરિકન મયુક્ત મસ્થાનો માથે હરીફાઈ કરી શકશે. પ્રશિયા, બેવેરિયા અને સેકમનીમાં લોખડનાં કારખાનાંઓ, હ્રેનિશ પ્રશિયામાં પોલાદ, સેકસનીમાં કાપડ, સિલેશિયા અને વેસ્ટ ફેલિયામાં રુવાલ વગેરે, બાડેન, બેવેરિયા અને વર્ટેમ્બર્ગમાં રૂનું કાપડ, આ મુખ્ય ઉદ્યોગો પાછા ઉભા થવા પામ્યા છે. એ જ પ્રમાણે સેકસની

ઇ. સ. ૨૮૬માં સૅક્સનો[૪૭]એ એ જ પ્રદેશમાંથી નીકળી ચઢાઈ પણ કરવા માંડયું. આ જ અરસામાં ફ્રાંક[૪૮] કાફલાએ પણ દેખા દીધી. ઇ. સ.ના પાંચમા સૈકામાં પશ્ચિમ જર્મનીમાં આલેમની અને ફ્રાંક કાફલાઓ સર્વથી આગળ પડતા દેખાય છે. પૂર્વ જર્મનીના ગૉથ લોકો તેના રાજા હેર્માનારિક[૪૯] નીચે સત્તાધર થયા હતા. પણ ઍટ્ટિલા[૫૦]ના હૂણ દળોએ તેમને વાળી દીધા.

ઍટ્ટિલાના દળ ઇટલિ અને ગૉલમાં પણ ફરી વળ્યાં. ગૉલમાં ફ્રાંક અને બર્ગન્ડિયન[૫૧] લોકો ઉતર્યાં હતા એટલે ત્યાંથી એ હૂણાધિપતિને પાછા વળવું પડયું. ફ્રાંકો તો હવે

હાથમા હતો, પરતુ ઉત્તર અને પૂર્વ તરફથી ટેઉટૉનિક જર્મન કાફલાઓ તેને માથે દબાણ કરતા હતા અને તેમને

**જૂલિયસ સીઝર**

ર્‍હાઇન નદીની ડાબી બાજુએ હાંકી કાઢવા પ્રયાસ કરતા હતા સીઝરે ગૉલ અથવા ઉપર કહેલી કેલ્ટિક ઓલાદો સાથેના પોતાના યુદ્ધો પોતાના જ લખેલા પુસ્તકમા વર્ણવ્યાં છે ર્‍હાઇન સુધીના તમામ કાફલાઓને તેણે રોમના અંકુશ નીચે લાવી મૂક્યા તે પછી રોમની પોતાની વ્યવસ્થા ઑગસ્ટસ[૩૧] સીઝરે નક્કી કરી અને રોમન મહારાજ્ય સર્જ્યું આ વખતે પણ ર્‍હાઇન એ મહારાજ્ય અને જર્મન કાફલાઓના પ્રદેશ વચ્ચે સરહદ થઈ રહી નેધરલૅંડઝ[૩૨]ના પ્રદેશો રોમના હાથમા હતા અને ર્‍હાઇન ઉપર ઉત્તર અને અપર જર્મની માટે એક સ્થાયી

**શહેરો**

સેના રહેતી આ અરસામા ટ્રીવ્ઝ[૩૩], કોલોન[૩૪], બૉન[૩૫], વૉર્મ્સ[૩૬], સ્પીરેઝ[૩૭], સ્ટ્રાસબર્ગ[૩૮], આઉગ્સબર્ગ[૩૯] વગેરે શહેરો વસ્યા આ વખતે ર્‍હાઇનના જમણા કિનારાના જર્મન કાફલાઓ વિષે ટાસિટુસે (ટૅસિટસે[૪૦]) એક ઐતિહાસિક બ્યાન લખ્યુ, અને એ બ્યાન ઉપરથી જર્મનીની તે વખતની સામાજિક સ્થિતિના વર્ણનો અત્યારના યુરપીય ઇતિહાસકારો આલેખે છે

ઇ સ ૧૮૦મા સમ્રાટ્ કૉમોડસે[૪૧] માર્કોમાની[૪૨] કાફલા સાથે ખૂબ નાણું આપી સધિ કરી ઇ સ ૨૧૩મા સમ્રાટ કારાકાલ્લા[૪૩]એ નૈઋત્ય જર્મનીના આલેમાની[૪૪] કાફલા સાથે ઝીક

**રોમન સમ્રાટ્ અને જર્મનો**

ઝીલી ઇ સ ૨૫૧મા અગ્નિકોણમા ગૉથ[૪૫] લોકો ઉભરાઈ નીકળ્યા અને નીચે ઉતરી તેમણે સમ્રાટ ડૅકિયુસ[૪૬] (ડેશિયસ)નો ભોગ લીધો

---

૩૧ Augustus ૩૨ Netherlands ૩૩ Treves ૩૪ Kelogne
૩૫ Bohn ૩૬ Worms ૩૭ Spires ૩૮ Strassburg
૩૯ Augsburg ૪૦ Tacitus ૪૧ *Commodus* ૪૨ *Markomanni*
૪૩ Caracalla ૪૪ Allemanni ૪૫ Goth ૪૬ Decius

અને હ્રાઈન પ્રાંતોમાં ઊનનું કાપડ, ઍલ્બરફેલ્ડ અને બાડેનમાં રેશમ, બૅવેરિયામાં કાચ અને માટીકામ, અને સૅક્સનીમાં કિનાર અને કાચ વગેરે તૈયાર થવા માંડ્યાં છે.

**વેપાર** ૧૯૦૫માં જર્મનીમાં ૩૫૨,૩૧૭,૨૫૦ પૌંડનો માલ પરદેશોથી આયાત થયો હતો અને ૨૮૪,૬૨૬,૯૦૦ પૌંડનો માલ ત્યાંથી પરદેશમાં ગયો હતો. ૧૯૩૪માં ૧૪,૪૫૧,૦૦૦,૦૦૦ માર્ક આયાતના અને ૪,૧૬૬,૦૦૦,૦૦ માર્ક નિકાસના આંકડા છે. (૨૦.૪૩ માર્ક એટલે એક અંગ્રેજી પૌંડ થાય છે.)

**પ્રાચીન અવશેષો** આ પ્રદેશમાંથી આજથી ૪૦૦૦ વર્ષ પહેલાંનાં માણસોના જીવનનાં ચિહ્નો અને અવશેષ જડ્યા છે. ચામડાને ઘસીને લીસાં પહેરવા જેવાં બનાવવાના પત્થરની લાસ મળેલી છે; દાંત અને શંખલાનાં આભૂષણો પણ મળ્યાં છે. તે પછી રેન્ડીયરની પૉલીશ કરેલી ખોપરીનાં પ્યાલા મળ્યા છે. હાડકાની કરવતો, સોઈ, માછલી પકડવાની ગોફણના પણ અવશેષો મળ્યા છે. તે પછી તો સંસ્કૃતિના કોષો સર્વત્ર ભરપૂર માલમ પડે છે. ૩૦૦૦ વર્ષ પહેલાં તો સમશેર અને ખંજર, કાંસાનાં કર્ણફૂલ અને કાંબીઓ, હળ અને હાથગાડીઓ વગેરે મળી આવેલ છે. બે હજાર વર્ષ પહેલાં રથ, લોખંડના હથિઆરો, બાળેલા મડદાંની રાખ ભરવાની સુંદર માટીની કોઠીઓ વગેરે અને રોમન લોકો સાથે ઝુંબેશ ઝીલે તેવા લોકસમુહો દૃષ્ટિગોચર થાય છે. જુલિયસ સીઝર[૨૭] અને સીમ્બ્રાઈ તથા ટેઉટોનાઈ[૨૮]ના પરસ્પર પરિચયથી જર્મન ઇતિહાસનો આરંભ થાય છે.

ઈ. સ. પૂર્વે ૫૯માં રોમના લોકસત્તાક રાજ્યનો વીરપુરૂષ કૈસર (જૂલિયસ સીઝર) ગૉલ[૨૯] પ્રદેશનો મગસુબો નીમાયો. આ વખતે પશ્ચિમ જર્મની કેલ્ટિક[૩૦] પ્રજાઓના જૂદા જૂદા કાફલાઓના

૨૭ Julius Cæsar. ૨૮ Teutonic. ૨૯ Gaul ૩૦ Keltic.

હાથમાં હતો, પરતુ ઉત્તર અને પૂર્વ તરફથી ટેઉટૉનિક જર્મન કાફલાઓ તેને માથે દબાણ કરતા હતા અને તેમને

જૂલિયસ કૅસર

ર્‌હાઇન નદીની ડાબી બાજુએ હાંકી કાઢવા પ્રયાસ કરતા હતા. સીઝરે ગૉલ અથવા ઉપર કહેલી કેલ્ટિક ઓલાદો સાથેનાં પોતાના યુદ્ધો પોતાના જ લખેલા પુસ્તકમાં વર્ણવ્યાં છે. ર્‌હાઇન સુધીના તમામ કાફલાઓને તેણે રોમના અંકુશ નીચે લાવી મૂક્યા. તે પછી રોમની પોતાની અવ્યવસ્થા ઑગસ્ટસ[31] સીઝરે નાબૂદ કરી અને રોમન મહારાજ્ય સર્જ્યું આ વખતે પણ ર્‌હાઇન એ મહારાજ્ય અને જર્મન કાફલાઓના પ્રદેશ વચ્ચે સરહદ થઈ રહી. નેધરલૅંડ્‌ઝ[32]ના પ્રદેશો રોમના હાથમાં હતા અને ર્‌હાઇન ઉપર ઉત્તર અને અપર જર્મની માટે એક સ્થાયી

શહેરો

સેના રહેતી. આ અરસામાં ટ્રીવ્ઝ[33], કોલોન[34], બૉન[35], વૉર્મ્સ[36], સ્પીરેઝ[37], સ્ટ્રાસ્બર્ગ[38], આઉગ્સબર્ગ[39] વગેરે શહેરો વસ્યાં. આ વખતે ર્‌હાઇનના જમણા કિનારાના જર્મન કાફલાઓ વિષે ટાસિટુસે (ટૅસિટસે[40]) એક ઐતિહાસિક બયાન લખ્યું, અને એ બયાન ઉપરથી જર્મનીની તે વખતની સામાજિક સ્થિતિના વર્ણનો અત્યારના યુરપીય ઇતિહાસકારો આલેખે છે.

ઇ. સ. ૧૮૦માં સમ્રાટ્ કૉમોડસે[41] માર્કોમાની[42] કાફલા સાથે ખૂબ નાણું આપી સંધિ કરી. ઇ. સ. ૨૧૩મા સમ્રાટ કારાકાલ્લા[43]એ નૈઋત્ય જર્મનીના આલેમાની[44] કાફલા સાથે ઝીંક

રોમન સમ્રાટ્ અને જર્મનો

ઝીલી. ઇ. સ ૨૫૧મા અગ્નિકોણમા ગૉથ[45] લોકો ઉભરાઈ નીકળ્યા અને નીચે ઉતરી તેમણે સમ્રાટ્ ડેસિયુસ[46] (ડેસિયસ)નો ભોગ લીધો.

૩૧ Augustus ૩૨ Netherlands ૩૩ Treves. ૩૪ Kelogne. ૩૫ Bohn ૩૬ Worms. ૩૭ Spires ૩૮ Strassburg ૩૯ Augsburg. ૪૦ Tacitus. ૪૧ Commodus. ૪૨ Markomanni. ૪૩ Caracalla. ૪૪ Allemanni ૪૫ Goth. ૪૬ Decius

ઇ. સ. ૨૮૬મા સૅક્સનોએ[૪૭] એ જ પ્રદેશમાથી નીકળી ચાંચીયા-પણુ કરવા માડ્યુ આ જ અરસામા ફ્રાંક[૪૮] કાફલાએ પણ દેખાવ દીધો ઇ. સ.ના પાચમા સૈકામા પશ્ચિમ જર્મનીમા આલેમાની અને ફ્રાંક કાફલાઓ સર્વથી આગળ પડતા દેખાય છે પૂર્વ જર્મનીમા ગૉથ લોકો તેના રાજા હર્મ્માનારિક[૪૯] નીચે સત્તાધર થયા હતા, પણ ઍટિલા[૫૦]ના હૂણ હલ્લાએ તેમને વાળી દીધા.

ઍટિલાના દળ ઇટલિ અને ગૉલમા પણુ ફરી વળ્યાં પણુ ગૉલમા ફ્રાંક અને બર્ગન્ડિયન[૫૧] લોકો ઉતર્યા હતા એટલે ત્યાથી એ હૂણાધિપતિને પાછા વળવું પડ્યુ. ફ્રાંકોનો મુખ્ય

**ફ્રાંક રાજાઓ**

રાજા આ અરસામાં ક્લોડિયો[૫૨] હતો. તેના પછી મેરોવિયસ[૫૩], તેનો પુત્ર સાલિયન[૫૪] ફ્રાંકોનો રાજા થયો મેરોવિયસનો પુત્ર ક્લોવિસ[૫૫] થયો. ક્લોવિસે તમામ ફ્રાંક કાફલાઓને પોતાના છત્ર નીચે એકત્ર કર્યા અને રાઇનના ડાબા કાંઠા ઉપર ફ્રાંક સામ્રાજ્ય સ્થાપ્યુ. એ પ્રદેશ તે વખતથી ફ્રાન્કિયા[૫૬] (ફ્રાન્સિયા) કહેવાવા માડ્યો અને તે અત્યારનો ફ્રાન્સ થયો.

હવે પશ્ચિમ જર્મનીની સરહદ ઉપર સ્લાવ[૫૭] ઓબોટ્રાઇટના આવાર વગેરે લોકોનો ઉદય થયો અને પૂર્વ જર્મની પર સૅક્સન લોકોનુ દબાણ વધ્યુ. ક્લોવિસ ૪૮૧મા રાજા થયો.

**ક્લોવિસ**

૪૭૬મા રોમનુ પશ્ચિમ મહારાજ્ય બધ થયુ અને યુરોપની અંધકારમય યુગાવસ્થા શરૂ થઈ. આ વખતે જર્મનીની ઈશાનમા ઍંગ્લ્સ અને સૅક્સનો વસતા હતા તેમની પૂર્વ અને દક્ષિણમા થુરિંગિયાનુ[૫૮] રાજ્ય હતુ નૈઋત્યમા સ્વાબિયામા[૫૯] આલેમાનો વસતા હતા. અગ્નિકોણમા બેવેરિયનો હતા. રાઇનને

[૪૭] Saxons [૪૮] Frank [૪૯] Hermannatic [૫૦] Attila. [૫૧] Burgundian [૫૨] Clodio [૫૩] Merovius. [૫૪] Salian. [૫૫] Clovis [૫૬] Francia [૫૭] Slav. [૫૮] Thuringia. [૫૯] Swrbia.

**રાજ્યવિભાગ**

કિનારે ઉત્તર ભાગમાં નદીકિનાગના ફ્રાંક કાફલાઓ રહેતા હતા. ૫૧૧માં ક્લોવિસ મરણ પામ્યો ત્યારે સેઈન[૬૦] અને લ્વાર[૬૧] વચ્ચેનો ગૉલ, નદીકિનાગના લોકોનો પ્રદેશ, અને હાઇનનો ઉત્તર ભાગ એ તેણે પોતાના છત્ર નીચે આણ્યાં હતાં અને આલેમાન્નીને હરાવ્યા હતા. આ વખતથી આલ્સાસ જર્મન કે ફ્રેંચ એ પ્રશ્નનો જન્મ થાય છે. તેના મૃત્યુ પછી તેના રાજ્યનો પશ્ચિમ ભાગ નેઉસ્ટ્રીઆ[૬૨] (ન્યુસ્ટ્રીયા) અને પૂર્વ ભાગ આઉસ્ટ્રેઝિયા[૬૩] (ઑસ્ટ્રેઝિયા) નામ પામી જૂદા પડ્યા અને તેના પુત્ર થેઉડરિક[૬૪] (થિયોડોરિક[૬૫]), અને પૌત્ર થેઉડેબર્ટ[૬૬] પછી જર્મનીમાં ફ્રાંકોની સત્તા લગભગ અસ્ત પામી. કારણકે આઉસ્ટ્રેઝિયા અને નેઉસ્ટ્રીઆ વચ્ચે સખત દુશ્મનાવટ ચાલતી હતી. ૫૪૮માં આલેમાન્ની ફ્રાંકોથી સ્વતંત્ર થયા. ડાગોબર્ટ[૬૭] અને સિયેગબર્ટ[૬૮]ના સમયમાં થુરિંગિયા અને સેક્સનોએ પણ ફ્રાંકોને તજી દીધા અને છેવટે આ મેરોવિંગિયન[૬૯] રાજાઓની અત્યારે પણ ફ્રાંકોનિયા[૭૦] તરીકે ઓળખાતા પ્રદેશ ઉપર જ હકુમત રહી.

**પિપિન**

રાજપ્રાસાદના મેયર હેરિસ્ટાલ[૭૧]ના પિપિને[૭૨] આઉસ્ટ્રેઝિયા અને નેઉસ્ટ્રીઆ વચ્ચે સમાધાન કરાવી બન્નેને સંયુક્ત કર્યાં (૬૮૭). તેણે અને તેના પછી તેના પુત્ર ચાર્લ્સ માર્ટેલે[૭૩] (૭૧૭-૪૧) જર્મની ઉપર ફ્રાંક સત્તા પાછી સ્થાપી, થુરિંગિયાના ડ્યૂકની પદવી બંધ કરી; આલેમાન્નીને એક વિગ્રહપરંપરામાં નિસ્તેજ કર્યા અને બેવેરિયાના હેરતુગ-અલ-અમલમાં ફ્રાન્ક સર્વોપરિત્વ મંજૂર રખાવ્યું; ફક્ત સેક્સનો

૬૦ Seine ૬૧ Loire ૬૨ Neustria. ૬૩ Austrasia. ૬૪ Theu'erik. ૬૫ Theodoric. ૬૬ Theudebert. ૬૭ Dagobert. ૬૮ Siegbert. ૬૯ Merovingian. ૭૦ Franconia. ૭૧ Heristal. ૭૨ Pipin ૭૩ Charles Martel.

જન્માવ્યા તે સાથે નવા ખ્રિસ્તી થયેલા સૅક્સનોએ ધર્મસંસ્થાનને એકદમ દાનથી સમૃદ્ધ અને ભક્તિભાવથી મત્તશીલ કરી નાખ્યુ. ધર્માધ્યક્ષોને માટે ઓજસ્વી ધર્મસ્થાનો રચાયા, મઠાધીશો માટે મપત્તિશાળી મઠો સ્થપાયા અને ખ્રિસ્તધર્મસૂત્રોના અભ્યાસ માટે વિદ્યાલયો હયાતીમા આવ્યા ધર્માધ્યક્ષો ને, મઠાધીશોને અને વિદ્યાપીઠોના મહામાત્રોને ધર્મ અને ભક્તિભાવથી પ્રેરાઈ ખાસ હક્કો નવાજેશ કરવામા આવ્યા, અને તે સાથે તેમને ગગમ ગામ અને જાગીરો પણ છૂટે હાથે આપવામા આવ્યા આ પ્રમાણે ધર્મોદ્રકનો જુવાળ ગૉલ અને જર્મનીમા ચોતરફ પ્રસરી રહ્યો

શાર્લમાનના સામ્રાજ્યમા સસ્કૃતિનો જબરો ઉછાળો આવી રહ્યો હતો જંગલી અને ક્રૂર યુરોપને ધર્મની ધૂસરી નીચે લાવીને તેણે માન્યતા અર્પી, અને એકવિજયી રાજછત્ર નીચે મૂકીને સહિષ્ણુતામતી બક્ષી, તત્ર, સૂત્રાવલિ અને સુવ્યવસ્થા આપી, અને સ્લાવ ટાફ્લાઓ સામે લશ્કરો મોકલી સામ્રાજ્યની સત્તા માટે માન ઉપજાવ્યુ, જર્મન કાફ્લાઓના ડ્યૂકોને નાબૂદ કર્યા, તેમની જગા કાઉન્ટોએ લીધી અને તેમને અકુશમા રાખવા પોતાના પ્રતિનિધિઓને મોકલવાથી બડ અને એવફાઈ ઓછા થયા પરંતુ જર્મન લોકસભાઓ દબાઈ ગઈ, વ્યક્તિસ્વાતત્ર્ય લશ્કરી વ્યૂહરચનામા હણાઈ ગયુ અને ધર્મની-ધર્મસ્થાનની-સર્વોપરિતા એટલી બધી જામી કે આગળ ઉપર સૈકાઓ સુધી જર્મનીનો ઇતિહાસ ધર્મ, ધર્મવેનઠા અને ધર્મરક્ષિતાથી જ રગાયા કર્યો

સ્વતંત્ર રહ્યા. એ કાફ્લાએ રાષ્ટ્રીય સ્વાતંત્ર્યને ઝંડો ઉંચો રાખ્યો. ચાર્લ્સ માર્ટેલના પુત્ર વામનદેહ પિપિને મેરોવિન્જીયન કુટુંબને પદભ્રષ્ટ કરી રાજાનું પદ ધારણ કર્યું, પણ તે અખ્રિસ્તી સેકસનોને જીતી શકયો નહિ.

૭૧૭માં સેંટ બૉનિફેસ[૭૪]ને પોપ ગ્રેગરી[૭૫] બીજાએ જર્મનોનો બિશપ નીમ્યો અને ચાર્લ્સ માર્ટલે તેને તમામ પ્રકારની મદદ આપવા માંડી. ૭૪૨મા પહેલી જર્મન ખ્રિસ્તીસભા મળી

**ખ્રિસ્તી ધર્મ**

અને ૭૫૩માં સેકસનો સિવાય આખું જર્મની ખ્રિસ્તી થઈ ગયું અને રોમના પોપની ધર્મસંસ્થાની ધજા નીચે આવ્યું. ફ્રાન્કોએ જર્મનો સામે હરેક પ્રકારના હુમલાઓ કરવા માંડયા અને વામનદેહ પિપિનના ભાઈ કાર્લોમાને[૭૬] તેનું તંત્ર સંભાળતા સેકસનો અને ફ્રાંકો વચ્ચે દીર્ઘ વિગ્રહપરંપરા જામી. ૮૦૪માં સેકસનોએ ફ્રાન્ક સર્વોપરિત્વ સ્વીકાર્યું. ઇ. સ. ૧૮૭૦માં ફ્રાન્સ ઉપર જર્મનીએ મેળવેલા વિજય કરતાં ફ્રાન્કોનો જર્મનો ઉપરનો આ વિજય વધારે ગજપ્રકરણી, સામાજિક અને સાંસ્કૃતિક હતો.

ઇ. સ. ૮૦૦માં મહાન ચાર્લ્સ–શાર્લમાનને પવિત્ર રોમનો સમ્રાટ્ સ્થાપ્યો હતો અને તેની નીચેના સમસ્ત મૂલકને એક ચક્ર નીચે લાવવામાં એ ફત્તેહ પામ્યો હતો. તેનાં

**શાર્લમાન**

લશ્કરોમાં તમામ જર્મન કાફ્લાઓ એક સરખા દરજ્જા પર સામેલ થતા રાષ્ટ્રભાવના અને એકત્વ વધ્યાં; તેનાં સૂત્રો આખા સામ્રાજ્યને ઉદ્દેશીને રચાતાં હોવાથી સમાજવ્યવહારમાં એકરંગ અને એકરૂપ પ્રગટયા; ફ્રાન્ક અમલદારોની હાજરીમાં જર્મન એકત્વ વધારે સ્પષ્ટ જ્યોતિથી પ્રકાશવા માંડયું; અને ખ્રિસ્તી હોવાની ઐક્યભાવનાએ સહાનુભૂતિ અને સંગઠન

૭૪ St. Boniface. ૭૫ Gregory ૭૬ Carloman.

જન્માવ્યાં તે સાથે નવા ખ્રિસ્તી થયેલા સેક્સનોએ ધર્મસંસ્થાનને એકદમ દાનથી સમૃદ્ધ અને ભક્તિભાવથી સત્તાશીલ કરી નાખ્યું. ધર્માધ્યક્ષોને માટે ઓજસ્વી ધર્મસ્થાનો રચાયાં; મઠાધીશો માટે સંપત્તિશાલી મઠો સ્થપાયા અને ખ્રિસ્તધર્મસૂત્રોના અભ્યાસ માટે વિદ્યાલયો હયાતીમાં આવ્યાં. ધર્માધ્યક્ષોને, મઠાધીશોને અને વિદ્યાપીઠોના મહામાત્રોને ધર્મ અને ભક્તિભાવથી પ્રેરાઈ ખાસ હક્કો નવાજેશ કરવામાં આવ્યા, અને તે સાથે તેમને ગરાસ, ગામ અને જાગીરો પણ છૂટે હાથે આપવામાં આવ્યાં આ પ્રમાણે ધર્મોદ્રેકનો જૂવાળ ગૉલ અને જર્મનીમાં ચોતરફ પ્રસરી રહ્યો.

શાર્લમાનના સામ્રાજ્યમાં સંસ્કૃતિનો જમરો ઉછાળો આવી રહ્યો હતો. જંગલી અને ક્રૂર યુરોપને ધર્મની ધૂસરી નીચે લાવીને તેણે માન્યતા અર્પી; અને એકવિજયી રાજછત્ર નીચે મૂકીને મહિમવામતી બક્ષી; તંત્ર, સૂત્રાવલિ અને સુવ્યવસ્થા આપી, અને સ્લાવ કાફલાઓ સામે લશ્કરો-મોકલી સામ્રાજ્યની સત્તા માટે માન ઉપજાવ્યું, જર્મન કાફલાઓના ડચૂકાને નાબૂદ કર્યા; તેમની જગ્યા કાઉન્ટોએ લીધી અને તેમને અંકુશમાં રાખવા પોતાના પ્રતિનિધિઓને મોકલવાથી બંડ અને બેવફાઈ ઓછાં થયાં. પરંતુ જર્મન લોકસમાજ દબાઈ ગઈ, વ્યક્તિસ્વાતંત્ર્ય લશ્કરી વ્યૂહરચનામાં હણાઈ ગયું અને ધર્મની–ધર્મસંસ્થાનની–સર્વોપરિતા એટલી બધી જામી કે આગળ ઉપર સૈકાઓ સુધી જર્મનીનો ઇતિહાસ ધર્મ, ધર્મઘેલછા અને ધર્મરક્ષિતાથી જ રંગાયા કર્યો.

## પ્રકરણ બીજું

## વિગ્રહમૂલ સમાજ અને શહેરો

**શા**ર્લેમાનના મૃત્યુ પછી લુઈ પહેલો સમ્રાટ્પદ પામ્યો, પરંતુ વીરપુરુષો ભાગ્યે જ વીરપુત્રો પાછળ મૂકે છે. તેના પુત્રો તેના જીવતાં છતાં પણ સામ્રાજ્યના ભાગ પાડવા પ્રવૃત્તિ કરતા

**જર્મન લુઈ**

હતા. ઇ. સ. ૧૯૧૯માં જર્મનો જેમ પશ્ચિમ યુરોપથી જીતાયેલા, હણાયેલા, હતાશ થઈ પડ્યા હતા તેવી જ રીતે આ સમયે પણ તેઓ ફ્રાંકપરાજિત થઈ રહ્યા હતા. પણ રાષ્ટ્રત્વ હજી નવું હતુ તેમજ ગૉલ અને જર્મનીનું નિરાળુ વ્યક્તિત્વ બરાબર જામવા પામ્યુ નહોતું. ૮૨૫માં સમ્રાટ્ લુઈના પુત્ર "જર્મન" લુઈએ બેવેરિયામાં સ્થિર થઈ રાઈનની પૂર્વના ફ્રાન્કિયાને તેના પશ્ચિમના ફ્રાન્કિયાથી જૂદો તારવવા માંડ્યો. ઇ. સ. ૮૪૩માં જર્મન લુઈએ પોતાના ભાઈઓ સાથે સંધિ કરી. વર્ડુનની આ સંધિથી રાઈનની પશ્ચિમે–ડાબે કાંઠે મેઈન્ઝ[1], વૉર્મ્ઝ[2] અને સ્પીરેઝ તથા પૂર્વે–જમણે કાંઠે શાર્લેમાનનો તમામ મુલક જર્મન લુઈને સોંપાયો. આ પ્રમાણે અનેક પ્રજાઓના સમ્રાટ્ને બદલે

---

૧ Mainz. ૨ Worms.

જર્મન કાફલાઓને એકરાષ્ટ્રીય રાજકર્તા સાપડતાં સામ્રાજ્ય ભાવનાની પ્રતિકારી રાષ્ટ્રભાવના જન્મવા માંડી.

આ સમયમાં જર્મનીને પૂર્વમાં સ્લાવ અને માગ્યાર[૩] લોકો કનડવા માંડ્યા હતા. ઉત્તરમાં નૉર્થમેન[૪]–નૉર્મન[૫] અને ડેઈન[૬] લોકો નીચે ઉતરી યુરોપના પશ્ચિમ અને દક્ષિણ દેશોને તારાજ કરવા મથી રહ્યા હતા. સ્લાવ લોકો સામે લુઈ પચ્ચાસ વર્ષ સુધી ઝઝૂમ્યો. પરિણામે તે પોતાના ભાઈઓ અને લોકોથી અળગો પડી ગયો. ફ્રાન્ક લોકો જ્યારથી બળવાન થયા ત્યારથી રોમન સંસ્કૃતિ, ધર્મ અને ભાષાની અસર ઓછી થતી ગઈ હતી. ગૉલમાં અને નૈઋત્ય જર્મનીમાં ફ્રાંકોની લશ્કરી જીંદગી અને ખ્રિસ્તી ધર્મભાવનાઓએ રોમન અસર ભૂંસી નાખી હતી. તેઓએ તે સાથે લૅટિન[૭] ભાષા પણ ભૂલાવી દીધી હતી અને તેને બદલે લૅટિન સંમિશ્રિત કેલ્ટિક ઓલાદની પોતાની ભાષા દાખલ કરી હતી. એ ભાષામાંથી આધુનિક ફ્રેંચ ભાષા જન્મી. પણ ક્લોવિસ પછીના વખતમાં ફ્રાંક અમર ઓછી થતાં અને આલેમાન્ની તથા સેક્સન પરિબળ વધતાં ટ્યૂટૉનિક ભાષા હાઈનને જમણે કાંઠે સ્થિર થઈ હતી. સેક્સનો ખ્રિસ્તી થતાં જર્મન ખ્રિસ્તી સંસ્થાન જન્મ પામ્યું હતું અને જો કે રોમનો પોપ ખ્રિસ્તીધર્મનો મહાઆચાર્ય સ્વીકારાયો હતો છતાં જર્મન ધર્માધ્યક્ષોની ભાવના, સત્તા અને સમૃદ્ધિ રોમન ધર્માધ્યક્ષોના કરતાં નિરાળાં હતા. શાર્લમાનના સમયમાં ફ્રાંક અને જર્મન વચ્ચે પરિચય અને વ્યવહાર વધ્યાં હતાં પણ તેના મૃત્યુ પછી પાછા એ ઓછાં થઈ ગયાં અને જર્મન ભાષા અને જર્મન રાષ્ટ્રત્વ નવું વ્યક્તિત્વ પામવા માંડ્યાં 'જર્મન' લુઈને જેમ બેવેરિયા સુપ્રત થયું હતુ તેમ સમ્રાટ્‌પદ લોથેર[૮] પહેલાને મળ્યું

**પરદેશીઓ**

**સાંસ્કૃતિક વ્યક્તિત્વ**

૩ Magyar. ૪ Northmen. ૫ Norman. ૬ D·
૭ Latin. ૮ Lothair.

અસલના રાજકુટુંબોના માણસો અગર અત્યારના રાજવંશીઓ તેમની વચમાં વસતા હતા તેમને સહુસહુએ પોતાના ઠાકોર, રાણા, રાજાઓનાં પદ લેવા દીધાં, અગર પદ આપ્યાં અને જરૂર વખતે સમૂહની લડાઈ કરી શકે તેવી અને બને ત્યાં તમામ વ્યક્તિઓએ તેમની લશ્કરી નોકરી બજાવવાના સોગદ લીધા. આ ઠાકોરો વગેરે પોતાની શક્તિથી, લોકસમતિથી અગર પોતાના અમલ ગરાસના હક્કથી મોટા જમીન-વિસ્તારના માલિક થયા. પોતાના સામતો, ભાયાતો અગર લશ્કરી સેવકોને તેઓ વફાદારી અને નોકરીની શરતે પોતાની

**ગુજરાતની યાદ**

જમીનમાંથી જાગીર આપવા લાગ્યા. આવા ઠાકોરોનો આશ્રય પોતાને નબળા માનતા એમનાથી ન્હાના બીજા અનેક ક્ષત્રિયો, રજપૂતો વગેરે નોકરીની શરતે લેવા લાગ્યા અને ન્હાના, એકલા, કાટિયા વર્ણના સ્વતંત્ર માણસો પણ એ જ શરતે તેમની સાથે ભળ્યા. અત્યારનું દેશી સંસ્થાન આ પ્રમાણે અસ્તિત્વમાં આવ્યું. ઠાકોરો, તેની નીચે સામતો, ભાયાતો અને મૂળ ગરાસિયાઓ, તેની નીચે તેમના કાટિયા વર્ણના જમીન અને નોકરીના, રક્ષણ અને પોષણના પરસ્પર સંબધથી બંધાયેલા માણસો—આ તેની સામાન્ય રચના.

હિંદુસ્તાનની લશ્કરી નોકરી મૂલક વ્યવસ્થા અલબત્ત ઘણી જૂની અને અનેક વિશિષ્ટ ભાવનાઓથી ભરેલી છે અને તેની સવિસ્તર ચર્ચા આ પુસ્તકમા સ્થાનસર લેખાય નહિ; પરતુ

**તેની જરૂરત**

૮૯૯ અને ૧૦૦૦ની વચમાં જર્મનીમાં 'ફ્યુડલ[૧૪] સિસ્ટમ'–વિગ્રહમૂલક સમાજરચના–આ અરસામાં જ જન્મ પામી. માગ્યાર, સ્લાવ અને સ્વજાત દુશ્મનોથી બચવા માટે દરેક જર્મન કબીલાને બંદોબસ્ત કરવાનો જ રહેતો હતો અને તેથી તેમણે પોતાના સરદારો–ડયૂકોને અસલના ડયૂકોનાં કુટુંબોમાંથી

૧૪ Feudal.

હતું તેનો પુત્ર ખલ્વાટ ચાર્લ્સ (ચાર્લ્સ ધ બાલ્ડ[૯]) પશ્ચિમ ફ્રાંક લોકોનો રાજા હતો લુઈ અને ચાર્લ્સ વચ્ચે ૮૭૦ મા મેર્સેનની[૧૦] સધિ થઈ આ વખતે ભાષાઓમા એટલો ફરક પડી ગયો હતો કે પૂર્વ અને પશ્ચિમના ફ્રાંકો પરસ્પરની ભાષા સમજી શકતા નહોતા અને બન્ને રાજાઓએ—ભાઇઓએ જૂદી જૂદી ભાષામા સોગદ લીધા આ સધિથી લુઈના રાજ્યનો સીમાડો પૂર્વ તરફ એલ્બ સરિતા અને બોહિમિયાના[૧૧] પર્વતો અને પશ્ચિમ તરફ હ્રાઇનને ડાબે કાંઠે હાનના આલ્સાસ અને લૉરેનની સરહદ સરસો નખાયો હવે લુઈના રાજ્યમા અસલ જર્મન તાઇફાઓનો તમામ મૂલક તથા મેઇન્ઝ ટ્રીઝ, કોલોન, સાલ્સબર્ગ અને બ્રેમેનના[૧૨] પાચ ધર્મસસ્થાનોનો સમાવેશ થયો

**ફ્રાન્કો અને જર્મનોની જૂદાઈ**

ઇ સ ૮૮૨મા લુઈનુ મૃત્યુ થયુ અને તેનાપછી "સ્થૂલદેહ" ચાર્લ્સ શાર્લમાનના લગભગ તમામ મૂલકનો માલિક થયો પણ તેણે નૉર્થમેન લોકોના હુમલાઓ નાણા આપીને ખાળવાથી તથા જર્મન પ્રદેશો તરફ બેદરકારી બતાવવાથી લોકોને અપ્રિય થઈ પડ્યો, તેથી તેના ભત્રીજા આર્નુલ્ફના[૧૩] હાથમા એ પ્રદેશો આવ્યા હ્રાઇનના કાઠાના શહેરો લૂટતા નૉર્થમેનને—ઔત્તરાહોને તેણે ખાળ્યા તેના પછી ૮૯૯મા તેનો પુત્ર "બાળક" લુઈ (લુઈ ધ ચાઇલ્ડ) રાજપદે આવ્યો પણ મામ્યારોના હુમલા, આતર અવ્યવસ્થા અને ડ્યૂકો તથા ધર્માધ્યક્ષોની સત્તાથી રાજતંત્ર અસ્તવ્યસ્ત થઈ ગયુ

**નૉર્મનોના હુમલા**

વલભી, પંચાસર અને પાટણના મજબુત અને ચક્રવર્તી રાજ્યો ભાગ્યા પછી ગૂજરાત—સૌરાષ્ટ્રની જે સ્થિતિ થઈ હતી તેવી સ્થિતિ આ અરસામા જર્મનીની થઈ રાજ્યકેન્દ્રમા તાકાત અને સાધનો નહોતા શક, સ્લાવો અગર મુસલમાનો હુમલાઓ કરી રહ્યા હતા અને દરેક જાતના લોકસમૂહને પોતાનુ રક્ષણ પોતે જ કરી લેવાની જરૂર પડી હતી.

**ફ્યુડલ સમાજ**

૯ Bald. ૧૦ Mersen ૧૧ Bohemia ૧૨ Bremen ૧૩ Arnulf

અમલના રાજકુટુંબોના માણસો અગર અત્યારના રાજવંશીઓ તેમની વચમાં વસતા હતા તેમને સહુસહુએ પોતાના ઠાકોર, રાણા, રાજાઓનાં પદ લેવા દીધાં, અગર પદ આપ્યાં અને જરૂર વખતે સમૂહની લડાઈ કરી શકે તેવી અને બને ત્યાં તમામ વ્યક્તિઓએ તેમની લશ્કરી નોકરી બજાવવાના, સોગદ લીધા. આ ઠાકોરો વગેરે પોતાની શક્તિથી, લોકસમતિથી અગર પોતાના અસલ ગરાસના હક્કથી મોટા જમીન-વિસ્તારના માલિક થયા. પોતાના સામતો, ભાયાતો અગર લશ્કરી નોકરોને તેઓ વફાદારી અને નોકરીની શરતે પોતાની જમીનમાંથી જાગીરો આપવા લાગ્યા. આવા ઠાકોરોનો આશ્રય પોતાને નબળા માનતા એમનાથી ન્હાના બીજા અનેક ક્ષત્રિયો, રજપૂતો વગેરે નોકરીની શરતે લેવા લાગ્યા અને ન્હાના, એકલા, કાઠિયા વર્ણના સ્વતંત્ર માણસો પણ એ જ શરતે તેમની સાથે ભળ્યા. અત્યારનું દેશી સસ્થાન આ પ્રમાણે અસ્તિત્વમાં આવ્યું. ઠાકોરો, તેની નીચે સામતો, ભાયાતો અને મૂળ ગરાસિયાઓ, તેની નીચે તેમના કાઠિયા વર્ણના જમીન અને નોકરીના, રક્ષણ અને પોષણના પરસ્પર સંબંધથી બંધાયેલા માણસો—આ તેની સામાન્ય રચના.

**ગુજરાતની યાદ**

હિંદુસ્તાનની લશ્કરી નોકરી મૂલક વ્યવસ્થા અલબત્ત ઘણી જૂની અને અનેક વિશિષ્ટ ભાવનાઓથી ભરેલી છે અને તેની સવિસ્તર ચર્ચા આ પુસ્તકમાં સ્થાનસર લેખાય નહિ; પરંતુ ૮૯૯ અને ૧૦૦૦ની વચમાં જર્મનીમાં 'ફ્યુડલ[૧૪] સિસ્ટમ'–વિગ્રહમૂલક સમાજરચના—આ અરસામાં જ જન્મ પામી. માગ્યાર, સ્લાવ અને સ્વજાત દુશ્મનોથી બચવા માટે દરેક જર્મન કબીલાને બંદોબસ્ત કરવાનો જ રહેતો હતો અને તેથી તેમણે પોતાના સરદારો—ડ્યૂકોને અસલના ડ્યૂકોનાં કુટુંબોમાંથી

**તેની જરૂરત**

ચૂંટી કાઢ્યા. એ કબીલાઓના અગ્રણીઓ તેના સામત–વેસલ્સ અને રકવાયર્સ થયા. શહેરના અને બીજા અનેક છૂટા માણસોએ આ ડયૂકોનો આશ્રય લીધો અને તેમની સાથે ફ્યુડલ સબંધથી જોડાયા. સેક્સની, થુરિંગિયા, ફ્રાન્કોનિયા, બેવેરિયા, સ્વાબિયા, લૉથારિંગિયા[૧૫] (લૉરેન)–વગેરે સ્થળે ડયૂકો સ્થપાયા.

ડયૂકો

હિન્દુસ્તાનમાં આ પ્રમાણે સર્વત્ર જન્મ પામેલા ઠાકોરો પોતપોતાના મંડળમાં સર્વ સત્તા ધરાવે છે. પરતુ એકલે હાથે દુશ્મન સામે ઝઝુમી ન શકાય, એ વસ્તુ ધ્યાનમાં લઈ તેઓ એક ચક્રવર્તી રાજાની આણ કબૂલ રાખે છે. રજપૂતાનામા ઉદેપુર સર્વશિરોમણિ ગણાતું અને રણહાક પડતા સિસોદિયાના ઝૂંડા નીચે તમામ રજપૂતો એકઠા થતા હતા. જર્મનીના ડયૂકો પોતપોતાનાં મડળોમાં સર્વ સત્તાધર હતા અને રાજાનુ રાજ્ય તો ફક્ત નામનું જ હતુ. પણ બહારથી ડેઇન, નૉર્થમેન, સ્લાવ અને માગ્યારોનું દબાણ એટલું સખત હતુ કે સર્વને એક કરનાર રાજકેન્દ્ર વિના ચાલે તેમ નહોતુ. આ કેન્દ્રની અને એક નિશાનની જરૂરિયાતને લીધે જ 'બાલક' લુઈનું રાજપદ સ્થિર રહી શકયું હતું. ૯૧૧ મા તેના મૃત્યુ પછી ડયૂકોને લાગ્યુ કે રાજકેન્દ્રને મજબુત કરવું જોઇએ. આ હેતુથી ફૉર્શહાઈમ[૧૬] મુકામે ડયૂકો અને બીજા અમીરો ભેળા થયા અને સેક્સનીના ડયૂક "યશસ્વી"–"ઈલસ્ટ્રીયસ[૧૭]" ઑટ્ટો[૧૮]ની સલાહથી સહુએ ફ્રાંકોનિયાના ડયૂક કૉન્રાડ[૧૯]ને રાજા તરીકે ચૂંટી કાઢયો.

રાજકેન્દ્રની જરૂરત

પરતુ લુઈના રાજ્યનું સુકાન મેન્ઝના મહા ધર્માધ્યક્ષ (આર્ચ-

૧૫ Lotharingia ૧૬ Forsh-Heim. ૧૭ Illustrious. ૧૮ Otto ૧૯ Conrad.

બિશપ) પ્રથમ હાટ્ટો[૨૦]ના હાથમાં હતું અને ધર્મસંસ્થાનોનું પરિબળ પુષ્કળ હતું. આ સંસ્થાનો રાજા અને રાજકેન્દ્ર પોતાથી જેમ દૂર હોય તેમ સારૂ એમ માનતા હતા અને સ્થાનિક રાજસત્તા પોતાની પાસે નિસ્તેજ અને આછી દેખાય તેવું વર્તન ચલાવતા હતા. ડયૂકોના પુનર્જન્મમાં અને તેમના પ્રતાપ સ્થાપનમાં ધર્મસંસ્થાનને ભય દેખાયો. તેમણે કૉન્રાડ અને ઑટ્ટો વચ્ચે અણબનાવ કરાવ્યો. લૉથારિન્ગિયાના ડયૂકને ફ્રાન્સના રાજા "ભોળા"–સિમ્પલ–ચાર્લ્સ સાથે ભેળવ્યો અને બાવેરિયા અને સ્વાબિયાના ડયૂકોનાં મન પણ ઉંચાં કરી નાખ્યાં. ૯૧૯માં મરતે મરતે ધર્મસંસ્થાનની ખટપટોથી જાણીતો થયેલ કૉન્રાડ ફ્રાન્કોનિયાના અમીરોને ભલામણ કરતો ગયો કે રાષ્ટ્રશક્તિ અને રાષ્ટ્રશ્રેય યશસ્વી ઑટ્ટોના પુત્ર હેન્રીને રાજપદે ચૂંટવામાં રહ્યાં છે.

**ધર્મસંસ્થાનનો ભય**

હેન્રી પહેલો જર્મન રાષ્ટ્રનો મહાન રાજકર્તા છે, તેનું ઉપનામ 'ફ્રાઉલર'[૨૧] અથવા 'વાઘરી' હતું. પોતાના ડયૂકલ સંસ્થાનનું શ્રેય રાષ્ટ્રશ્રેયમાં સમાઈ જાય છે એવી તેની માન્યતા હતી. તે પરમ યુદ્ધવિશારદ અને ચાણાક્ય બુદ્ધ હતો. ૯૧૯ માં તે રાજપદ પર ચૂંટાયો. તરત જ તેણે બાવેરિયા અને સ્વાબિયાને રાજ્યચક્રમાં આણ્યાં અને ફ્રાન્સની અવ્યવસ્થિત હાલતનો લાભ લઇ લૉથારિન્ગિયાના ડયૂકને પણ જર્મન મંડળમાં ભેળવ્યો. માગ્યારો ૯૧૯ માં દેશને લૂંટીને ચાલ્યા ગયા હતા. ૯૨૪ માં તેઓ પાછા આવ્યા; પરંતુ હેન્રીના હાથમાં તેમનો એક અગ્રણી સેનાની આવ્યો અને એ બાહેધરીનો લાભ લઈ નવ વર્ષ સુધી તેમણે જર્મની તરફ ન જવું એવી તેમની કબુલાત હેન્રીએ લીધી. તેમને નવાજેશ–નઝરાણાથી પાછા વાળી રાજાએ આંતરવ્યવસ્થા તરફ ચિત્ત પરોવ્યું.

**પહેલો હેન્રી**

**માગ્યારો સાથે સુલેહ**

---

૨૦ Hatto. ૨૧ Fowler.

માગ્યારો પાછા આવે ત્યારે તેમને કેમ ખાળવા એ સહુથી પહેલો વિચાર કરવાનો હતો. જ્યાં જ્યાં રોમની અસર પડી હતી

**દુર્ગો અને દિવાલો**

ત્યાં ત્યાં તો જર્મનીમાં શહેરો અને કિલ્લાઓ ઉભા થયા હતા; પણ ઉત્તર જર્મનીમાં લોકો ખુલ્લાં ખેતરોમાં છૂટાછવાયા અગર ઉઘાડાં ગામડાંઓમાં રહેતા. રજપૂતાનામાં અને જ્યાં જ્યાં પિંઢારાઓ વગેરેના દરોડા–હલ્લાઓનો ભય હતો ત્યાં ત્યાં જેમ શહેરોની આસપાસ ગઢ બંધાયા છે, અગર ગામને દરવાજે કોઠા ચણાયા છે, આવતા દળની ખબર આપવા માટે ગામડે ગામડે જેમ કોટવાળની દોઢીઓ ચણાઈ છે, તે જ રીતે હેન્રીના જર્મનીમાં ગઢવાળાં શહેરો અને કિલ્લાઓ ઉભા થયા. માગ્યાર લોકો શક લોકો માફક ઘોડેસ્વાર થઈને લડતા, અને તેમનાં ઘોડાં કાઠીઓની ઘોડી જેટલાં જ પ્રખ્યાત હતાં.

**ગામડાંનું રક્ષણ**

હેન્રીએ વસતિની સંખ્યા કાઢી તેના નવ નવ માણસોના ગુચ્છો પાડયા. નવમાંથી આઠ માણસો ખેતી કરવા રહે અને જરૂર પડે ત્યારે તેની ખેતીની નિપજનો ત્રીજો ભાગ રાજ્યને આપે. નવમા માણસને માથે કિલ્લા બાંધવા અને સાચવવાની ફરજ નાખવામાં આવી. તેમાંથી જ ઘોડેસ્વાર લશ્કર તૈયાર થયું. પાયદળ લશ્કરને વધારે કવાયત અને વધુ સચોટ હથિઆરો આપવામાં આવ્યાં. માગ્યારોએ આપેલી નવ વરસની અવધિ ૯૩૩ માં પૂરી થઈ અને તેમનાં કટક તીડની પેઠે પાછાં જર્મની ઉપર ચઢી આવ્યાં. પણ હેન્રીના દુર્ગો

અને શ્લાઈ નદીઓ વચ્ચેની જમીન પાછી જર્મન રાષ્ટ્રમાં આવી. આથી જર્મનીમાં શહેરોની સંખ્યા અને આબાદી વધી;

**શહેરોની વસતિ** તેને ગઢ અને કિલ્લા મળવાથી છૂટા, સ્વતંત્ર વ્યક્તિગત માણસો માગ્યાર વગેરેના હુમલાઓથી બચવા માટે ડ્યૂકોના ફ્યુડલ બંધનમાં જતાં અટકી ગયા અને શહેરોમાં વસવા માંડ્યાં. ત્યાં તેઓ વેપારી, કારીગરો, અભ્યાસીઓ, કળાકારો, લેખકો વગેરે અનેક શહેરી ધંધાદારીઓ બનવા લાગ્યા. હેન્રીએ પણ વેપારને ઉત્તેજન આપવા માંડયું. ન્યાયની અદાલતો અને પંચાયતો શહેરમાં જ રાખી, અને તમામ રાજ્યમહોત્સવો તથા ક્રિયાઓ શહેરમાં કરવાનો શિરસ્તો પાડયો. જો દુર્ગરક્ષિત શહેરો ન હોત તો નીચલા વર્ગના સ્વતંત્ર માણસો ડ્યૂકના ફ્યુડલ સર્ફ થઇ જાત અને રશિયા તથા ફ્રાન્સના જેવો જ ગભીર રાજપ્રકરણીય, સામાજિક અને આર્થિક કંટક જર્મન સંસ્થાનમાં દાખલ થાત.

હેન્રીએ રાષ્ટ્રના દુશ્મનોને આ પ્રમાણે જેર કર્યા; આંતરસમૃદ્ધિ વધારી; આંતર સહિસલામતી સાચવી; આમવર્ગને ગુલામીમાં ધસડાઈ જતો અટકાવ્યો તેમજ માંડલિક ડ્યૂકો તરફ સૌમ્ય

**જર્મન ડાયેટ** અને શાંત વલણ રાખી તેમને પોતાની મસનદને વફાદાર બનાવ્યા. રાજ્ય આબાદ ટકી રહે અને રાજકેન્દ્ર પોતાના વંશમાં રહે તે હેતુથી તેણે એર્ફર્ટ[૨૩] મુકામે એક 'ડાયેટ[૨૪]'—લોકસભા—બોલાવી અને જર્મન રાજમુકુટ પોતાના પુત્ર ઑટોને આપવાનુ એ સભા પાસેથી વચન લીધું. પોતાના પુત્રને માટે એક-છત્ર, એક રાષ્ટ્રભાવનાવાળા જર્મનીને પાછળ મૂકી હેન્રી ૯૩૬ના જુલાઈમાં અવસાન પામ્યો. તેના વફાદાર સામંતોએ તેના પુત્ર ઑટોને જર્મન લોકોનો રાજા ચૂંટી કાઢયો.

---

૨૩ Erfurt. ૨૪ Diet.

## પ્રકરણ ત્રીજું

## સામ્રાજ્ય કૃત્યાનો વળગાડ

**ઑટોનું રાજ્યારોહણ**

**હેન્રીના** મૃત્યુ વખતે લોથારિંગિયા, શ્લેસ્વીગ, એલ્બ અને ઓડર વચ્ચેનો સ્લાવ મૂલક એ તમામ જર્મનીની આણ નીચે હતાં. ડેઇન અને માગ્યારો જેર થઈ ચૂક્યા હતા. ડ્યૂકો વફાદાર હતા, ધર્મસંસ્થાનો સંતુષ્ટ હતાં. ચોવીસ વર્ષનો યુવાન ઑટો[1] મસનદનશીન થયો ત્યારે શાપેલ તીરે આવેલા એઇ[2] (એ–લા–શાપેલ[3])માં તેની રાજ્યારોહણની ક્રિયા થઇ અને રાજાની અંગત ચાકરી ડ્યૂકોએ ઉઠાવી. જે કામ સામાન્ય ગૃહસ્થોના ઘરમાં તેનો ખિદમતગાર કે પાસવાન કરે, વૅલેટ-દ-શાંબ્ર[4], બટલર, વેઇટર વગેરે કરે, ખવાસો અને હજુરિયા કરે તેવાં કામ કરવાની જર્મન રાજાના પ્રાસાદની પદ્વિઓ ડ્યૂકોએ ઊઠાવી લીધી અને જર્મન રાજ્યની એ

**રાજસેવા**

પદ્વિઓ ઉંચામા ઉંચી પદ્વિઓ લેખાઈ. થોડા વખત બધુ શાંત રીતે ચાલ્યું. પરંતુ ડ્યૂકોની આ રાજભક્તિ ફક્ત વફાદારીનું ઇંગિત ચિહ્ન હતુ–એનો અર્થ એવો

---

[1] Otto. [2] Aix. [3] Chapelle. [4] Valet-De-Chambre.

નહોતો કે એ લોકો રાજાની ભક્તિમાં પોતાનું આત્મત્વ કે પોતાનું સ્વાતંત્ર્ય છોડી દે. હેન્રીના સમયમાં જર્મની એક માળારાજ્ય હતું, રાજા તેનો મણિ હતો; બીજાઓ તેના પારા હતા. તેમની મર્વેની સોંસરો, તેમને સંકળતો રાષ્ટ્રત્વ અને સમાનહિતનો સૂત્ર પરોવાતો હતો, પણ દરેક મણકાને જૂદું વ્યક્તિત્વ હતું; એ છૂટો અને સ્વતંત્ર હતો. હેન્રીએ એ ભાવના પોષાવા દીધી હતી.

**સર્વ સત્તાધર ઑટ્ટો**

ઑટ્ટોના ખ્યાલો જૂદા હતા. એ રાજાને સર્વ સત્તાધર માનતો હતો. ડ્યૂકો અને બીજા સામંતોને એ ખરેખર નોકર માનતો હતો. એ માળાનો મણિ થવા નહોતો માગતો—એને તો ખરેખર એક ઉપર એક ચ્હડતા આવતા માંડલિક–સામત–રાજવી મિનારાના કળશમણિ તરીકે મંડિત થવું હતું.

**ઑટ્ટોની મહત્તા**

આ મહત્ત્વાકાંક્ષામાં તેની તકલીફો, તેની મહત્તા, તેના જીવનનો વિજય રહેલો હતો. તરત જ તેના ઓરમાનભાઈ થાંકમારની[૫] સાથે તે અથડામણમાં આવ્યો. તેનો ભાઈ હેન્રી તેની સ્હામે બંડ કરી ઊઠ્યો; ફ્રાન્કોનિયાનો ડ્યૂક એબરહાર્ટ[૬] બળવાનો ઝુંડો ઉચકી વિફરી બેઠો. લૉથારિંગિયાના ડ્યૂક ગિઝેલ્બર્ટે[૭] શમાઈ જતી આગને પોતાના બંડથી વધારી. પરંતુ વિજયમાળા ઑટ્ટોની આકાંક્ષિણી હતી. ફ્રૅન્કોનિયા તેણે પોતા માટે રાખ્યું. લાલ કૉન્રાડ, તેનો વફાદાર સામત અને ભક્ત–ઑટ્ટોની પુત્રીનો પાણિ અને લૉરેનનું મંડળ પામ્યો. ૯૪૭માં હેન્રીને ભ્રાતૃભાવથી ક્ષમા અર્પી તેને બાવેરિયાનો મંડળાધિપ–ડ્યૂક બનાવ્યો. સ્વાબિયાના ડ્યૂક હેરમાનની[૮] દુહિતાનો હસ્ત પોતાના પુત્ર લુડોલ્ફ[૯] પાસે ગ્રહણ કરાવી એ મંડળને પોતાના કુટુંબમાં આણ્યું.

૫ Thankmar. ૬ Eberhart. ૭ Giselbert. ૮ Herrmann. ૯ Ludolf.

ઑટ્ટો ખરેખર ગષ્ટ્રનો મુકુટમણિ થઈ વિગજી રહ્યો અને ઇતિહાસમા "મહાન" પદ પામ્યો

લૉરેન પોતાના રાજ્યમા ભેળવવા ફ્રાન્સના રાજા લુઈ ચોથાએ પ્રયત્ન કર્યો હતો, પણ ૯૪૨મા ઑટ્ટો ફ્રાન્સમા પ્રવેશ્યો અને પોતાને મનમાનતી સધિ કરી તે પછી પોતાના બનેવી

**પરદેશ વ્યવહાર**

ઉપરોક્ત લુઇ અને બીજા બનેવી મહાન હ્યુ[૧૦] લુઈના સામત વચ્ચે શાતિ સ્થાપવા માટે તે ફ્રાન્સમા ગયો માર્ગાવ ગેરોએ[૧૧] ઑટ્ટો તરફથી એલ્બ અને ઓડરના મ્લાગને જેર કર્યા બોહિમિયા ૯૫૦મા શરણ થયો માર્ગ્રાવ બિલુગે[૧૨] વેન્ડોને અંકુશમા રાખ્યા

મહાન પુરુષોની મહત્ત્વાકાક્ષા તેમનુ મારણ છે ઑટ્ટોની નજર હવે જર્મનીની દક્ષિણ સીમા ઓળગી ઈટાલી તરફ મડાઈ અસસ્કૃત વેન્ડ લોકોને ધર્મોપદેશથી સસ્કાર અર્પવાના હેતુથી

**ઈટલી તરફ નજર**

તેણે શ્લેસ્વિગ, રિપ્પન[૧૩] અને આર્હુસના[૧૪] તથા સ્લાવ લોકોને સસ્કારિતા આપવાના હેતુથી બ્રાન્ડનબર્ગ[૧૫] અને હૅવલબર્ગના[૧૬] ધર્મસસ્થાનો સ્થાપ્યા અને એ પ્રમાણે સત્તાલોભી અને અરાષ્ટ્રીય તત્ત્વોને વિશેષ જોરદાર કર્યા એટલેથી જ નહિ અટકતા મેઇસ્સન[૧૭], સાઈટસ[૧૮] અને મર્સિબુર્ગના[૧૯] નવા ધર્મસસ્થાનો ઉપર માગ્ડીબુર્ગના[૨૦] મહાચાર્યનુ સસ્થાન થોડા વર્ષો પછી જન્મા યુ જો

**આડેલેડ**

ઑટ્ટો જર્મનીમા જ રહ્યો હોત તો આ ધર્મસસ્થાનો તે અકુશમા રાખી શકત, પણ ૯૫૧ના સુમારમા ઈટલીના રાજા હ્યુના પુત્ર લૉથેરની વિધવા રાણી આડેલેડના[૨૧]

---

૧૦ Hugh ૧૧ Margrave-Gero ૧૨ Bilung ૧૩ Rippen ૧૪ Arhus ૧૫ Brandenburg ૧૬ Hevelberg ૧૭ Meissen ૧૮ Zeitss ૧૯ Merzeburg ૨૦ Magdeburg ૨૧ Adelaide

સૌન્દર્ય ઉપર ઓવરિયાના[૨૨] માર્કવિ બેરેન્ગારનો[૨૩] પુત્ર મુગ્ધ બન્યો અને એના હાથની માગણી કરી. આડેલેડે ના પાડતાં તેને બેરેન્ગારે કેદ કરીને તુરંગમા મોકલાવી. જર્મનીના સમર્થ રાજવી ઑટ્ટોને આડેલેડે પોતાની વ્હારે બોલાવ્યો. આલ્પ્સના બરફો ખૂંદી એ લૉમ્બાર્ડીમાં[૨૪] ઉતર્યો અને બેરેન્ગારનો પરાજ્ય કર્યો અને તે પદચ્યુત આડેલેડના સૌન્દર્ય અને

**ઑટ્ટોનો મોહ**

સરકારની મોહિની ઑટ્ટોને લાગી અને તેણે પાવિયા[૨૫] મુકામે તેની સાથે લગ્ન કર્યું પરંતુ ઑટ્ટોએ જર્મનીનો તાજ પોતાના પુત્ર લુડોલ્ફને આપવાનું વચન આપ્યું હતું. લુડોલ્ફને આડેલેડના સૌન્દર્યની ભૂરકીનો ભય પેઠો અને તેણે પોતાના પિતાના દુશ્મન, મેઇન્ઝના મહાચાર્ય ફ્રેડરિકનો[૨૬] આશ્રય શોધ્યો. ઑટ્ટોને આ ખબર પડતા લાલ કૉન્રાડને ઇટલીમાં મૂકી એ તરત જર્મની પાછો ફર્યો લુડોલ્ફ અને ફ્રેડરિકે તેને મેઇન્ઝ બોલાવ્યો અને અસાવધાન પિતા પુત્રને હાથે કેદ થયો. પોતાનું સ્વાતંત્ર્ય પાછુ મેળવવા તેણે પુત્ર અને મહાચાર્ય ફ્રેડરિકને એક અત્યંત ગંભીર પ્રતિજ્ઞાપત્ર ઉપર સહી કરી આપી અને છૂટા થતા વેંત જ એ પ્રતિજ્ઞાઓ ઉપર પાણી ફેરવ્યુ. આ રીતે આંતરવિગ્રહનો આરંભ થયો.

ઑટ્ટો ઇટલીનો રાજા હતો તો જર્મનીને સંભાળી શકશે નહિ એવો સમગ્ર રાષ્ટ્રનો મત હતો. શાર્લમાનના વખતમાં અમીરવર્ગને અને સામાન્ય રીતે તમામ જર્મનોને અનેક જાતની

**બળવાનો દાવાનળ**

વિટંબણાઓ વેઠવી પડી હતી અને એ વિટંબણાઓનું સ્મરણ હજી તદ્દન ભૂંસાઈ ગયુ નહોતુ પરિણામે લાલ કૉન્રાડને ઇટલીથી બોલાવ્યો હતો તે પણ બળવાખોરોના પક્ષમાં ભળી ગયો. સ્વાબિયા, બાવેરિયા, ફ્રાન્કોનિયા,

૨૨ Ovaria ૨૩ Berengar. ૨૪ Lombardy. ૨૫ Pavia. ૨૬ Frederic.

સૅક્સની વગેરે તમામ સ્થળે બળવાનો દાવાનળ સળગી ઉઠયો અને ઑટ્ટોની સત્તા તેમા ભસ્મીભૂત થતી ચાલી. જર્મનીની આ અવસ્થા જોઈ તેના પરમ દુશ્મન માગ્યારોએ તક સાધી તેના ઉપર હલ્લો કર્યો અને દુશ્મનાવટ બતાવવા જતા ઑટ્ટોના પરમહિતૈષિની ગરજ સારી.

**દુશ્મનહિતૈષી**

કૉન્રાડ અને લુડોલ્ફ, બન્નેએ તેમને સત્વર આવવા પ્રેર્યા અને રાષ્ટ્રની આંખ એકદમ ઉઘડી. સારો ય રાષ્ટ્ર ઑટ્ટો તરફ ઉમટયો; ફ્રેડરિક તાબે થયો, લુડોલ્ફે માફી માગી, કૉન્રાડનો પ્રદેશ લૉરેન કૉલોનના મહાચાર્ય પોતાના ભાઈ બ્રુનોને આપી બળવાખોર કૉરાન્ડને નસ્યત પમાડી, તે પછી તેને માફી આપી ઑટ્ટોએ પાછો તેને પોતાના પડખામા લીધો. એને તથા બીજા જર્મન અમીરોને સાથે લઈ ઑટ્ટો માગ્યારો સ્હામે ન્હડયો. આઉગ્સબુર્ગ પાસે લેકફેલ્ડ મુકામે વિકરાળ યુદ્ધ ઇ. સ. ૯૫૫ના ઑગસ્ટની દશમી તારીખે થયું. કૉન્રાડ અને બીજાં અનેક જર્મન અમીરકુલો દુશ્મનોની એડી નીચે કચડાઇ ચોળાઇ રહેંસાઈ ગયાં, અને માગ્યારો તો ખો ભૂલી ગયા. તેઓ આવી હતાશ રીતે કદિ હાર્યા નહોતા. તેમણે લડવાનો અને હુમલા કરવાનો ધંધો છોડી દીધો અને હંગરીમાં શાંત, સસ્કૃત રીતે વસવાટ કરી રહ્યા. જર્મનીની પૂર્વ સરહદો હવે તદ્દન સહિસલામત થઈ.

ઑટ્ટોએ હવે જર્મનીમાં સ્થિર થવું જોઈતું હતું; પરતુ ફ્રાન્સ જે રીતે આ વખતમાં સ્થિર, કેન્દ્રિત થઈ રાષ્ટ્રત્વ કેળવવા માંડયું હતું

**જર્મનીનું કમભાગ્ય**

તે રીતે જર્મનીના ભાગ્યમા એકકેન્દ્રિત, સંગઠિત થવાનું વિધાતાએ નિર્માયું નહોતું. ઇટલીએ અને મહત્ત્વના આદર્શોએ ઑટ્ટોને પાછો પોતાની મોહિનીમાં ફસાવ્યો, અને જર્મનીના માથે સુવર્ણાંગ પણ લોખંડાત્મ સવા હજાર વર્ષની પનોતી બેઠી. બેરેન્ગારને અને પોપ જોન બારમાને બનતું નહોતું અને ઑટ્ટો જર્મનીમાં આવ્યા

ખ્રિસ્તીત્વ આધ્યાત્મિક સામ્રાજ્યને પણ ખંડિત કરી રહ્યું હતું અને ખ્રિસ્તી લોકસમૂહો ચોતરફથી ઉમટયા હતા.

**પાર્થિવ સામ્રાજ્ય**

ફરીથી સામ્રાજ્યની પાર્થિવ પાંખને મજબૂત, પ્રાણિલી, ચેતનવંતી કરવાની જરૂર હતી. જગતના સ્થૂલ સામ્રાજ્યમાં બળ અને તેજ પૂરી ખ્રિસ્તની આધ્યાત્મિક અને પાર્થિવ બન્ને પાંખોને ભૂષણરૂપ થાય એવો રાજવી આ વખતે યૂરોપમાં ઑટ્ટો સિવાય બીજો કોઇ નહોતો.

અને ઑટ્ટો જગતના સામ્રાજ્યના લોભમાં તણાયો. તે મહાન અને મહત્વાકાંક્ષી હતો. જર્મનીને તેણે એકત્ર, મજબૂત, યશસ્વી બનાવ્યું હતું; હવે એને જગતનો સ્વામી થવાના કોડ લાગ્યા. રાષ્ટ્રની સીમા ઓળંગી એ પૃથ્વીની સેવા કરવાના સ્વપ્નો સેવવા માંડયો. ઈટલીની પુરાણ, ઐતિહાસિક ભૂમિનો સ્વામિન્, પ્રાણવંતી જર્મન પ્રજાનો રાજન્, ખ્રિસ્તના સામ્રાજ્યની સ્થૂલ સત્તાનો રાજદંડધારી; આ પદ ઉપર પગલાં માંડવાં કોને ન ગમે?

અને એણે પોપની પ્રેરણાથી એ પદ્દિઓ લીધી. એ પદ્દિનાં ઝાંઝવાં પાછળ એણે જર્મનીને તારાજ કર્યું, પોતે તારાજ થયો અને પોતાના વંશને તારાજ કર્યો. તેની ઇચ્છા સામ્રાજ્યના તેજમાં ડયૂકોને દબાવવાની હતી. જે પદ્દિ અને મિલ્કત કુટુંબગત નહોતી તેવી પદ્દિ અને મિલ્કતનાં ધરાવનાર ધર્મ-સંસ્થાનો સમ્રાટ્ તરીકે તેના પક્ષમાં રહેશે એવી તેની કલ્પના હતી. ડયૂકો અને સામાન્ય જર્મન લોકો ખ્રિસ્તનું સામ્રાજ્ય પોતાના રાજાને સોંપાયું તેથી અભિમાની બન્યા; અને પોતાનો સ્વાર્થ સામ્રાજ્યવ્યગ્ર રાજાની વ્યગ્રતાનો લાભ લેવાથી વધારે સચવાશે એવી ખાત્રીવાળા થયા. ધર્મસંસ્થાનો સાંસારિક બાબતોમાં રાજાના અધિકારને સ્વીકારતાં હતાં, પરંતુ એમની હમેશની માન્યતા એવી હતી કે તમામ પાર્થિવ અધિકારને

**જર્મની ઉપર અસર**

**અભિમાની ડયૂકો**

આધ્યાત્મિક સત્તા મર્યાદા બાંધી શકે છે અને પોપ એકલો જ આધ્યાત્મિક સત્તા અમલમાં મૂકવાને હકદાર છે. જ્યાં સુધી જર્મન રાજ-સમ્રાટો પોપના આધ્યાત્મિક અમલ સાથે સમન્વિત હોય ત્યાં સુધી તેમને ધર્મસંસ્થાનોનો હમેશાં ટેકો રહેતો. પણ

પોપવફાદાર ધર્મ સંસ્થાનો

પોપ અને સમ્રાટ્ને તરત જ કજિયાઓ થવા માંડયા અને ધર્મસંસ્થાનો જર્મનીના વ્યવહારમાં પોપને સર્વોપરિ ગણવા લાગ્યાં. એટલું જ નહિ પણ પોપ અને સમ્રાટ્ને જ્યારે જ્યારે વિક્ષેપ પડે ત્યારે ત્યારે તેઓ જર્મનીના રાજપ્રકરણમાં દ્રોહ અને બંડ પ્રેરવાનાં પગલાં લેવાય તેટલાં લેતાં. સામ્રાજ્યનો મુકુટ આ પ્રમાણે જર્મનીને આશીર્વાદરૂપ થવાને બદલે શાપરૂપ થઈ પડયો. જર્મનીને પ્રતાપી અને તેજોમય બનાવવાને બદલે હરવખત તેને પોપને હાથે હીણાવું પડવા માંડયું અને તેને અપમાન, કલેશ, દ્રોહ અને બંડ સહન કરવાનો વખત આવ્યો.

સામ્રાજ્યપદના સ્વીકાર પછી ઑટ્ટોનું મહત્ત્વ તેજોહીન થઈ ગયું. જર્મનીમાં ડ્ઉશલાંડ[૨૭]–રાષ્ટ્રની ભાવના જન્મી. લૉરેનના

ડ્ઉશલાંડ

મંડળના ઉપરિ લૉરેન અને નીચેઃ લૉરેન–એમ બે ભાગ પડયા. દરેક ડયૂક મંડળમાં ઑટ્ટોએ રાજાના હક્ક સાચવવા કાઉન્ટ પૅલેટિન[૨૮]ને નીમ્યા. માર્ગ્રાવ ગેરોના મૃત્યુ પછી તેનો પ્રદેશ ત્રણ માર્ગ્રાવોને વહેંચી આપ્યો. પોતાના સામ્રાજ્યપદના પ્રતાપ ઉપર આધાર રાખી, દરેક મંડળને પોતાના કુટુંબના હાથમાં રાખવાની પોતે આરંભેલી પ્રથાને પણ તેણે ત્યજી દીધી. સૅક્સની પણ માર્ગ્રાવ બિલુંગના કુટુંબને સોંપી દીધું. ધર્મસંસ્થાનોને મોટી જાગીરો મળી; તેમને દીવાની-ફોજદારી અધિકારો આપવામાં આવ્યા; બીજા પણ રાજકર્તા જેવા અધિકારો તેમને સુપ્રદ થયા. ૯૭૩ના મે માસમાં આ મહાન રાજવી અવસાન પામ્યો.

૨૭ Deuscheland. ૨૮ Count Palating.

તેના પુત્ર બીજા ઑટ્ટોમાં તેના જેટલી જ મહત્ત્વેષણા, મગરૂરી અને શક્તિ હતી. તેના પિતાના જીવતા જ ઈટલી અને જર્મની

**ઑટ્ટો બીજો**

તથા જગતના મુકુટો એઇ–લા–શાપેલ મુકામે તેને અર્પણ થઈ ચૂક્યા હતા અને બાઇઝાન્શિયન શહેનશાહ બીજા રોમનુસની[૨૯] પુત્રી થિયૉફાનો[૩૦] સાથે તેનાં લગ્ન થવાથી તેનું જગત વિપુલતા પામ્યું હતું. પોતાના કાકા કજિયાળા હેન્રી, ફ્રાન્સના રાજા લાથેર અને કેરિન્થિયાના[૩૧] ડયૂક હેન્રી સાથે વિગ્રહ, સંધિ અને રાજાના વ્યવહારો પૂરા કરી એ દક્ષિણ ઈટલીનું સામ્રાજ્ય સર કરવા ૯૮૨માં ગયો. ત્યાં આરબોની મદદથી એ પ્રદેશના અધિપતિ બાઇઝાન્ટાઇન સમ્રાટે તેને મજબૂત હાર ખવરાવી. ૯૮૩ના ડિસેમ્બરમાં તે રોમમાં મૃત્યુ પામ્યો તે પહેલાં વેરોના[૩૨]માં તેણે મેળવેલી જર્મન લોકસભામાં

**ઑટ્ટો ત્રીજો**

તેના પુત્ર ત્રીજા ઑટ્ટોને તેના વારસ તરીકે સ્વીકારવામાં આવ્યો હતો. પરંતુ એ સગીર હતો અને થોડો વખત કજિયાળા હેન્રીને તેના વાલી તરીકે રાખ્યા પછી એને દૂર કરી તેની માતા થિયોફાનોને તેની રક્ષિકા નીમવી પડી. થિયોફાનોએ મેઇન્ઝના મહાચાર્ય વિલિગ્રિસની[૩૩] મદદથી અમલ ચલાવ્યો અને પોતાના પતિના સમયમાં સ્લાવ તથા ડેન્માર્ક લોકોએ જર્મનીનો સીમાડો દબાવવાનું શરૂ કર્યું હતું તેનો પ્રતિકાર કર્યો. પણ સગીર રાજા, સ્ત્રી વાલી અને ધર્મગુરુ કારભારી, એ ત્રણેને લીધે રાજસત્તા વધારે નબળી પડી. સૅક્સની અને બાવેરિયા લગભગ સ્વતંત્ર થઇ ગયાં અને ધર્મસ્થાનોના લગવસીલામાં અત્યંત વધારો થયો. સ્ત્રીજનો અને ધર્મગુરુઓના હાથમાં ઉછરેલો આ રાજા વિદ્વાન અને પંડિત થયો; કાલ્પનિક સ્વપ્ન, આદર્શ અને આત્મ મહત્વમાં તે

૨૯ Romanus. ૩૦ Theophano. ૩૧ Carinthia. ૩૨ Verona. ૩૩ Willigris.

મોટો થયો ત્યારે તેણે રાજ્ય હોમી દીધું. જર્મની કરતાં રોમ તેને વધારે પ્રિય હતું. સમ્રાટ્‌ના પુત્ર તરીકે તે સામ્રાજ્યના ગુચળા વણતો હતો. બાઇઝાન્ટાઇનના સમ્રાટ્‌ના દૌહિત્ર તરીકે તે જગતના સામ્રાજ્યનાં ઝાંઝવાં સેવતો હતો. તે વખતનો સમર્થમાં સમર્થ પંડિત ગેરબર્ટ[૩૪] તેને આ મૃગજળ તરફ પ્રેરતો હતો.

ગેરબર્ટ

જર્મનીમાં ડયૂકો અંદર અંદર લડતા હતા; બહારથી પોલ, ડેન વગેરે તેને પજવતા હતા. પરંતુ ઑટો વિદ્વતા તરફ દોડતો હતો. ગેરબર્ટને તેણે સિલ્વેસ્ટર[૩૫] બીજાના નામ નીચે પોપની પદ્દિ આપી. ૧૦૦૨માં એ મૃત્યુ પામ્યો ત્યારે તેનું પાંડિત્ય જ ફક્ત જગતમાં સાંભરવા માટે રહ્યું. આ પરિસ્થિતિ કજિયાળા હેન્રીના પુત્ર હેન્રી બીજાને જર્મન રાજપદ્દિપર સુંટવાથી સુધરી નહિ. લૉરેનમાં દશ વર્ષનો આંતરવિગ્રહ રહ્યો; સૅક્સની, ફ્રીઝલાંડ[૩૬], અને ફ્લાંડર્સમાં[૩૭] શોણિત વહી રહ્યાં. ત્રણવાર પોલાંડ સાથે વિગ્રહો થયા.

ઇટલી વગેરે

હેન્રી બીજો લૉમ્બાર્ડના રાજા તરીકે ૧૦૦૪માં પાવિયામાં અભિષિક્ત થવા, ૧૦૧૪માં પવિત્ર રોમન સમ્રાટ્ તરીકે પોપને હાથે મુકુટ પહેરવા અને પછી પોતાની સત્તા જમાવવા, એમ ત્રણ વાર ઇટલી ગયો. ૧૦૧૪ પહેલાં એણે રોમનોના રાજાની તે પછી હમેશાં ધારણ થતી પદ્દિ અખ્ત્યાર કરી હતી. એઈ-લા-શાપેલ ખાતે મુકુટ પામતા તે "ફ્રાન્ક અને સૅક્સીનોના રાજા" કહેવાતો હતો. તેના પછી કૉન્રાડ બીજો મસનદ પર આવ્યો. તેણે બાવેરિયા તથા સ્વાબિયા પોતાના પુત્રને સોંપ્યાં. ડેન્માર્કના કનુટ[૩૮] (મહાન કૅન્યુટ[૩૯]) તથા હંગરીના

૩૪ Cerbert. ૩૫ Sulvester. ૩૬ Friesland ૩૭ Flanders.
૩૮ Knut. ૩૯ Canute.

**શહેરો**

સર્વોપરિ છે એવો સિક્કો જમાવ્યો તેના પુત્ર ત્રીજા હેન્રીના કેન્દ્રિત અને શક્તિશાળી અમલમાં વેપાર વધતાં શહેરોની સમૃદ્ધિ વધી. હ્રાઇન અને વેઝરનાં શહેરોમાં જ્ઞાન, સ્વાતંત્ર્ય અને સમૃદ્ધિ કેન્દ્રસ્થ થયાં અને જ્યારે ફ્યૂડલ જર્મની ક્રૂર, જંગલી, અસભ્ય અને દેહબલિષ્ઠ હતું ત્યારે શહેરો સભ્યતા તરફ પ્રગતિ કરતાં હતા.

૧૦૩૯ના જૂનમા ત્રીજો હેન્રી–કૉન્રાડ બીજાનો પુત્ર અમલ ઉપર આવ્યો.તેણે બોહિમિયાના બ્રેટિસ્લાઉસને[૪૦], પોલાંડના કાઝિમિરને[૪૧], હંગરીના રાજા ઍન્ડ્રુને[૪૨], ફ્રાન્સના હેન્રી પહેલાને અને ઇંગ્લાંડના આત્મનિવેદક (કન્ફેસ્સર) એડવર્ડ પહેલાને પોતાની પ્રતિભા, સામર્થ્ય અને કુનેહથી મિત્રો બનાવ્યા અને ઉદ્ધત અને બેવફા,અંકુશ અને ઉપરિપણાના અસહિષ્ણુ ડ્યૂકો તથા સામંતોના દિલમાં જબરદસ્ત શેહ પહોચાડી.

**હેન્રી ત્રીજો**

દરમ્યાનમાં રોમના ધર્મસંસ્થાનની સ્થિતિ અધમકોટિએ પહોચી હતી. આચાર્યપદને માટે અનેક ઉમેદવારો ઉભા થતા હતા; એટલુ જ નહિ પણ ત્રણ જૂદા જૂદા માણસો પોતાને પોપ કહેવડાવતા હતા. પીટરના પ્રતિનિધિ—ખ્રિસ્તના સામ્રાજ્યની આધ્યાત્મિક સત્તાના વહિવટદારોનાં ચારિત્ર્ય અને વર્તનની શિથિલતા મર્યાદા વટાવી ગઈ હતી. મતત બ્રહ્મચારીઓ અને સંન્યાસીઓ વિલાસરસમાં અને સમૃદ્ધિમાં તરબોળ અને ગરકાવ હતા. ધાર્મિક પદ્દિઓ, સંસ્થાનની માલેકી વગેરે મેળવવા માટે નાણાની મોટી રકમોની આપ–લે થતી હતી; સુંદરીઓનાં શિયળો વેચાતાં હતા–લૂટાતાં હતા. હિન્દુસ્થાનના વામમાર્ગીય ધર્માચાર્યો, મહતો વગેરેનાં વર્તન, મનોદશા અને હાવતોના અનુભવીઓને રોમન ધર્મસંસ્થાનના અધઃપાતનુ ચિત્ર ચીતરી બતાવવાની જરૂર નથી. ભક્તહૃદયો અત્યંત દુઃખી થતાં હતાં, ધાર્મિક હૃદયો શરમને લીધે હતપ્રાણ

**ધર્મસંસ્થાનની અધમતા**

૪૦ Bretislaus. ૪૧ Casimir. ૪૨ Andrew.

થઈ જતા હતા ધર્માધ્યક્ષો ધર્મમહાચાર્યો અને મુખ્યાજીઓ (બિશપો, આર્ચબિશપો અને કાર્ડિનલો)માથી જેમના અંતઃકરણ ડંખી રહ્યા હતા તેમણે આ ધાર્મિક પદ્વિઓના વેપારનો અને ધર્મબંધુઓના અનાચારનો અંત આણવા ક્લુનિમા[૪૩] પ્રબળ હિલચાલ શરૂ કરી હેન્રીએ એ પ્રવૃત્તિને પોતાનો ગજસાથ આપ્યો ધર્માચાર્યોને એકદમ

**સુધારણા**

સંસ્થાનને નિર્મળ કરવાની આજ્ઞા કરી સમ્રાટે પોતાનુ સમ્રાટ્પણુ શોભાવ્યુ ત્રણે પોપોને પદભ્રષ્ટ કરી સ્વિજ્જરને[૪૪] ક્લેમન્ટ[૪૫] બીજાના અભિધાનથી પોપ નીમ્યો અને તેને હાથે પોતાનો અભિષેક કરાવ્યો તેના પછી એક પછી એક એમ ચાર જર્મનોને પોતાના સમ્રાટ તરીકેના હક્કથી તેણે તે પદ ઉપર આરૂઢ કર્યા અને ખ્રિસ્તના પ્રતિનિધિ પીટરની ગાદીને લાગેલી મલીનતા સાફ કરી નાખી

પરતુ જર્મની સ્થિરકેન્દ્ર થવા ભાગ્યશાળી થઈ શકે તેમ નહોતુ હેન્રીના મૃત્યુ પછી તેના બાલપુત્ર હેન્રી ચોથાનું વાલીપણુ

**હેન્રી ચોથો**

તેની નબળી અને ધર્મચુસ્ત માતા આગ્નીઝ[૪૬]ના હાથમા આવ્યુ અને ઇટલીમા ધર્માધ્યક્ષ આનો[૪૭] અને જર્મનીમા ધર્માધ્યક્ષ આડાલ્બર્ટ[૪૮] સત્તાશીન થઈ પડ્યા આડાલ્બર્ટે સાસારિક સામતોને-ડ્યૂકો વગેરેને અંકુશમા રાખી પોતાના દુશ્મન બનાવ્યા અને ૧૦૬૬મા વયે પહોચતા તેને રૂખસદ આપવાની હેન્રીને ફરજ પડી હેન્રી હઠીલો મનસ્વી અને સત્તાકાક્ષી હતો તેના પૂર્વજો ઇટલીમા જગત્સામ્રાજ્યના મૃગજળ

**હેન્રીની મૌઢાવસ્થા**

પાછળ દોડતા હતા ત્યારે રાજ્યની જમીનો ખેડૂતોએ દબાવી દીધી હતી સરહદ પર અને ચારે તરફ દુશ્મનો ખદબદતા હતા તેની સ્હામે કશા બચાવના સાધનો નહોતા, અને સૅક્સનો તથા બીજાઓના

---

૪૩ Cluny ૪૪ Swidger ૪૫ Clement ૪૬ Agnes ૪૭ Anno ૪૮ Adalbert

માથાં અત્યંત મોટાં થઈ ગયાં હતાં. હેન્રીએ રાજગરાસ પાછો લેવા માંડયો, સ્થળે સ્થળે કિલ્લાઓ બાંધવા માંડયા અને મગરૂર જર્મન લોકસમૂહો તથા વ્યક્તિઓને દાબી દેવાનું વલણ સ્પષ્ટ બતાવવા માંડયું. ૧૦૭૩માં વૉર્મેલબેન[૪૯] ખાતે એક મહાસભા મળી અને રાજવિરોધ લોકવ્યાપક થયો. બળવાખોરોએ હેન્રીને કેદ પકડ્યો અને હેન્રીએ પોતાનું માથું ફેરવ્યું. એક વર્ષ વિષ્ટિઓ ચાલ્યા કરી. પછી રાજાએ લોકોને નમતું આપ્યું, કારણકે તેની પડખે આમવર્ગ નહોતો, ધર્મસંસ્થાનો નહોતા, સામંતો નહોતા. ખેડૂતોએ પોતાની જમીનો રાખી. પોતાને કેદ કરવા માટે જ ઉભા થયા હોય એવું જેને માટે તેઓ કલ્પતા હતા તે કિલ્લાઓ લોકોએ તોડી પાડયા,

અને મગરૂર સમૂહો તથા વ્યક્તિઓના મિજાજનો

**રાજા અને શહેરો** પાર રહ્યો નહિ. પરંતુ હેન્રીની મદદે એક નવું

તત્ત્વ આવ્યું. શહેરો હવે શક્તિમાન, સમૃદ્ધ અને

એકભાવન થયાં હતાં. રાજાએ શહેરના વેપારી, કારીગરો વગેરે સાથે મૈત્રી બાંધી અને ૧૦૭૫માં તેમનામાંથી એક મજબૂત લશ્કર તૈયાર કરી સૅક્સનીને તારાજ કર્યું, તૂટેલા દુર્ગો પાછા બાંધ્યા, રાજગરાસ પાછો મેળવ્યો અને પોતાની સત્તાની પરિપૂર્ણ જમાવટ કરી. સાંસારિક સામંતો–ડયૂકો તેમ જ ધર્મસંસ્થાનના સામંતો–બિશપો અને આર્ચ-બિશપો–એક બાજૂથી ખેડૂતોએ તોડી પાડેલા દુર્ગો વગેરેથી ત્રાસી ગયા અને એ આમવર્ગ સત્તાશીલ થાય તો શી દશા થાય તેનો વિચાર કરવા લાગ્યા. બીજી બાજૂ શહેરોની મદદથી પ્રબળ થયેલી રાજસત્તાએ તેમને અત્યંત ફિકરમાં નાખ્યા, અને પોતાના આધારની દરકાર વિનાની રાજસત્તા તેમના ઉપર શા શા સિતમો ગૂજારશે તેની પણ તેમને ઉપાધિ થઈ પડી. જર્મનીમાં હવે કોઈ અજબ પ્રભુવિધાનથી રાજ્યસંસ્થાન, ધર્મસંસ્થાન અને લોકસંસ્થાન લડાઈમાં પરોવાયાં.

---

૪૯ Wormelben.

ઑટો પહેલાએ સમ્રાટ્ થવામા જે આપત્તિ વ્હોરી લીધી હતી એ આપત્તિના પૂરેપૂરાં ફળ આ ચોથા હેન્રીને ચાખવાનો વખત આવ્યો. ત્રીજા હેન્રીએ અત્યત ભક્તિથી, ધર્મશ્રદ્ધાથી, પ્રામાણિકતાથી રોમના પોપે સસ્થાનની સુધારણા સાધી હતી અને એ સુધરેલી, પ્રભાવશાલી થયેલી સસ્થાએ સમ્રાટ્થી તથા સાસારિક તત્ત્વોથી પોતાનુ સ્વાતત્ર્ય સાધવા માટે તૈયારી કરવા માડી  અતિ લોભી રાજા અને અસતોષી બ્રાહ્મણ વચ્ચે જગત્સર્વોપરિત્વ માટે જબરો કલહ જાગ્યો અને તેના પરિણામે રાજા રાજ્ય હાર્યો, બ્રાહ્મણવર્ગ બ્રહ્મત્વવિહોણો થયો.




[નવમાથી બારમા સૈકાનું જર્મની]

## પ્રકરણ ચોથું

### આદર્શ અને હકીકત : જગત અને જગદતીતના ઝઘડા.

**સામ્રાજ્ય**

પવિત્ર રોમન સામ્રાજ્યના ગર્ભમાં રહેલાં અર્થ અને રહસ્ય, તથા તેના સિદ્ધાંતો આગળ વર્ણવાઈ ગયા છે, પરતુ એ સર્વનો સ્ફોટ એ વખતે થયો નહોતો. રફતે રફતે જેમ જેમ આદર્શશીલ પોપ અને સમ્રાટો ઉભા થતા ગયા અને એક બીજાને વાંધા પડતા ગયા તેમ તેમ પરસ્પરની ચર્ચામાં તથા પત્રવ્યવહારમાં એ સ્ફોટ, ઉછરતા આવતા વૃક્ષ માફક વિકસતો ગયો. હિંદુજનતાને અશોક, શંકરાચાર્ય, નાથ-

**અર્થ અને રહસ્ય**

દ્વારા અને નાના પ્રમાણમાં ગુજરાતના કુમારપાળ સોલંકીના વંશનાં ધર્મસસ્થાનો ખાસ જાણીતાં છે. અત્યારના સમયમાં ત્રાવણકોરનું પદ્મનાભ સંસ્થાન જગતની નજરમાં આવ્યું છે. અશોકનું સંસ્થાન ધર્મની પરિચર્યા અને પ્રસારના આદર્શો સેવતું હતું, પણ એ બુદ્ધ ભગવાનનું સંસ્થાન નહોતું. શ્રી શંકરાચાર્યનાં ચાર સંસ્થાનો કોઈ પણ ક્ષાત્ર સંસ્થાન ઉપર સત્તા ભોગવતાં નહોતાં. એ જ પ્રમાણે નાથદ્વારાનું સંસ્થાન પણ કોઈ રાજ્યસત્તા પર સર્વોપરિ અથવા હકુમત ભોગવવાની

આકાંક્ષા રાખતુ નથી કુમારપાળના જૈન સસ્થાનમા પણ એ રાજ્ય કુમારપાળનું નહિ પણ કોઇ જીવનાતીત આત્માનુ હોવાનો દાવો કરવામાં આવ્યો નથી. ફક્ત ત્રાવણકોરનુ રાજ્ય પદ્મનાભ ભગવાનને નામે ત્યાના રાજ્યકર્તાઓએ ચલાવવાનુ છે એવો સિદ્ધાત રજૂ થયો છે. રોમન મહારાજ્યનો વારસો, જગલી ગૅાલ અને ગૅાથ પ્રજાઓની ધર્મશ્રદ્ધા અને પોપની પદવીની એ તૂટી ગયેલા અંધકારમય જગતની

**ઉત્ક્રમ**

વચમા એકલી અખડ રહેલી સત્તા અને તેજસ્વિતાએ એક પછી એક પોપને ખ્રિસ્તના પ્રતિનિધિ પીટરના મહારાજ્યની કલ્પનાને રૂપ આપવાની પ્રેરણા અને તક આપ્યા. લશ્કરી અને રાજકીય સત્તાનો ઉપયોગ સમર્થ અને સાસારિક નજરવાળા વીરપુરુષો પાસે કરાવવાની જરૂરિયાતથી શાર્લમાનનુ અને પછી ઑટ્ટોનુ મહારાજ્ય જન્મ પામ્યું, અને પછી સાંસારિક સત્તા કયે સ્થળે અટકે અને કઈ આધ્યાત્મિક સત્તા શરૂ થાય તેનો નિર્ણય નહિ થઇ શકવાથી, સહકાર કરવા નિર્ધારેલી બે સંસ્થાઓ વચ્ચે વિખવાદ ઉત્પન્ન થયો.

**સામ્રાજ્ય સિદ્ધાંત**

૧૦૭૩મા હિલ્ડેબ્રાંડ[1] પોપ પદ ઉપર ચૂટાયો. એ સખત, આદર્શશીલ, સત્તાકાંક્ષી અને પ્રતિભાશાલી હતો. સસાર ઉપર ધર્મ સર્વોપરિત્વ ભોગવે એમ તે માનતો હતો. ધર્મસસ્થાનની શુદ્ધિ સ્ફટિકમણિ જેવી હોવી જોઇએ એવો તેનો આદર્શ કહેવાતો હતો. ૧૦૭૫મા તેણે "બુલ"[2] આદેશ કાઢચો કે ધર્મસંસ્થાનના ઉપદેશકો તથા વહિવટદારો લગ્ન કરી શકે નહિ. બીજા આદેશમાં તેણે ધર્મસસ્થાન પોતાની સત્તા કોઈ પણ સાસારિક સત્તા પાસેથી મેળવતુ નથી, પણ તેની સત્તા પરમારી ખ્રિસ્તદ્વારા સંત પીટર[3]માં ઉતરી અને સંત પીટરના સીધા પ્રતિનિધિ તરીકે પોપમાં ઉતરે છે એવો

---

1 Hildebrand. ૨ Bull. 3 Peter.

સિદ્ધાંત રજુ કર્યો પોપ એ જગત પર સર્વ સત્તા, સર્વ સત્યનું નિધાન છે એવું સમર્થન કરી ધર્મસંસ્થાનના અધિકારીઓને તેમની જગ્યા ઉપર નીમતી વખતે મુદ્રા, છડી અને દંડ સમ્રાટ્ અગર રાષ્ટ્રરાજવી તરફથી મળતા, તે મેળવવાની મના કરી અધિકારસપ્રદાન–ઈન્વેસ્ટિચર[૪]–નો આ ઉપરથી માટો દેખાતો પ્રશ્ન યુરપને આ સમયમાં એક મહાન અભિશાપરૂપ બની ફૂંફાડા મારી રહ્યો

દરેક મૂલકમાં–ખાસ કરીને ધર્મસસ્થાનો પાસે અત્યંત સત્તા અને વિસ્તૃત જાગીરો હતી, અને એ સત્તા અને જાગીરો રાજ્યસંસ્થાનને વફાદાર રહેવાની, તેની સાંસારિક સત્તાને આધીન રહેવાની શરતે આપવામાં આવતી હતી અધિકારીપદે નિમાતા પ્હેલા, નીમાના તૈયાર થએલા

**ઈન્વેસ્ટિચર**

અથવા કરેલા માણસને મુદ્રા, છડી અને દંડ રાજા આપે ત્યારથી જ એ અધિકારી બનતો અને એનો અર્થ એમ થતો કે એનો અધિકાર એને રાજા તરફથી પ્રાપ્ત થતો હતો આથી ધર્મનું પ્રતિપાલન કરવા છતાં પણ રાજસંસ્થાન રાષ્ટ્રત્વનું, રાષ્ટ્રભૂમિનું અને રાષ્ટ્રસંસ્કૃતિનું રક્ષણ કરી શકતું નથી હિલ્ડેબ્રાંડ–ગ્રેગરી[૫] સાતમાના આદેશથી એ ત્રણેના મૂળમાં જબરો ઘા લાગ્યો ધર્મસંસ્થાનના અધિકારીઓ પોપ નીમે, પોપના આદેશમાં રહે, અધિકાર પણ પોપ પાસેથી પ્રાપ્ત કરે અને રાજ્યસત્તા તરફ

**પોપનો કુઠાર**

વફાદાર રહેવાના બંધનમાંથી મુક્ત થાય તો પછી ઘરમાં પારકો ઓસન હોય ત્યાં ઘર કેવી રીતે સચવાય? ઘરની વ્યવસ્થા, શુદ્ધિ, સંસ્કાર, સ્વમાન, સ્થિરતા કઈ રીતે સંભાળી શકાય?

આથી યુરોપીય જનતા પાસે આ સવાલ ઉભો થયો–રાષ્ટ્રત્વ કે વિશ્વવ્યાપી ધર્મસંસ્થાન? હેન્રીએ રાષ્ટ્રત્વ અને સાંસારિક સામ્રાજ્યનો આદર્શ પસંદ કર્યો અને પોપને પોતાના કિરિટ ધારણની તૈયારી

૪ Investiture ૫ Gregory

કરવા સંદેશો પાઠવ્યો. તેના જવાબમાં આ મગરૂર સમ્રાટને હીણો પાડવા ગ્રેગરીએ મુકુટ ધારણ કરવા પહેલાં

**કજિયાનું મૂળ**

કરેલા પાપોનું પ્રાયશ્ચિત કરવા સૂચવ્યું. 'તારી પ્રજાએ તારા પર તહોમતો મૂકયા છે. પાપોનું નિવેદન કર અને પ્રાયશ્ચિત કરી પાવન થા ' ૧૦૭૬મા હેન્રીએ જર્મન ધર્મસસ્થાનોના અધિકારીઓની એક પરિષદ વૉર્મ્સ

**અથડામણ**

મુકામે ભેળી કરી. એ અધિકારીઓએ પણ રાષ્ટ્રત્વ અને સાસારિક સામ્રાજ્યને સર્વોપરિ ગણ્યાં અને ગ્રેગરીને પદભ્રષ્ટ કર્યો. જવાબમા ગ્રેગરીએ હેન્રીને ધર્માધિકારથી ભ્રષ્ટ કર્યો અને તેની રૈયતને, તેણે હેન્રીને વફાદાર રહેવાના સોગદ લીધેલા હતા તેમાથી મુક્ત જાહેર કરી. પોપના આ આદેશથી જગત ધા ખાઈ ગયુ નાતબહારના શબને પણ કોઈ ઉપાડવા ન જાય એવી જ રીતે ડયૂકો, સામતો, પરિચારકો તમામે હેન્રીનો બહિષ્કાર કર્યો. હેન્રી પોતે પણ બ્હી ગયો. ટ્રીબુર મુકામે લોકસભા ભરી તે પોતાના સામત અને લોકમંડળને મળ્યો. તેણે પોતાનો અપરાધ સ્વીકાર્યો, કાલાવાલા કર્યા અને રાષ્ટ્રત્વનાં હિત બતાવ્યાં; પણ ધર્મસસ્થાનના જોર ઉપર ઝઝૂમતા ડયૂકો અને આચાર્યોએ પોતાનો લાગ જોયો અને સમ્રાટ્ રાજવીને સભળાવી દીધુ કે એક વર્ષમા ખોઈ દીધેલા ધર્માધિકારો પોતે પ્રાપ્ત કરી લેવા, નહિતર રાજ્યભ્રષ્ટ થવુ અને દરમ્યાનમાં વાનપ્રસ્થ જીવન ગાળવુ. હેન્રી ઇટલીમા ગયો ધર્મભીરૂ આ ભડવીર નરમઘેંસ થઈને કૅનૉસા[૬]મા પોપની ધર્મમૂર્તિની ક્ષમા માગવા ત્રણ દિવસ સુધી કરગર્યો. યૂરપ હેરત પામી જોઈ રહ્યો જે પિતાએ ત્રણ પોપને પદભ્રષ્ટ કર્યા હતા અને ચાર પોપને પદારૂઢ કર્યા હતા એનો પુત્ર ચૂંડેહાલ ચાંડાલની દશા ભોગવતો ચારે તરફથી હડધૂત થઈ રહ્યો હતો. ગ્રેગરીએ એને ખ્રિસ્તી તરીકે ફરી સ્વીકાર્યો, પણ ૧૦૭૭ મા

---

૬ Canossa.

જર્મન સામંતોએ તેને રાજ્યભ્રષ્ટ જાહેર કરી સ્વાબિયાના રુડૉલ્ફ[૭]ને રાજપદ અર્પણ કર્યું

હેન્રી જીવ ઉપર આવી, ત્રાડ નાખી જર્મની પાછો ફર્યો. શહેરો અને નીચલા વર્ગોએ તેને સત્કાર્યો. ર્‌હાઇન ઉપરના નગરોએ દરવાજા ખોલી પોતાના મર્દ રાજવીને સાથ આપ્યો. ફ્રાંકોનિયા અને બાવેરિયા પણ હવે હેન્રીના વજ્રદુર્ગ જેવાં થયાં અને રુડૉલ્ફ પરાજય પામી મૃત્યુ પામ્યો.

**હેન્રી વિફર્યો**

જર્મનીને નમાવી ૧૦૮૦માં આ વિફરેલો સાવજ ઇટલીમાં આવ્યો અને તેણે ગ્રેગરી સ્હામે રાવેન્ના[૮]ના મહાઆચાર્ય વિબર્ટને ક્લેમેન્ટ ત્રીજાનું ઉપનામ આપી પ્રતિપોપ-એન્ટીપોપ નીમ્યો. ક્લેમેન્ટે ૧૦૮૪માં હેન્રીને સમ્રાટ્‌નો મુકુટ પહેરાવ્યો. લૉમ્બાર્ડીનાં ગ્રેગરીપક્ષી શહેરો એક પછી એક હેન્રીના હાથમા આવ્યાં અને છેવટે ગ્રેગરીએ રોમ ખાલી કર્યું. દેશવિહીન, સ્થાનવિહીન થઈ ૧૦૮૫માં ગ્રેગરી મૃત્યુ પામ્યો. હેન્રી હવે જર્મની પાછો ફર્યો અને પોતાની શક્તિ, જુસ્સા અને બળથી પુત્ર અને માંડલિકોના બળવાઓ છતાં, ફરી એકવાર એગ્બર્ટ[૯] પ્રતિરાજ ચૂંટાવા છતાં, ફરી કેદ પકડાવા તથા રાજ્યત્યાગ કરવા છતાં ૧૧૦૬ સુધી રાજ્ય કરી મૃત્યુ પામ્યો. તેના પછી તેનો બળવાખોર પુત્ર હેન્રી રાજ્યપદ અને સમ્રાટ્‌પદ ઉપર આવ્યો અને ઇન્વેસ્ટીચરનો સવાલ એમ ને એમ રહ્યો, એટલે કે હેન્રી પાચમાએ પણ પોપના આદેશનો સ્વીકાર કરવાની ના પાડી. ૧૧૨૨ના સપ્ટેમ્બરમા વૉર્મ્સ મુકામે અન્ને સસ્થાનો વચ્ચે સમાધાની થઈ. ધર્માધિકારીઓની ચુંટણી સમ્રાટ્ અગર તેના પ્રતિનિધિની હાજરીમા થાય; ચૂંટાયેલા અધિકારીને મુદ્રા તથા છડી પોપ તરફથી મળે, પરતુ દંડ સમ્રાટ્ આપે અને એથી સૂચવે કે તેની જાગીરોનો અધિકાર તેને સામાજિક સત્તા તરફથી મળે છે.

**સમાધાની**

૭ Rudolph. ૮ Ravenna ૯ Egbert.

૧૧૨૫માં હેન્રીના અવસાનથી ફ્રાન્કોનિયન વંશ પણ અવસાન પામ્યો. ધર્માધિકારીઓની વગથી સૅક્સનીનો ડ્યૂક લૅાથેરના રાજ્યપદે આવ્યો અને એણે પોપના માંડલિક તરીકેનું પદ સ્વીકાર્યું. લૅાથેરના મૃત્યુ પછી જગતના રાજવંશોમાં પ્રસિદ્ધ હોહેનસ્ટાઉફેન[10] વંશ મસનદ પર આવ્યો. ચોથા હેન્રીએ પ્રતિરાજ રુડૉલ્ફના મરણ પછી સ્વાબિયાનું મંડળ પોતાના બનેવીને સોંપ્યું હતું. તેનો નાનો પુત્ર ફ્રેડરિક તેના પછી સ્વાબિયાનો ડ્યૂક થયો. તે પછી ફ્રાન્કોનિયાના મંડળ ઉપર તેના ભાઈ કૉન્રાડને ડ્યૂકપદે નીમવામાં આવ્યો.

**હોહેનસ્ટાઉફેન**

આ હોહેનસ્ટાઉફેને પાંચમા હેન્રીને પોપની સ્હામે અને જર્મનીમાં વ્યવસ્થા સ્થાપવામાં ખૂબ મદદ કરી હતી. ચોથા હેન્રીએ વેલ્ફ[11] અથવા ગ્વેલ્ફને બાવેરિયાનો ડ્યૂક બનાવ્યો હતો. તેનો પૌત્ર મગરૂર હેન્રી લૅાથેર પછી સામ્રાજ્યશિરોમણિ થવા આકાંક્ષા રાખતો હતો, પરંતુ માર્ચ ૧૧૩૮માં કૉન્રાડ હોહેનસ્ટાઉફેન તે પદે ચૂંટાઈ ગયો. જર્મનીમાં વેલ્ફ અને હોહેનસ્ટાઉફેન વચ્ચે આંતરકલહ શરૂ થયો અને રોમના ધર્મસંસ્થાન સાથેનો કલહ પણ વધારે તીવ્ર જ્વાળાઓમાં ભભૂકી ઊઠ્યો.

૧૧૪૨માં સૅક્સની વેલ્ફ કુટુંબને આપવામાં આવ્યું. ૧૧૫૬માં બાવેરિયા પણ તેને મળ્યું અને હેન્રી યાસો મિરગૉટ[12] જે વેલ્ફ કુટુંબના કજિયા દરમ્યાનમાં બાવેરિયાનો ડ્યૂક હતો તેને આસ્ટ્રીયાનો ડ્યૂક બનાવવામાં આવ્યો.

**વેલ્ફ કુળ**

વેલ્ફ કુટુંબનો અમલ આ પ્રમાણે ૧૧૫૨માં રાજ્યપદ ઉપર આવેલ કૉન્રાડના ભાઈ ફ્રેડરિક પહેલાએ પતાવ્યો. કારણકે માતા તરફથી એ વેલ્ફનો પણ સંબંધી હતો અને જર્મની શાંત પડે તો તેની ઇચ્છા ઇટલી, રોમ, બર્ગન્ડી અને સિસિલી[13]ના તાજ પહેરવાની હતી.

[10] Hohenstaufan. [11] Welf. [12] Yasomirgot. [13] Sicily.

આ ફ્રેડરિકને બાર્બારોસ્સા[૧૪] અથવા લાલ દાઢીવાળો કહેવામાં આવે છે. તે સમર્થ, પ્રતિભાશાળી, શાણો અને યશરેખાવાળો હતો. ઑસ્ટ્રીયામાં ચામો મિરગૉટને ડ્યૂકપદ ઉપર

**બાર્બારોસ્સા**

સ્થાપીને તેણે એકરાષ્ટ્ર સર્જ્યું અને સંસ્થાનને જન્માવ્યા બાવેરિયા અને સૅક્સની મગરૂર હેન્રીના પુત્ર સિંહ હેન્રીને આપીને તેણે તેના પ્રાન્તભાગ ઉપરની સ્લાવ પ્રજાઓનો એક મહાન વિજેતા અને એલ્બ અને ઑડરની વચમાના પ્રદેશનો સંસ્કૃતિનિર્માતા ઉભો કર્યો. રીંછ આલ્બર્ટને બ્રાન્ડનબર્ગનો ડ્યૂક બનાવી એણે એક યશસ્વી અને વફાદાર વંશને ઇતિહાસમાં સ્થાન આપ્યુ બર્ગન્ડીમા પણ જર્મન સત્તા ફરી સ્થિર કરી. પોલાડ, હંગરી અને ડેન્માર્કને મિત્રો અથવા માડલિક બનાવ્યાં. જર્મનીના રાજસિંહાસનની હીનપસ્તી ધોવાઈ ગઈ; તેની યશસ્વી ઉન્નત અને સપ્રતિષ્ઠ ધ્વજા યુરોપમા ફરી ફરકવા માડી શહેરોની શક્તિ, સમૃદ્ધિ તથા રાજ્યચક્રની સ્થિતિમા અત્યત પ્રગતિ થઈ

**તેની જર્મન પ્રિયતા**

અને જ્યારે પોપ ઍડ્રીઅને[૧૫] પોતાના એલચી સાથે પત્ર પાઠવી જર્મનીનુ ધર્મસંસ્થાન પરત્વે માડલિકપણુ સ્વીકારવાનુ કહેણ મોકલ્યુ ત્યારે લોકસભાના સામતોથી તે સામાન્ય નાગરિક સુધી માડીને તમામ સભ્યો એકતાર એ પોપપ્રતિનિધિને ત્યાને ત્યા વીંધી નાખવા સમશેર કાઢી ઉભા થઈ ગયા.

ઍડ્રીઅન તે પછી તરત જ મૃત્યુ પામ્યો અને ફ્રેડરિકે ઇટલીમાં જઈ ને કેર વર્તાવ્યો. પોતાના પોપ ઉભા કર્યા અને રોમમા વિધિસર નીમાયેલા પોપ એલેકઝાંડર[૧૬] ત્રીજાને બે વખત

**ઇટલીમાં ફ્રેડરિક**

ત્યાથી કાઢી મૂક્યો, પણ ફ્રેડરિકને રોગચાળો અને લૉમ્બાર્ડીના શહેરો આડાં આવ્યાં. છતાં જર્મનીમાં તેની સત્તા તથા પ્રતિષ્ઠા ઝાંખાં પડ્યાં નહિ સિંહ

૧૪ Barbarossa. ૧૫ Adrian ૧૬ Alexander.

હેન્રીનું માથુ વિજયથી ફરી જતાં તેને હેન્રીએ ૧૧૮૧મા સજાક નસિહત પહોચાડી અને તેની પાસે ફક્ત બ્રુન્સ્વીક[૧૭] અને લુનેબર્ગ[૧૮] જ રહેવા દીધા. બાવેરિયામાથી સ્ટિરિયાનુ[૧૯] નવુ મડળ કોરી કાઢયુ અને ખંડિત બાવેરિયા વિટેલ્સબાક[૨૦] વશના ઑટ્ટોને આપ્યુ- સૅક્સનીના નાના નાના ટુકડા કરી નાખ્યા. ૧૧૮૮ પછી આઠમો ગ્રેગરી પોપપદ ઉપર આવ્યો અને તેણે ફ્રેડરિક માથે સમાધાન કર્યું પોતાના પુત્ર હેન્રીને હવે ફ્રેડરિકે સિસિલીના રાજવી પહેલા રૅાજરની[૨૧] પુત્રી માથે પરણાવી નેપલ્મ અને સિસિલીનો તાજ હોહેનસ્ટાઉફેન કુટુંબમા લાવવાનો રસ્તો કર્યો, અને પછી મુમલમાનોના હાથમાંથી જેરૂસલેમ છોડાવવાના આશયથી એ "ક્રુઝેડ"[૨૨]પર મોટા લશ્કર સાથે જવા નીકળ્યો. પણ ૧૧૯૧માં એ સિલિશિયામા[૨૩] ડૂબી મૂઓ

વેલ્ફ હોહેનસ્ટાઉફેનનો કજિયો ફ્રેડરિકના મૃત્યુ પછી ફરી જાગી ઉઠયો. હેન્રી છઠ્ઠાએ સિંહ હેન્રીના વશને ર્‍હાઈન પ્રદેશના પેલેટિનેટ ઉપર નીમ્યો. એને એના પિતાની મુરાદ

**વેલ્ફ કજીઓ**

પ્રમાણે સિસિલી અને નેપલ્મના રાજ્ય પ્રાપ્ત થયાં; પણ તેના અવસાન પછી તેના પુત્ર ફ્રેડરિકને સુવાવસ્થાને લીધે જર્મનીએ એકમતે રાજા તરીકે સ્વીકાર્યો નહિ- હોહેનસ્ટાઉફેન પક્ષે તેના કાકા ફિલિપને રાજ્યપદ આપ્યું અને વેલ્ફ પક્ષે સિંહ હેન્રીના પુત્ર બ્રુન્સ્વીકના ઑટ્ટોને આપ્યું ઈ. સ. ૧૨૦૧ મા પોપના ધર્મસંસ્થાને ઑટ્ટોને સ્વીકાર્યો, તે પહેલાં જર્મન માંડલિકોએ ફિલિપને સ્વીકાર્યો હતો. ૧૨૦૮મા ફિલિપનુ ખુન થયુ એટલે ઑટ્ટો રાજસમ્રાટ્ પદ પામ્યો. ૧૨૦૯મા તેણે પોપની મદદ મેળવવા માટે જે જે વચનો આપ્યાં હતા તે રદ કર્યાં. હવે પોપે

**ફ્રેડરિક બીજો**

છઠ્ઠા હેન્રીના પુત્ર ફ્રેડરિકને સિસિલીથી બોલાવ્યો અને તેને રાજસમ્રાટ્પદે સ્થાપ્યો. પોપની પાછળ જર્મનીએ પણ તેનો સ્વીકાર કર્યો.

---

૧૭ Brunswick. ૧૮ Luneberg ૧૯ Styria ૨૦ Wittelsbackh. ૨૧ Roger. ૨૨ Crusade. ૨૩ Cilicia.

ફ્રેડરિકની સંસ્કારિતા, તેના દરબારની ભવ્યતા, તેની કળા અને વાઙ્મય પ્રત્યેની પ્રિયતા ઇતિહાસપ્રસિદ્ધ છે, પણ તેણે તેના પૂર્વજ ફ્રેડરિકનાં તમામ સ્વપ્ન અને કાર્ય ઉપર પાણી

**અંતે પાણી ફર્યું**

ફેરવ્યું. જુલાઈ ૧૨૨૩માં એગેર મુકામે તેણે પોપને વચન આપ્યું કે 'સમ્રાટ હવે ધર્માધિકારીઓની ચૂંટણીમાં ભાગ નહિ લે.' જર્મન ધર્માધિકારીઓને પોપને અપીલ કરવાની પરવાનગી આપી. તેમની જાગીર ઉપર રાજ્ય તરફથી વેરા ઉઘરાવાતા તે બંધ કર્યા, ત્યાં માંડવી અગર ટંકશાળ ન બાંધવાની ખાત્રી આપી અને ધર્મસંસ્થાનની જાગીર ઉપર કોઈપણ શહેર ઉભું ન થવા દેવાનો રૂક્કો લખી આપ્યો. હેન્રી ચોથાને તેમજ ફ્રેડરિક બાર્બારોસ્સાને જર્મનીનાં શહેરો તરફથી હમેશાં સાથ અને સહાય મળ્યાં હતાં, અને એ બન્ને રાજવીઓ શહેરોની સ્વતંત્રતા અને સમૃદ્ધિ વધારવામાં તથા રક્ષવામાં અભિમાન લેતા હતા. પણ ફ્રેડરિક બીજો ઇટલીમાં પોપ અને લૉમ્બાર્ડ શહેરો સાથે ફરી કલહ ઉત્પન્ન થતાં તથા સિસિલીની પુનર્વ્યવસ્થા કરવા માટે ગયો ત્યારે કોલોનના આર્ચબિશપ એન્ગેલ્બર્ટ[૨૪]ને જર્મનીનું તંત્ર સોંપતો ગયો. એન્ગેલ્બર્ટે શહેરોને દબાવ્યાં, તેના હક્કો ઓછા કર્યા અને જ્યાં જ્યાં તેઓ ધર્મસંસ્થાનને કાંટારૂપ હતાં ત્યાં ત્યાં તેમનો ડંખ કાપી નાખ્યો. ૧૨૩૦માં ફ્રેડરિક અને પોપનો કજિયો પતી ગયા પછી રાજા પાછો સ્વદેશ આવ્યો અને જેવી રીતે ૧૨૧૩માં ધર્મસંસ્થાનોને લગભગ કુલમુખત્યાર કર્યાં હતાં તેવી જ રીતે પોતપોતાનાં મંડળ પરત્વે

**રાજ્યકર્તાઓનો ઉદય**

સર્વ સામંતોને પણ તેણે વૉર્મ્સના હક્ક આપી ૧૨૩૧માં કુલમુખત્યારી સોંપી. એટલે ડયૂકો હવે પ્રિન્સીઝ–રાજ્યકર્તાઓ થયા અને તેમનાં પોતાનાં મંડળમાં તેઓની મુખત્યારીની હદ રહી નહિ. ૧૨૩૫માં ફ્રેડરિકે મેઇન્ઝ

૨૪ Engelbert.

મુકામે એક ભવ્ય લોકસભા મેળવી લૉંડફ્રિયેડેન[૨૫] મુલકની શાંતિનો કાનૂન અમલમા મૂકયો. પરસ્પર ખાનગી વ્યક્તિઓ અને મંડળોના હથિયારબંધ કજિયાની રાજ્યમાં સખત મનાઇ કરવામા આવી. દરેકને રાજા અગર રાજ્યકર્તાઓની અદાલતમાથી ઈન્સાફ માગવાનું ફરમાન થયું. સામ્રાજ્ય માટે એક મરન્યાયાધીશ નીમાયો. છઠ્ઠા હેન્રીના મૃત્યુ પછી ઉભા થયેલા જકાતી ચબૂતરાઓ અને ટંકશાળો બંધ કરવામાં આવ્યાં.

રાષ્ટ્રશાંતિ




(બારમા અને તેરમા સૈકાનું જર્મની)

૨૫ Landfrieden.

ફ્રેડરિકના સમયમા અંદરઅંદરની ડયૂકોની લડાઇઓ અને ખડખોરી તો ચાલુ જ રહેતી અને એ ઘણેભાગે રોમ અને સિસિલી ઉપર વધારે ધ્યાન આપતો હોવાથી જર્મની કોઈને કોઈ ધર્માધ્યક્ષની દેખરેખ નીચે રહેતુ રોમના ધર્મસ્થાન સાથે પણ તેને હમેશ મનાદ થતી અને કજિયા થતા છેવટે કજિયો ૧૨૪૧મા શરૂ થયો

**મોગલોના હુમલા**

જર્મની ઉપર મોગલોના દળ તીડ માફક ચઢી આવ્યા અને તેમને જો સાઈલેશિયાના હેન્રી બીજાએ તથા બોહીમિયાના વેન્સેસ્લાઉસે[૨૬] ૧૨૪૧મા લિયેગ્નિટ્ઝ[૨૭] મુકામે ન અટકાવ્યા હોત તો જર્મનીમા એ ટોળાઓએ કેર વર્તાવ્યો હોત અમતુષ્ટ જર્મનીનો લાભ નવમા ગ્રેગરીએ અને લૉમ્બાર્ડીના શહેરોએ લીધો, અને પોપ અને

**અસતોષનો લાભ**

પ્રિન્મિઝ બન્ને વચ્ચે પીસાતા ફ્રેડરિકે શહેરોનો ફરી આશ્રય શોધ્યો તેના હણાઈ ગએલા હક્ક ફરી તેમને આપ્યા અને તેમણે વ્યાપાર રોજગાર ઉત્તેજ્યો ૧૨૪૫મા ઇનોસન્ટ[૨૮] ચોથા નામના પોપે હેન્રી રાસ્પને પ્રતિરાજ ચૂટાવ્યો અને ફ્રેડરિકને પદભ્રષ્ટ કર્યો ૧૨૪૭મા રાસ્પ મૃત્યુ પામ્યો એટલે હોલડના બીજા વિલિયમને પ્રતિરાજ પદ અપાવ્યુ ફ્રેડરિક તે છતા પણ અણનમ રહ્યો અને ૧૨૫૦મા મરણ પામ્યો તેનો પુત્ર કૉનરાડ ચોથા તરીકે ગાદી ઉપર આવ્યો, તેના મૃત્યુ પછી તેનો પુત્ર કોનરાડીન[૨૯] રાજા થયો, પણ તેને શળી દેવામા આવી અને હોહેનસ્ટાઉફેનના યશસ્વી અને અણનમ વંશનો અંત આવ્યો

જર્મનીમા આ સમય અરાજકતાનો—ઈન્ટરરેગ્નમનો[૩૦] હતો પોલાડના વિલિયમને હેનિશ શહેરોએ સ્વીકાર્યો આ શહેરોએ મળીને હેનિશ કૉન્ફીડરેશન સ્થાપ્યુ સ્થાનિક અને સઘમમદ્ર કરવેરા

૨૬ Wenceslaus ૨૭ Liegnitz ૨૮ Innocent ૨૯ Conradin.
૩૦ Interregnum

ઉઘરાવવાનો બંદોબસ્ત કર્યો. લોકસત્તાક સંસ્થાઓ અને લોકનિયુક્ત અમલદાર વર્ગ જન્માવ્યા. અને જ્યારે શહેરબહાર અરાજકતા વ્યાપી રહી ત્યારે નગરોમાં વ્યવસ્થા, વેપાર અને શાંતિ વસાવ્યા. આ જ વખતે લ્યુબેક અને હામ્બર્ગની મૈત્રીથી તે તરફના એંસી શહેરોનો બળવાન સંઘ હાન્સિયાટિક લીગને[31] નામે હયાતીમાં આવી અત્યંત ઇતિહાસપ્રસિદ્ધ થયો.

**અરાજકતા**

**હાંસિયાટિક લીગ**

૧૨૫૬માં વિલિયમ મરી જતાં સ્વાબિયાના ફિલિપનો પૌત્ર સ્પેનમાંના કાસ્તીલનો[32] રાજા આલ્ફોન્ઝો તથા ઇંગ્લાંડના રાજા ત્રીજા હેન્રીનો ભાઇ અર્લ ઑફ કૉર્નવૉલ રિચર્ડ એ બન્ને રાજપદે ચૂંટાયા; પરંતુ જર્મનીના રાષ્ટ્રીય ઇતિહાસકારો કૉન્રાડના મૃત્યુ અને હાપ્સબર્ગ[33] કુટુંબના પ્રતિષ્ઠાપયિતા સ્વાબિયાના એક અમીર કાઉન્ટ ઑફ હાપ્સબર્ગ રુડોલ્ફની ૧૨૭૩માં ચૂંટણી થઇ ત્યાં સુધીના સમયને ઇન્ટરરેગ્નમનો સમય ગણે છે. જર્મનીના 'પ્રિન્સિઝ'ને રાજા નવેસરથી ઉભો કરવાની ઇચ્છા જ નહોતી, પણ પોપને જર્મનીમાં રાજા વિના ચાલે તેમ નહોતું અને તેણે પોતે રાજાને પોતા તરફથી નીમવાની ધમકી આપ્યા પછી જ રુડોલ્ફની ચૂંટણી થઇ હતી.

**હાઉસ ઑફ હાપ્સબર્ગ**

---

31 Hanseatic League. 32 Castile. 33 Habsburg.

## પ્રકરણ પાંચમું

### યુવતાના પલ્લવો : રાજ્યઅંગના-અવયવો.

હોહેનસ્ટાઉફેનોનો વારસો

હોહેનસ્ટાઉફેન કુટુંબે જર્મનીમાં ધર્મસંસ્થાન, રાજસંસ્થાન, નગરો અને સામંતમંડળ—એ ચાર એક બીજા સાથે કોઈ રીતે સલાહસંપથી ન રહી શકે તેવાં તત્ત્વો મૂક્યાં હતાં; તેમના ધર્મસંસ્થાન સાથેના ઝગડાઓથી વિચાર, તત્ત્વચિંતન, કાવ્ય અને કળા જર્મન ભૂમિ ઉપર પ્રકટાવ્યાં હતાં; રાજસંસ્થાનમાં જર્મન પ્રિન્સીઝની સત્તા વધારી તેણે રાજપદ નબળું પાડ્યું હતું અને એ દેશ કદિ પણ સંગઠિત રાજ્ય નહિ થતાં હિન્દુસ્તાન માફક છૂટાં છૂટાં રાજ્યકેન્દ્રોની માળા જેવું રહે તેવી સ્થિતિ ઉભી કરી હતી. નગરોને પોતાના પક્ષમાં લઈ તેમનાદ્વારા લોકસત્તા અને લોકનિયુક્ત અધિકારીઓ, સાહસિક વેપારીઓ અને સામતમંડળને અંકુશમાં રાખવાનું એક મહાન સાધન—આટલાં તેમણે પોષ્યાં હતાં. સામતમંડળ જોરાતું, સ્વતંત્ર અને વસીલેદાર બન્યું હતું.

**ઉમરાવ મંડળ**

**શહેરો**

ઉમરાવમંડળમાં ધાર્મિક પક્ષમાં આર્ચબિશપો,[1] બિશપો[2] અને ઍબટો[3], સાંસારિક પક્ષમાં ડ્યૂકો, માર્ગ્રેવ,[4] લાંડગ્રાવ[5] અને કાઉન્ટો[6] તથા છૂટા ધાર્મિક પક્ષમાં ફ્રાયરો[7] અને સાંસારિક પક્ષમાં નાઈટો, વગેરે વર્ગો હતા. કોઈ સમ્રાટ્ સિવાય બીજાનું સર્વોપરિત્વ દરેક સ્વીકારતા નહોતા અને સમ્રાટ્‌ને નબળો પાડી ખરેખર પોતાનું સ્વાતંત્ર્ય સાધતા હતા. બધા ઉમરાવો નીચે તેમના સામંત-ઉમરાવો હતા. શહેરો ખરેખરાં લોકસત્તાક હતાં અને તે પણ સમ્રાટ્‌ને જ સ્વીકારતાં. બીજાં શહેરો જુદાજુદા માંડલિકોને સ્વીકારતાં. તે સર્વની નીચે દુઃખી અને દલિત ખેડૂત વર્ગ હતો. તે ઉપરાંત સાહસિક અને સ્વચ્છંદી લડાઈનો ધંધો શોધનાર એક વર્ગ હતો અને તે 'લડાઈ લાગે તો પેસ જાઉં'ના ધોરણે જીંદગી નિભાવતો.

**રાજપદ**

**ઇલેક્ટોરલ કૉલેજ**

રાજપદ વંશપરંપરા ઉતરતું નહોતું પણ ચૂંટણીથી આપવામાં આવતું હતું. ૧૨૫૭માં મેઇન્ઝ, કોલોન અને ટ્રીવ્ઝના મહાધર્માચાર્યો, સૅક્સની અને બાવેરિયાના ડ્યૂકો, બ્રાન્ડનબર્ગનો માર્ગ્રેવ તથા બોહીમિયાનો રાજા—આટલાએ ચૂંટણીમાં ભાગ લીધો હતો. તે પછી રાજપદની વરણી આ મંડળ કરતું અને ઇલેક્ટોરલ કૉલેજ કહેવાતું. તે રાજ્યપદના ઉમેદવાર ઉપર અંકુશ રાખનારી શરતો કરી શકતું હોવાથી ખરેખર એક અગત્યની સંસ્થા થઈ પડ્યું. સડૉલ્ફ હૅપ્સબર્ગે અમીરોને રાજ્યના વટહુકમોમાં સંમતિ આપવાનો અને ખાસ કરીને રાજ્યની જમીનો જાગીરમાં આપતાં પહેલાં મંજૂરી દેવાનો અધિકાર આપ્યો; પરંતુ રુડૉલ્ફના પુત્રને તેની પછી પસંદ કરવાને

---

૧ Archbishop. ૨ Bishop. ૩ Abbot. ૪ Margrave. ૫ Landgrave. ૬ Count ૭ Friars

બદલે ઍડૉલ્ફને ઇલિકટરોએ પસંદ કર્યો; પણ તેનાથી કંટાળી જઇને ૧૨૯૮ માં તેને પણ પદભ્રષ્ટ કર્યો. કોઈ પણ કુટુંબમાં રાજપદ વંશપરંપરાનું ન થાય તેટલા માટે આલ્બર્ટને ચૂંટયા પછી લુકસેમ્બર્ગ, અને બાવેરિયામાં રાજપદ ગયું. પોપે જર્મન રાજપદ પોતાની સમતિ વિના ક્યાંહિ અપાવું ન જોઇએ એવો દાવો કરી જોયો, પણ સત્તા એક વખત ચાખ્યા પછી વરુણિમંડળ પોતાના હક્ક છોડે તેમ નહોતું. ૧૩૩૮માં ફ્રાંકફુર્ટ ખાતેની લોકસભામાં તેઓએ જાહેર કરાવ્યું કે સમ્રાટ્પદ અને રાજ્યપદ સીધાં પ્રભુ તરફથી મળે છે અને વરુણિમંડળે એક માણસને ચૂંટયા પછી તેને કોઇ બીજાની મંજુરીની જરૂર રહેતી નથી. ૧૩૫૬ના જાન્યુઆરીમાં ચાર્લ્સ ચોથાએ સોનેરી ફરમાન–ગોલ્ડન બુલ બહાર પાડી વરુણિમંડળનું બંધારણ નક્કી કર્યું. એ મંડળના સાત સભ્યો રાખ્યા. સૅકસનીનો મત સૅક્સે-વિટ્ટનબુર્ગને આપ્યો.

**પોપ અને વરુણિમંડળ**

**ગોલ્ડન બુલ**

બાવેરિયાના વિટ્ટેલ્સબાક કુટુંબનો મત હેનિશ પાલાટિનેટની શાખાને મળ્યો. બોહીમિયા, હેનિશ પાલાટિનેટ, સૅકસની અને બ્રાન્ડનબર્ગ–આ ચાર સભ્યોની જાગીર હમેશાં મોટા પુત્રને વારસામાં ઉતરે અને કદી ભાયાભાગમાં વહેંચાય નહિ તેવું ઠરાવ્યું. ત્રણ ધર્મસંસ્થાનોને સભ્યપદ મળ્યું. ચૂંટણીમાં બહુમતિ મજૂરી માટે સ્વીકારાઈ. વરુણિમંડળના સભ્યોને તેમનાં મંડળમાં કુલ સત્તા સોંપાઈ અને ઇન્સાફ ન મળે તો જ સમ્રાટ્ની અદાલતમાં તેમના ઉપર અપીલ થઇ શકે તેવો દસ્તુર ઠરાવ્યો. આટલું છતાં પણ ૧૪૩૭માં રાજપદ પાછુ હાપ્સબર્ગ વંશમાં ગયું. એ વંશ ઑસ્ટ્રીઆના ડયૂકપદ ઉપર મજબૂત થયો હતો અને વરુણિનું ધોરણ હમેશાં કાયમ રહેવા છતાં પણ ૧૭૪૦ સુધી જર્મન રાજપદ એ કુટુંબના હાથમાં રહ્યું.

૮ Knights. ૯ Frankfurt.

રાજ્યસસ્થાન પર આ પ્રમાણે અંકુશ મૂકાયા પછી ધર્મસસ્થાન સાથેના આ દેશના સંબધો આપણે તપાસી લઇએ. હેન્રી સાતમાએ ૧૨૮૫ થી ૧૩૧૩ સુધીમા સામ્રાજ્યના સ્વપ્નો પાછા સજીવન કર્યાં અને લૅામ્બાર્ડીનો તથા સામ્રાજ્યનો મુકુટ ધારણ કરવા

**ગિબેલીન મંડળ** તે આલ્પ્સ ઓળગીને ઈટલીમાં ગયો. ગિબેલીન[10] સત્તા ધરાવતી પોપ વિરુદ્ધની ઈટલિયન ઉમરાવોની મડળી તરફથી તેને આવકાર મળ્યો. તે આમરણ ઈટલીમા જ રહ્યો. પણ તેનું ફળ રાજસત્તાને નબળી પડવામાં જ આવ્યુ. ૧૩૨૪મા સમ્રાટ્ લુઈની સત્તા વધતી જોઈ પોપે તેને મુકુટ છોડી દેવા આદેશ કર્યો અને અસલના જેવો જ પાછો ઝગડો જાગ્યો. સમસ્ત જર્મની રાજાની પડખે રહ્યું અને અનેક ઇટાલિયન તથા

**પોપની સત્તાનું પૃથક્કરણ** જર્મન લેખકોએ પોપના અધિકારનું સત્ય અને તત્ત્વની દૃષ્ટિએ પૃથક્કરણ કર્યું. પરિણામે પોપના તરફ જર્મન આમપ્રજાનો ક્રોધ વધ્યો, પોપની બીક ઓછી થઈ અને તેનાં દરેકે દરેક કાર્યનું અખ્રિસ્તી પૃથક્કરણ થવા માંડ્યું. ૧૩૨૮મા લુઈએ પોપને પદભ્રષ્ટ કરી નવો પોપ નીમ્યો. ૧૪૧૨મા રોમના ધર્મસસ્થાનમા ફરીથી સુધારણાની હાકલ પડી અને એ સસ્થાન તૂટીને તેના ત્રણ કકડા થયા. કૉન્સ્ટાન્સ[11] અને બાઝેલ[12]માં સુધારક સભાઓ ભરાઈ, પણ બોહિમિયાના પ્રસિદ્ધ જોન હુસ્સ[13] અને પ્રાગના જેરોમ[14]ને દેહાતદડ

**હુસ્સ** ફરમાવી કૉન્સ્ટાન્સની સભાએ પોતાની અસહિષ્ણુતા બતાવી આપી બોહિમિયનો સમ્રાટ્ સામે ભભૂકી ઊઠ્યા. જોન ઝિસ્કા[15]એ જર્મનીમાં કાળો કેર વર્તાવ્યો, અને સમ્રાટ્ સિગિસમુડ[16] પાસે લશ્કર તો રહ્યુ પણ પોતાનો દરબાર નિભાવવા

[10] Ghibeline [11] Constance. [12] Basel. [13] Huss. [14] Jeromg [15] Ziska. [16] Sigismund.

**રાજનિર્ધનતા** **પોપ રદબાતલ**

માટે પણ નાણાં કે સાધન ન રહ્યા બાઝેલની સભા મળી ત્યારે હાપ્સબર્ગ ફ્રેડરિક ત્રીજો મસનદ પર હતો. તેણે જર્મનીના ધર્મસંસ્થાનને ફરી રોમ સાથે સાંકળ્યું અને સુધારણા રૂંધી દીધી પરંતુ લુથર[17]ની પ્રચંડ ઘોષણાની ગર્જના દૂર દૂર નભઘુમ્મટમા ગડગડી રહી હતી. ૧૫૦૮મા ટ્રેન્ટ[18] મુકામે મેક્સિમિલિયન[19] હાપ્સબર્ગે 'જર્મનીના રાજપદે ૧૪૮૬મા ચૂંટાયા પછી સમ્રાટ્ મુકુટ મળી જ ચુકયો છે' એવુ જાહેર કરી એ પદ ધારણ કર્યું અને પોપનો એકડો આ પ્રમાણે જર્મનીના દફતરમાથી કાઢી નાખ્યો

**શહેરો અને ઉમરાવો**

શહેરો અને ઉમરાવો–રાજકર્તાઓને પ્રથમથી જ બિલ્લી–ઉંદરનો સબધ હતો રાજાઓ પણ શહેરનો ઉપયોગ પોતાના કજિયાઓની સ્થિતિ પ્રમાણે કરતા છતા વેપાર સંગઠન અને ભયથી શહેરો હમેશાં આગળ વધતા જતા હતા આ નગરોમાં દુર્ગની અદર નાગરિકો રહેતા હતા અને બહાર પરાનિવાસીઓ અથવા ફ્ફાહલબુર્ગરો[20] રહેતા હતા. આ પરાંનિવાસીઓ પણ શહેરની સત્તા તથા રક્ષણ નીચે હતા અને ઉમરાવોના જૂલમથી તેઓ હમેશા શહેરનો આશ્રય શોધતા. રુડોલ્ફ હાપ્સબર્ગે આ ફ્ફાહલબુર્ગરોને રક્ષણ નહિ આપવા શહેરોને ફરમાવ્યું અને તેમને માથે સખત વેરાઓ નાખ્યા શહેરોમા

**શહેરો અને હાપ્સબર્ગો**

બળવા થવા લાગ્યા અને તેમની સગઠનની વૃત્તિ વધી તેના પુત્ર આલ્બર્ટ બીજાએ શહેરોને પોતાના પક્ષમા લીધા હ્રાઈન ઉપર અધિકારના કેટલાક વેરાઓ લેવાતા હતા તે બધ કર્યા અને વેપારને ઉત્તેજ્યો, યાહુદીઓ ઉપર જૂલમ થતો હતો તે બધ કરવા કોશિશ કરી, ખેડૂતોની

૧૭ Luther. ૧૮ Trent. ૧૯ Maximilian. ૨૦ Pfahlburger.

હાલત સુધારવા પગલા લીધા અને ખાનગી લડાઇઓ અને વિગ્રહો પણ બધ કર્યા લુઇ ચોથાનો હાબ્સબર્ગ સ્હામે વિજય થયો તો પણ શહેરોને આભારી હતો તેમણે કરનો ભારે બોજો સહન કર્યો એટલુજ નહિ પણ મરજીઆત ફાળાઓ આપ્યા આ સમયમા શહેરોમા આતરવિગ્રહો જાગ્યા, તેમનામા કેટલાક જૂના ઉમરાવ કુટુમો પહેલે થીજ વસેલા હતા અને તે કુટુબો લાબા કાળથી શહેરના કારોબારમા ઘણી સત્તા તથા વગવસીલો ધરાવતા હતા, પણ કાળબળે કરીને તે પૈસેટકે ઘસાઈ ગયા હતા બીજી બાજુ વેપાર રોજગાર વધવાથી વેપારીઓનુ ધધાદારીઓ તથા કારીગરોના ગિલ્ડ[૨૧] તેમની પચાયતો જન્મી ચૂકી હતી અને આ વર્ગ ચૂટણીના તત્ત્વને લીધે સખ્યાબળથી અને સમૃદ્ધ હોવાથી જૂના કુટુબોને ખસેડીને સત્તાધર થતા આવતા હતા લુઈ હમેશા ગિલ્ડોનો પક્ષ લેતો અને પરિણામે શહેરમા સ્વાતત્ર્યભાવના, વેપાર ઉદ્યોગ અને સપત્તિનો ખૂબ વધારો થયો હમેશા લડાઈ કરતા અને નાણાપરત્વે તગ હાલત ભોગવતા શહેરો તરફ અત્યત ઘૃણાથી જોતા હતા પણ તેમના સગઠ્ઠન પાસે શુ ચાલતુ નહોતુ ચાર્લ્સ ચોથાએ પણ શહેરોનો સાથ સાધ્યો હતો, પણ તેના સમયમા 'બ્લૅકડેથ'[૨૨] કાળી મહામારી ફાટી નીકળી હતી અને યાહુદીઓ ઉપર જૂલમ થયા હતા ૧૩૬૭ મા હાન્સિયાટિક લીગના સત્તોતેર શહેરોએ નૉર્વે અને ડેન્માર્કના રાજાઓ સાથે વિગ્રહ કરી વિજય મેળવ્યો હતો અને તે શહેરોનો વેપાર તે વખતે યૂરોપને જાણીતી આખી દુનિયા ઉપર ચાલતો હતો ૧૩૭૭મા સ્વાબિયાના શહેરોએ પોતાનો સઘ બાધ્યો હતો અને વર્ટેમ્બર્ગના[૨૩] ઉમરાવને હરાવ્યો હતો વેનેસ્લાઉસના સમયમા શહેરો અને રાજ-

ગિલ્ડ અથવા કારીગરની પચાયત

કાળી મરકી

૨૧ Gild. ૨૨ Black-death, ૨૩ Wurtemburg.

કર્તાઓ વચ્ચેનો ઝગડો તેની પરાકાષ્ઠાએ પહોંચ્યો, શહેરોની માફકજ ઉમરાવોએ પણ પોતાના સંઘ સ્થાપવા માંડયા.

**ઉમરાવોના સંઘ** સ્વાબિયન સંઘની સામે એ લોકોએ 'ચાવજનો સંઘ'–લીગ ઑફ ધ લાયન–લૉવેનબુંડ[૨૪] રચ્યો. રાજા પક્ષહત માફક જોઈ રહ્યો. શહેરો ઉમરાવો સ્હામે ઝુંબેશ ઝીલવા જેટલાં બળવાન નહોતાં. એક શહેર અને બીજા શહેર વચ્ચેના અંતરમાં ઉમરાવોની ભૂમિરત પરતુ સર્વેસર્વ મળી ગયા. સ્વાબિયન સંઘે એક બાજૂ હ્રેનિશ સંઘ સાથે મિલાવટ કરી, અને બીજી બાજૂથી ઑસ્ટ્રીઆથી સ્વતંત્ર થયેલા સ્વિસ્સ લોકોની તેમને મદદ મળી. ૧૩૮૯માં શહેરો અને ઉમરાવો વચ્ચે સંધી થઈ પણ નગરોને ઘણું નુકશાન ખમવું પડયું. હાન્સિયાટિક સંઘનાં શહેરોને માટે પણ આ સમય મુશ્કેલીનો હતો. તેમનામાં પણ લોકસત્તાક તત્ત્વો ઉભાં થયાં અને જૂનાં કુટુંબો સાથે ઝુંબેશ ઝીલવા લાગ્યાં. ઇંગ્લાંડ અને ફ્લાંડર્સ તેમના વેપારમાં પુષ્કળ અંતરાય નાખતા હતા અને

**ટ્યૂટૉનિક ઑર્ડર** તેમની મુશ્કેલીનો લાભ ડેન્માર્ક, નૉર્વે, સ્વીડન તથા પ્રશિયાને ખ્રિસ્તી અને સંસ્કારી બનાવનાર ટ્યૂટૉનિક ઑર્ડર–મડળ સંપૂર્ણ રીતે ઉઠાવતાં હતાં. ફ્રેડરિક ત્રીજાના સમયમાં શહેરો અને ઉમરાવો વચ્ચે ફરી પાછો કલહ શરૂ થયો. એક બાજુ ફ્રાન્કોનિયા અને સ્વાબિયાનાં શહેરો હતાં; બીજી બાજુ રાજ્યકર્તાઓ હતા. ચાર વરસના ક્રૂર, નિર્દય વિગ્રહ પછી જો કે શહેરો દબાયાં નહિ, તોપણ ઘણે અંશે રહેંસાઈ તો ગયા.

આ અરાજકતામાંથી ચારેતરફ સુધારણાના પોકારો ઉભરાઈ નીકળ્યા. રાજકર્તાઓ પોતપોતાના ગજા પ્રમાણે દરબારી ઠાઠ અને ગહેરશમ નિભાવતા હતા; તેમને હમેશાં પૈસાની અને માણસોની જરૂર રહેતી હતી. લશ્કરી નોકરીનાં બંધનો ભૂંસાઈ ગયાં હતાં.

૨૪ Lowenbund.

મિલિયનની અત્યત નાખુશીને લીધે પડતી મુકાઇ હવે ખાનગી વિગ્રહો
હમેશને માટે બધ થયા લોકસભા—ડાયેટ—દર
ડાયેટના ખડો સાલ મેળવવાનુ રાજાએ કબૂલ કર્યું સમ્રાટ્
તરફથી એક ડાયેટના ત્રણે ખડે ચૂટેલા સોળ
ન્યાયાધીશો અને રાજાએ નીમેલા પ્રમુખવાળી ઈન્સાફની અદાલત–
રાઈકસ કામેરગેરિકટ[૨૬] રચવામા આવી લડાઈના
ઈન્સાફની તાત્કાલિક ખર્ચ માટે આમપેન્સ-કોમનપેની[૨૭]
અદાલત નામનો માથાવેરો તથા મિલ્કતવેરો નાખવામા
આવ્યા પરતુ રાજાઓના હમેશના દસ્તુર મુજબ
મૅક્સિમિલિયન પ્રમાણિક નહોતો આ અદાનત સામે ૧૪૯૭મા તેમણે
હૉફરાટ[૨૮] નામની નવીન સંસ્થા ઉભી કરી અને સામ્રાજ્યનુ તમામ
કામ તેને સોપ્યુ ૧૪૯૯મા સ્વિસ્સ લોકોએ
હૉફરાટ કૅામનપેની આપવાની ના પાડી, સમ્રાટ્ને પરાજય
આપ્યો અને તેઓ તદ્દન અળગા પડી ગયા
૧૫૦૦મા આઉગ્સબર્ગ મુકામે લોકસભા મળતા બર્ટોલ્ડે સુધારણાનો
પ્રશ્ન પાછો ઉપાડયો અને લોકસભાએ રાઈકસરેજીમેન્ટ[૨૯] નામની
એક કારોબારી સમિતિ સ્થાપી આ સમિતિપર
રાઈકસરેજીમેન્ટ વીસ સભ્યો સભા ખડો ચૂટે અને પ્રમુખ રાજા
નીમે એવી ગોઠવણ હતી જર્મનીના–સામ્રાજ્યના
રાજ્ય-પ્રકરણનો વહિવટ રાઇકસરેજીમેન્ટને સોપવામા આવ્યો હતો
અને સમ્રાટ્ તેને અંત કરણપૂર્વક દુશ્મનાવટની નજરે જોતો હતો
બન્ને વચ્ચે તરતજ અસહકાર થઈ રહ્યો અને સમ્રાટે પ્રમુખ નીમવાની
ના પાડી બર્ટોલ્ડનુ આ અરસામા અવસાન ન થયુ હોત તો જર્મનીમા
સ્વતત્રતાની ઝુમેશ જાગત સમ્રાટ્ હવે પોતાની ઈચ્છા પ્રમાણે

---

૨૬ Reichs-kammer-Gericht ૨૭ Common-Penny
૨૮ *Haufrat.* ૨૯ *Reichs-Regiment,*

સુધારણા કરવા માંડયો અને ડાયેટ તેની સૂચનાઓમા થોડી ઘણી કાપકૂપ કરી તે સ્વીકારવા લાગી આ પ્રમાણે

**બરટૉલ્ડની નિષ્ફળતા**

બરટૉલ્ડની જર્મનીને એકરાષ્ટ્રત્વ સર્જવાની છેલ્લી કોશીશ પડી ભાગી અને તેને છૂટા, શિથિલ માળારૂપ સંઘનુ રૂપ આપવા ઇચ્છનારા પક્ષનો વિજય થયો

૧૫૧૯મા મૅક્સિમિલિયન મૃત્યુ પામ્યો તે પહેલા મધ્યકાલીન યૂરપ અવસાન પામી ચૂકયો હતો અને અર્વાચિન યુગ જન્મી ચૂકયો હતો. રેનેસ્સાન્સ[30] અને રીફૉર્મેશન[31] વિદ્યાનું પુનરુત્થાન અને ધર્મની સુધારણા એ બન્ને શક્તિઓ આવિર્ભાવ પામી ચૂકી હતી

## પ્રકરણ છઠ્ઠું

## વિદ્યાનું પુનરુત્થાન : રાષ્ટ્રદેહનો હ્રાસ.

### અંતઃકરણની જાગૃતિ

**પૂર્વનો પરિચય**

૧૪૫૩માં તૂર્કોએ ઇસ્તંબુલ લીધું; ૧૪૯૨માં કોલમ્બસે[1] અમેરિકા શોધી કાઢ્યો; ૧૫૯૮માં વાસ્કો ડી ગામા હિન્દુસ્થાન પહોંચ્યો. ૧૪૯૨માં ઍલેક્ઝાન્ડર બોરજા પોપ પદ ઉપર આવ્યો. ૧૫૧૭માં માર્ટિન લુથરે પોપની સામે બળવો ઉઠાવ્યો. આ બનાવોએ અર્વાચીન યુરોપને અવતાર આપ્યો.

**વિદ્યાનું પુનરુત્થાન**

૧૪૫૩માં તૂર્કોએ ઇસ્તંબુલ લીધુ એટલે ખ્રિસ્તી વિદ્વાનોએ એ શહેર ખાલી કર્યું અને ગ્રીક અને લૅટિન ભાષાનું વાઙમય અને તેનાં કિંમતી પુસ્તકાલયો ઇટલીમાં–રોમ–નેપલ્સ[2] અને પ્રૉવાંસમાં[3] આવ્યાં. ઇટલીમાં આ વખતે ૧૪૪૦મા જન્મેલી છાપવાની કળા દાખલ થઈ ચૂકી હતી એટલે તરત જ હસ્તલેખો છપાઇને તૈયાર થયા તથા વિશાળ અભ્યાસમાં આવ્યા. તેથી ઇટલીના વિદ્વાનોમાં ખ્રિસ્તી ધર્મના

1 Columbus. 2 Naples. 3 Provence.

સૂત્રો તરફ અશ્રદ્ધા, વિલાસિતા અને કલા, તથા તત્ત્વચિંતન જન્મ્યાં. ૧૪૯૨ થી ૧૫૦૦ સુધીમાં ઇટલીના સર્વોપરિત્વને માટે સ્પેન, ફ્રાન્સ અને જર્મની તેની જ ભૂમિ ઉપર લડવા માડ્યાં અને અધ્યયનનું પુનર્જીવન ત્યાંથી ઉમટીને જર્મનીમા તથા બીજા દેશોમાં પ્રસર્યું.

**ઇટલી**

જર્મનીમાં ૧૩૪૮ થી ૧૪૦૯ની વચમાં જ સાત વિદ્યાપીઠો સ્થપાઈ હતી. તે ઉપગત જર્મન પંડિતો લૉમ્બાર્ડી અને ઇટલી વગેરે સ્થળે જઈને જ્ઞાન ગ્રહણ કરવા માંડ્યા હતા. પ્રિન્સીઝ પણ મૅક્સિમિલિયનના સમયમાં નવી વિદ્યાપીઠો સ્થાપી જ્ઞાનના પરિશીલનને ઉત્તેજન આપતા હતા. છતાં એકંદરે જર્મનીમાં રાજકર્તાઓ અને નીચલા વર્ગો અજ્ઞાન અને જંગલી રહ્યા; જર્મન ભાષા અત્યંત કર્કશ અને સૂરની મિલાવટને માટે પ્રતિકૂળ હતી; જર્મન પંડિતો અત્યત જૂની રૂઢિ અને જૂના વિચારવાળા હતા. પરતુ પાડુઆ[4] અને ફ્લૉરેન્સમાં[5] જર્મનીના

**જર્મની**

નવ વિદ્વાનો બુદ્ધિનો પ્રકાશ તેના ઉપર નાંખીને બાઈબલનો અભ્યાસ કરતાં શીખ્યા. બાઈબલ ઉપર આ પ્રકાશ પડતાં જર્મનીમાં તર્કશાસ્ત્ર, વિવાદ, વિવેચન અને વિજ્ઞાન પ્રગટ્યાં; એનું પહેલું પરિણામ ધર્મ-સુધારણાના રૂપમાં આવ્યું. એનું એ સ્વરૂપ આગળ જતાં પ્રતિસુધારણામાં નીપજ્યું.

**નવ વિદ્વાનો**

૧૪૯૨માં અમેરિકા કોલમ્બસને જાંપડયો અને ૧૪૯૮માં વાસ્કો ડી ગામાને હિન્દુસ્તાનનો રસ્તો જડયો. તેથી યુરોપના ભૌગોલિક જ્ઞાનમાં અત્યત વધારો થયો, એટલુ જ નહિ પણ તેથી ધર્મપરત્વે માણસોનાં મન શિથિલ થયા. બહારના જગતની ભવ્યતા, સંસ્કૃતિનુ વૈવિધ્ય અને ધર્મોની અનેકતાએ પવિત્ર રોમન સામ્રાજ્યનો

૪ Padua. ૫ Florence.

મોહ ઉતારી નાખ્યો તેની ચોધારી સત્તાનો દાવો હલકો પડી ગયો

**મોહનિર્ગલન**

એ જ સમયમાં રોમનું પોપ સરસ્થાન પણ ઉઘાડું પડી ગયું ધર્મસુધારણાનો પ્રશ્ન સૈકાઓ થયાં યુરોપને મૂઝવી રહ્યો હતો વચમાં વચમાં ખરેખર પવિત્ર અને મહાન પોપ નીકળી આવ્યા હતા, પણ ૧૪૯૨માં રોમના પોપો ધર્મ, આચાર, નીતિ, પ્રતિષ્ઠા સર્વ ભૂલી ગયા હતા આ વર્ષમાં ઍલેક્ઝાન્ડર બોરજા[૬] પોપ પદ ઉપર આવ્યો એ ઇશ્વરમાં કે ખ્રિસ્તમાં માનતો નહોતો યૂરપનો ધર્માચાર્ય એક અપરિણીત રખાત વાનોસ્સાના મોહપાશમાં પડ્યો હતો આ સુંદરીનું નામ ખરેખર તો ગિયોવાના[૭] ડેઈ કાટાની હતું તેનાથી ઍલેકઝાન્ડરને ચાર સંતાન થયાં હતાં, તેમાંના બે સંતાન કાઈઝારે (સીઝર)[૮] બોરજા અને લુક્રેશીઆ[૯] ઇતિહાસપ્રસિદ્ધ થયાં છે જેટલી જાતના પાપ, અનાચાર, વિષપ્રયોગ, ખૂન, દગાફટકા કલ્પી શકાય તે તમામ આ પિતા, પુત્ર અને પુત્રીએ કરી લીધાં હતાં અને તે છતાં એ પદ પવિત્ર ગણાતું હતું, અને તેમને સંતોષવાથી સ્વર્ગના દરવાજા ઉઘડી જાય એમ લોકો માનતા હતા વાનોસ્સા[૧૦] સાથેનો સંબંધ પૂરતો ન હોય તેમ ઍલેકઝાન્ડરે તેને છોડીને ઉમરાવ ઓરસિનીની[૧૧] પત્ની ગિયુલિયા[૧૨] (જૂલિયા)ની સાથે સબંધ બાંધ્યો તેના મહેલમાં છૂપાં ખૂનોનો પાર રહ્યો નહિ

**પોપની આચારભ્રષ્ટતા**

ઍલેકઝાન્ડર પછી પોપ-પદ તરફ કોઈને માનની દૃષ્ટિ રહી નહિ અને ધર્મસ્થાનના અધિકારીઓ તેનું અનુસરણ કરતા હોવાથી તેમની પતીજ પણ ઓછી થઈ ગઈ દરમ્યાનમાં 'ઈન્ડલ્જન્સીઝ'[૧૩] નામના માફીપત્રો લૉટરીની ટીકીટો પેઠે વેચી

**ઈન્ડલ્જેન્સીઝ**

---

૬ Borgia ૭ Giovanna-Dei-Catani ૮ Caesare ૯ Lucratia. ૧૦ Vanossa ૧૧ Giulia ૧૨ Orisini ૧૩ Indulgences

વેચીને રોમ નાણાં એકઠાં કરવા માડ્યુ. આ માફીપત્રોથી ૭ પેન્સ અગર એકાદ શિલિંગમા બધા પાપ ધોવાઈ જઈને સ્વર્ગમા દાખલ થવાની ટીકીટો મેળવી દરેક પાપી પાપમુક્ત થઈ શકતો.

**પદવીનો વેપાર**

**માર્ટિન લુથર**

**રેફૅર્મેશન**

૧૫૧૭મા જર્મની પોપના અનાચાર લાબો વખત માખી રહે તેવું રહ્યુ નહિ. મેઈન્ઝના ધર્માચાર્યો થવા માટે પોપ લિયો[૧૪] દશમાને ૧૦,૦૦૦ ડુકેટ[૧૫] આપવાના ઠરાવ્યા અને તે નાણા રોમમા સેંટપીટર્સનુ નવુ દહેરૂં બાધવા માટે કાઢેલી ટીકીટો ઠરાવેલે ઓછે દરે વેચીને એકઠા કરવા પરવાનગી મેળવી. આની સામે માર્ટિન લુથર નામે એક ઑગસ્ટિનિયન[૧૬] સાધુ અને વર્ટેનબર્ગની વિદ્યાપીઠનો એક અધ્યાપક આગળ પડયો. તેણે ૯૫ દલીલો વર્ટેનબર્ગના એક દેવળના બારણા ઉપર નકુચો મારી લટકાવી અને જેને યૂરપીય ઇતિહાસકારો ધર્મસુધારણાનું નામ આપે છે તે–રેફર્મેશનનો આરભ થયો. સુભાગ્યે કે કમભાગ્યે જર્મનીમાં ધાર્મિક જૂલમ થઈ શકે તેમ નહોતું, કારણ કે કેન્દ્રિત સરકાર નહોતી, શહેરોનુ માનસ તદ્દન વેપારી હતુ, બાઈબલની જૂદી જૂદી ઉપભાષાઓમા તૈયાર થયેલી આવૃત્તિઓ છપાઈ બહોળા પ્રમાણમાં પ્રસરી ચૂકી હતી, લોકોમા–વિદ્વાનોમાં વિવેચનનો, વિવાદનો અને મતભેદનો શોખ હતો, અને ગ્રીક અને લૅટિન વાઙમયનો અભ્યાસ અત્યત ગભીરતાપૂર્વક થતો હતો.

**લુથરનું બંડ**

પણ ઇચ્છા બતાવી નહિ અને ૧૫૨૦માં રાષ્ટ્રીય ધર્મસંસ્થાન, પોપ સત્તાથી સ્વાતંત્ર્ય, મઠો ઉપર અંકુશ, યાત્રા અને ઉપવાસ દિનોની મર્યાદા, ધર્માધિકારીઓનો ગૃહસ્થાશ્રમ વગેરે સુધારણાનો ક્રમ લોકો સમક્ષ મૂક્યો. દશમા લિયોએ લુથરને ધર્મમંડળથી બહાર મૂક્યો, અને તેનાં લખાણો બાળી નખાવ્યાં. લુથરે પોપના ફરમાનોને જાહેર રીતે બાળ્યાં.

**પાંચમો ચાર્લ્સ**

આ વખતે મૅક્સિમિલિયન મૃત્યુ પામ્યો હતો અને ચાર્લ્સ પાંચમો હેબ્સબર્ગ જર્મની, સ્પેન, નેપલ્સ, ઑસ્ટ્રીઆ, નેધર્લૅંડ્ઝ, અને રોમન સામ્રાજ્યના મુકુટોને ધારણ કરી રહ્યો હતો. તેનો સ્વાર્થ પોપ અને રોમ સાથે ઘણા નિકટના સંબંધથી સંકળાયેલો હતો. ૧૫૨૦ના એપ્રિલમાં વૉર્મ્સની ડાયેટ (લોકસભા)માં લુથરને બોલાવીને તેણે જાહેર કરેલા તમામ અભિપ્રાયો પાછા ખેંચી લેવા ફરમાન કરવામાં આવ્યું, પણ તેણે કહ્યું "મારા જર્મની તરફની મારી ફરજ મને એ અભિપ્રાયો પાછા ખેંચી લેવા દેતી નથી" તેણે આગળ કહ્યું. "મને બાઈબલમાંથી સીધો પુરાવો મળે અથવા મારી બુદ્ધિ માન્ય રાખે તો જ હું એ અભિપ્રાયો પાછા ખેંચી લઉં" સમ્રાટ્ ચાર્લ્સે તેને વળતે દિવસે પોતાનો મત આપ્યો. પોપ સર્વથા સત્ય છે એવું તેણે ન કહ્યું, પણ દોઢ હજાર વર્ષની "ધર્મસમિતિઓનો મને આધાર છે અને એક એકલવાયા ઑગસ્ટિનિયન સાધુનો મત મને માન્ય નથી." એમ જણાવી તેણે લુથરથી છૂટા પડી રોમનો

રાજસંસ્થાનની હાકલ જગાવી, પરંતુ અનેક સામંત મંડળોમાં વહેંચાઈ ગયેલું જર્મની અત્યારના હિન્દુસ્થાનની માફક જ રાષ્ટ્રીય ઐક્ય સરકાર માટે તૈયાર નહોતું પરંતુ લુથરની બીજી હાકલ સ્વાતંત્ર્ય, બુદ્ધિ અને બાઈબલ જર્મનીના ખેડૂતોએ ઝીલી લીધી.

**ખેડૂતોની જાગૃતિ**

જમાના થયાં આ વર્ગને શહેરો, સામંતો અને સમ્રાટ્ કચડતા આવતા હતા. વેઠ, જૂલમ અને દારિદ્રયથી તેઓ થાકી ગયા હતા. તેમની જમીન ગુજરાતના ખેડૂતોની જમીનની માફક જ કુટુંબના સર્વ ભાઈઓ વચ્ચે વહેંચાઈ જતી હતી, તેથી ખેતરો એટલાં નાનાં થઈ ગયાં હતાં કે એક માણસનું પણ ભરણપોષણ ભાગ્યે જ થઈ શકતું. જર્મન રીતરિવાજ અને કાયદાને બદલે રોમન કાયદાના સિદ્ધાંતો હવે જર્મનીમાં દાખલ થવાથી હિન્દુ મુસલમાનના હિન્દમાં બ્રિટિશ કાયદાના દાખલ થયા પછી જે ગોટાળો અને અંધાધુંધી વ્યાપ્યાં તેવો જ ગોટાળો અને અંધાધુંધી એ દેશમાં પણ વ્યાપી રહ્યાં. ૧૪૬૧માં નૈઋત્યકોણમાં ખેડૂતોએ પહેલો બળવો કર્યો હતો અને તે વખતે શહેરોના અવસન્ન વર્ગોએ તેમને સાથ આપ્યો હતો. તે પછી તેઓ એક લાંબા વાંસ માથે જૂનું ખાસડું બાંધીને "બુંડશું"[૨૧] ઉપાન–સંઘ રચવા મંડયા. પોતાના અસહ્ય દુઃખો અને નવા જન્મેલી વિપ્લવ ઘોષણાથી પ્રેરાઇને ૧૫૨૨ માં તેઓએ એક જબરજસ્ત બંડ કર્યું. આ બંડને ઇતિહાસમાં ખેડૂતોનો વિગ્રહ

**ખેડૂતોનું બંડ**

પેઝન્ટ વૉર–અથવા બાઉએર ક્રિગેગ[૨૨] કહેવામાં આવે છે. સ્વાબિયામાંથી ઉદ્ભવીને આ બંડ આખા દક્ષિણ અને મધ્યવર્તી જર્મનીમાં પ્રસરી રહ્યું. બુલ્ગેન બાકના[૨૩] હાંસ મુલરની[૨૪]તજવીજથી શહેરો ખેડૂતો સાથે ભળ્યાં;

---

૨૧ Bandshu. ૨૨ Bauer-krieg. ૨૩ Bulgenback.
૨૪ Hnns Muller.

એક લુથરના મતમા મળવા લાગી. જર્મન શહેરોમાં અને વિદ્યાપીઠોમાં પોપના પક્ષવાદીઓ સ્હામે જોર અજમાવવાની તૈયારીઓ થવા માંડી અને લુથરે તેને માંડમાંડ ખાળી. રોમમા લુથરને બળજબરીથી દાબી દેવાના પગલાં વિચારવામાં આવ્યાં. ૧૫૨૨–૨૩ મા નુરમ્બર્ગમાં મળેલી ડાયેટમા પોપના પ્રતિનિધિઓએ ચાર્લ્સના આરોપને સજીવન કરાવવા કોશીશ કરી, પણ પ્રિન્સીઝ તરફથી જર્મનીની સો ફરિયાદોનો એક ખરીતો રજૂ થયો અને તરતને માટે તે વાત પડતી મૂકાઈ.

**લુથરપર આરોપ**

મૅક્સિમિલિયનના અવસાન પછી ચાર્લ્સને ચૂંટતી વખતે વરુણિ મંડળે તેની સાથે વાહલકપિટ્યુલેશન[૧૮] રાજ્યાર્પણની શરતો કરી હતી અને તેમાંની મુખ્ય શરત એવી હતી કે તેણે જર્મનીનું રાષ્ટ્ર-સ્વાતંત્ર્ય અખંડ સાચવવું, એ દેશમાં પરદેશી લશ્કર દાખલ ન કરવું, પરદેશી સેનાની તળે જર્મન સિપાહીઓને ન મૂકવા, જર્મનીના કામકાજમાં જર્મન ભાષાનો જ ઉપયોગ કરવો, દરેક લોકસભા જર્મન ભૂમિ ઉપર જ બોલાવવી અને રાઈક્સ રેજીમેન્ટ–કારોબારી સભા સ્થાપવી. આ સભામાં બાવીસ લોકસભાના ખંડથી ચૂંટાયેલા સભ્યો અને સમ્રાટ્ નિયુક્ત પ્રમુખ બેસે. સમ્રાટ્ની ગેરહાજરીમાં તે તમામ કારોબાર ચલાવે અને તે હાજર હોય ત્યારે તેને દરેક વિષયમાં સલાહ આપે.

**જર્મન રાજ્ય સ્વીકારની શરતો**

રાઈક્સને કારોબાર સોંપીને ચાર્લ્સ ૧૫૨૧ માં ફ્રાન્સ સાથે લડવા માટે ચાલ્યો ગયો, પરંતુ પાછળ અસંતોષ અને બળવાઓ ફાટી નીકળ્યા. લુથરની રાષ્ટ્રીય ધર્મસંસ્થાનની હાકલના અનુકરણમાં જાગીર વિનાના ઉમરાવો હુટન[૧૯] અને શિક્કિન્ગને[૨૦] રાષ્ટ્રીય ઐક્ય

**રાષ્ટ્રત્વની હાકલ**

૧૮ Wahlkapitulation. ૧૯ Houten. ૨૦ Sikking.

રાજસસ્થાનની હાકલ જગાવી, પરતુ અનેક સામંત મંડળોમાં વહેં-ચાઈ ગયેલું જર્મની અત્યારના હિન્દુસ્થાનની માફક જ રાષ્ટ્રીય એકસ્ય સરકાર માટે તૈયાર નહોતું પરંતુ લુથરની બીજી હાકલ સ્વાતંત્ર્ય, બુદ્ધિ અને બાઈબલ જર્મનીના ખેડૂતોએ ઝીલી લીધી.

**ખેડૂતોની જાગૃતિ**

જમાના થયા આ વર્ગને શહેરો, સામતો અને સમ્રાટ્ કચડતા આવતા હતા. વેઠ, જૂલમ અને દારિદ્રયથી તેઓ થાકી ગયા હતા. તેમની જમીન ગુજરાતના ખેડૂતોની જમીનની માફક જ કુટુંબના સર્વ ભાઈઓ વચ્ચે વહેંચાઈ જતી હતી, તેથી ખેતરો એટલા નાનાં થઈ ગયાં હતાં કે એક માણસનું પણ ભરણપોષણ ભાગ્યે જ થઈ શકતું. જર્મન રીતરિવાજ અને કાયદાને બદલે રોમન કાયદાના સિદ્ધાતો હવે જર્મનીમાં દાખલ થવાથી હિન્દુ મુસલમાનના હિન્દમાં બ્રિટિશ કાયદાના દાખલ થયા પછી જે ગોટાળો અને અંધાધુધી વ્યાપ્યાં તેવો જ ગોટાળો અને અંધાધુધી એ દેશમાં પણ વ્યાપી રહ્યાં. ૧૪૬૧માં નૈઋત્યકોણમાં ખેડૂતોએ પહેલો બળવો કર્યો હતો અને તે વખતે શહેરોના અવસન્ન વર્ગોએ તેમને સાથ આપ્યો હતો. તે પછી તેઓ એક લાબા વાંસ માથે જૂનું ખાસડું બાંધીને "બુંડશું"[૨૧] ઉપાન-સંઘો રચવા મંડયા. પોતાના અસહ્ય દુઃખો અને નવી જન્મેલી વિપ્લવ ઘોષણાથી પ્રેરાઈને ૧૫૨૨ માં તેઓએ એક જબરજસ્ત

**ખેડૂતોનું બંડ**

બડ કર્યું. આ બંડને ઇતિહાસમાં ખેડૂતોનો વિગ્રહ પેઝન્ટ વૉર-અથવા બાઉએર ક્રિગેગ[૨૨] કહેવામાં આવે છે. સ્વાબિયામાથી ઉદ્ભવીને આ બંડ આખા દક્ષિણ અને મધ્યવર્તી જર્મનીમાં પ્રસરી રહ્યું. બુલ્ગેન બાકના[૨૩] હાંસ મુલરની[૨૪] તજવીજથી શહેરો ખેડૂતો સાથે ભળ્યાં;

---

૨૧ Bandshu. ૨૨ Bauer-krieg. ૨૩ Bulgenback.
૨૪ Hnns Muller.

ઑટ ફૅાન બેર્લિકિન્ગેર[૨૫]ને તેને જાગીર વિનાના અને નાના, છૂટા સામતોનો સાથે મેળવી આપ્યો અને પછી

**બળવાનો પ્રચાર** વર્ટેમ્બર્ગનો પદભ્રષ્ટ ડ્યૂક ઉલ્રિચ[૨૬] તેમને મોખરે થયો. ખેડૂતોનો સર્વત્ર આરંભવિજય થતાં જ તેમણે પોતાની માગણીઓ રજૂ કરી અને કેટલાક મંડળોએ તે માગણીઓ મંજૂર કરી. દરમ્યાનમા બળવાનો ચેપી પવન ઉત્તર જર્મની અને થુરિંગિયામા પ્રસરવા માડ્યો ત્યા ટૉમસ મુન્ઝેરે[૨૭] તેમને વિજય અપાવ્યો. પરંતુ વિજયમસ્ત થયેલા ખેડૂતો વિજય

**ખેડૂતોનો પરાજય**

પચાવી શક્યા નહિ તેમના જૂલમો અને અનાચારો મિલકતદાર વર્ગોના જૂલમ જેવા જ હતા. ખેડૂતોના બંડ માટે હજી પાકકાળ આવી પહોંચ્યો નહોતો. મિલ્કતવાર તત્ત્વો એકદમ એકઠાં થઈ ગયા અને ખેડૂતોને અત્યંત ક્રૂરતા અને જૂલમ કરીને દાબી દીધા. ખેડૂતો અને ધર્મ—

**જર્મનીના વિભાગ**

બન્ને પ્રશ્નો ઉપર જર્મની બે મોટા ભાગમાં વહેંચાઇ ગયુ. ૧૫૨૬મા સ્પિરેઝ મુકામે લોકસભા મળી ત્યારે રોમનપક્ષ ખેડૂતો અને લુથર વગેરે સામે સખત પગલાં લેવા માટે જોરથી બૂમરાણ કરી રહ્યો, જ્યારે સુધારણાપક્ષ મતભેદ સહન કરી લેવાની ચળવળ કરી રહ્યો હતો. સૅક્સની, બ્રાંડેનબુર્ગ, હ્યૂનિંશ, પાલાટિનેટ, હેસ્સે,[૨૮] સ્ટ્રાસબુર્ગ, નુરેમ્બુર્ગ,[૨૯] ઉલ્મ[૩૦] અને આઉગ્સબુર્ગ વગેરેએ ધર્મસુધારણાનાં અનેક પગલાં લેવા માડ્યાં. રોમનપક્ષ મંડળોએ સ્પેન અને ઈટલીની પ્રેરણા ગ્રહણ કરી ધર્માભિપ્રાય

**ધર્માર્થે જૂલમ**

માટે જૂલમ, સિતમ અને બળાત્કાર આદર્યા. ૧૫૨૯ની લોકસભામાં સુધારણા પક્ષને હવે આગળ

૨૫ Gott Von Berlhingen. ૨૬ Ulric. ૨૭ Thomas Munser
૨૮ Hesse ૨૯ Nurembnrg. ૩૦ Ulm

સુધારા કરવાની મનાઈ કરવામાં આવી અને તેમણે એ મનાઈ સામે "પ્રોટેસ્ટ" (વાંધો) ઉઠાવવાથી તેમને પ્રોટેસ્ટન્ટ કહેવામાં આવ્યા.

**પ્રોટેસ્ટન્ટો**

૧૫૩૦માં ચાર્લ્સ જર્મનીમાં આવ્યો અને આઉગ્સબુર્ગમાં લોકસભા બોલાવી. પ્રોટેસ્ટન્ટોએ પોતાના મતદર્શન માટે એક ખરીતો તૈયાર કર્યો. રોમન પક્ષે પોતાનો જવાબ તૈયાર કર્યો પરંતુ કંઈ પણ સમાધાન નહિ થવાથી પ્રોટેસ્ટંટો સભા છોડી ચાલ્યા ગયા. તે પછી રોમનપક્ષે ધર્મસંસ્થાનની તમામ મિલકત પ્રોટેસ્ટન્ટો પાસેથી પાછી લેવાનો ઠરાવ કર્યો.

**સૌમ્યતાનો ત્યાગ**

હવે પ્રોટેસ્ટન્ટોએ સૌમ્યતા છોડી દીધી. ૧૫૩૦ ના ડિસેમ્બરમાં તેમણે શ્માલકાલ્ડેનનો સંઘ (લીગ ઑફ શ્માલકાલ્ડેન)[૩૧] સ્થાપ્યો. તરત જ તેમાં તમામ પ્રોટેસ્ટન્ટ મંડળો અને શહેરો જોડાયાં. આ સંઘમાં સમ્રાટ્ અને પોપ વિરુદ્ધનાં તમામ તત્ત્વો દાખલ થયાં અને જર્મનીને હાબ્સબર્ગ કુટુંબથી અને રોમન ધર્મસંસ્થાનથી સ્વતંત્ર કરવાના બે આદર્શ જર્મન જનતા સમક્ષ રજૂ થયાં. જનતાએ આ બંને આદર્શોને સંપૂર્ણ સહાનુભૂતિ આપી-૧૫૩૩. સમ્રાટે પ્રોટેસ્ટન્ટો સાથે નુરેમ્બુર્ગ મુકામે સંધિ કરી, ધર્મસહિષ્ણુતા જાહેર કરી અને જર્મન નાણાં તથા સેનાથી તુર્કોને વિયેનાના દરવાજામાંથી પાછા વાળ્યા.

**તુર્ક અને ફ્રેંચ**

જ્યાં સુધી તુર્ક અને ફ્રેંચ લોકો સાથે ચાર્લ્સને વિગ્રહો ચાલ્યા કર્યા ત્યાં સુધી પ્રોટેસ્ટન્ટો સાથે એ આ પ્રમાણે રમ્યા કર્યો અને તેમના તરફ સહિષ્ણુતા અને સહાનુભૂતિ બતાવતો રહ્યો; પણ તુર્કો ઇસ્તંબૂલ ભેળા થઈ જતાં અને ફ્રાંસ સાથે ૧૫૪૪ માં સલાહ થઈ જતાં ચાર્લ્સ પોતાના ખરા સ્વરૂપમાં પ્રકાશ્યો. પ્રોટેસ્ટન્ટોના હાથમાં લીગ ઑફ શ્માલકાલ્ડેન સરસ હથિયાર હતું, પણ તેમને પોતાના સંગઠન

૩૧ Schmalkalden.

અને વિજયોનો, તેમજ ચાર્લ્સની મુશ્કેલીઓનો લાભ લેતા આવડયો નહિ તેમના નેતાઓમા પણ અનાચાર નહોતો એમ તો કહી શકાય નહિ હસ્સેનો ફિલિપ બે બૈરીઓને પરણ્યો અને

**ચાર્લ્સનો વિજય**

પ્રોટેસ્ટન્ટ સમુદાયે તેને માટે કંઈ પણ પગલા લીધા નહિ ૧૫૪૬ મા તો ચાર્લ્સે રિફોર્મેશનને ધૂળધાણી કરી નાખ્યો, પ્રોટેસ્ટન્ટ શહેરો અને મડળોને પોતાને ચરણે નમાવી, વિજયમા એ પોતાની મૂછ મરડવા લાગ્યો

પરતુ વિજયની પળ એ પરાજયના જન્મની પળ છે રોમન સામતો ચાર્લ્સના સર્વોપરિત્વથી ભય પામ્યા,

**મૉરિસનુ બડ**

પ્રોટેસ્ટન્ટો તેના જૂલ્મ અને ક્રૂરતાથી ત્રાસી ઉઠ્યા અને તુર્ક તથા ફ્રેચ પાછા દુશ્મનાવટ બતાવવા લાગ્યા સૅકસનીના મૉરિસે[32] હવે એક ભયકર બડ ઉઠાવ્યુ તેની સાથે બીજા સામતો ભળ્યા અને ૧૫૫૨ ના માર્ચમા ફ્રાન્સના હેન્રી બીજાએ જર્મનીના, સ્વાતંત્ર્યનુ રક્ષણ કરવાના બહાના હેઠળ તેના ઉપર હુમલો કર્યો ચાર્લ્સ કૅરિન્થિયા તરફ પલાયન કરી ગયો અને જૂલાઈ ૧૫૫૨મા પાસાઉ મુકામે તેણે મૉરિસ સાથે સધિ કરી આ સધિ અનુસાર ફ્રાન્સ અને તૂર્કી સાથેના

**આઉગ્સબર્ગની સધિ**

વિગ્રહો પતી ગયા પછી ૧૫૫૫ મા આઉગ્સ-બર્ગ ખાતે પાછી લોકસભા મળી ચાર્લ્સને બદલે તેનો ભાઈ ફર્ડિનાન્ડ[33] ત્યા સમ્રાટ્ તરફથી હાજર થયો દરેક સસ્થાનને પોતપોતાના મતનુ ધર્મસસ્થાન રચવાની છૂટ મળી લ્યુથર અને રોમન બન્નેને એક જ દરજ્જે મૂકવામા આવ્યા અને દરેકને પોતાના મડળમાથી પોતાનાથી પ્રતિકૂળ ધર્મપથ પાળનારાઓને કાઢી મૂકવાની સત્તા આપવામા આવી પ્રૉટેસ્ટન્ટોના હાથમાની ધર્મ-સસ્થાનની મિલ્કત તેમની પાસે જ રહેવા દેવામા આવી. આ પ્રમાણે

32 Maurice 33 Ferdinand

સમૂહગત ધર્મસહિષ્ણુતા જર્મનીના મંડળોને મળી, પણ વ્યક્તિગત ધર્મસહિષ્ણુતા વ્યક્તિઓ પાસેથી છીનવી લેવાઈ.

**વ્યક્તિસ્વાતંત્ર્ય**

પ્રૉટેસ્ટન્ટ મંડળનો રોમન-મતવાળો માણસ કાં તો અભિપ્રાય છોડે અથવા તો વતન છોડે : આવી સ્થિતિ ઉભી થઈ. ૧૫૫૫ના સપ્ટેમ્બરમા સમ્રાટ્ ચાર્લ્સે સ્પેન અને નેધર્લાંડઝ ફિલિપને આપ્યાં અને ઑસ્ટ્રીયા, જર્મની, રોમન સામ્રાજ્ય વગેરે ફર્ડિનાન્ડને આપી રાજસન્યાસ લીધો.

ચાર્લ્સના મૃત્યુ પછી જર્મન રાજ્ય અને પવિત્ર રોમન સામ્રાજ્યને તૂર્ક અને ફ્રેંચ સામે લડવાનું રહ્યું. બીજી બાજુ પ્રૉટેસ્ટન્ટો પોતે હવે અંદર અંદર લડવા માડયા.

**પ્રૉટેસ્ટન્ટોનાં અંદરનાં યુદ્ધ**

પહેલેથી જ લુથરના અનુયાયીઓ કાલ્વિનના[34] અનુયાયીઓને પોતાની સાથે મેળવતા નહોતા અને જે ધર્મસ્વાતંત્ર્ય તેઓ રોમનો પાસેથી માગતા હતા તે સ્વાતંત્ર્ય તેઓ કાલ્વિનીસ્ટોને આપવા તૈયાર નહોતા; આને પરિણામે રોમન કૅથોલિકો મજબૂત થતા ગયા. તેની સાથે ખ્રિસ્તી ધર્મસંસ્થાનની સ્થાપનાનો તથા ખ્રિસ્તમતોનો ઈતિહાસ અશોધાવા માંડયો. સોસાયટી ઑફ્ જીઝસની સ્થાપના થઈ અને તેની અત્યંત કાબેલ વ્યવસ્થા તથા અત્યત વિદ્વાન સાધુઓની મહેનતથી પ્રતિસુધારણા કાઉન્ટરરેફર્મેશનની રેમન કૅથોલિક હિલચાલ જન્મ

**પ્રતિ સુધારણા**

પામી. ૧૬૦૮મા પ્રૉટેસ્ટન્ટ રાજકર્તાઓએ "ઇવાન્જેલિકલ[35] યુનિયન" નામનું મડળ સ્થાપ્યુ તેના પ્રતિકાર તરીકે વિટ્ટેલ્ઝબાક-વંશી, બાવારિયાના ડ્યૂક મૅક્સિમિલિયન તથા હાબ્સબર્ગવંશી, સ્ટીરિયાના આર્ચ-ડ્યૂક ફ્રેડરિક ૧૬૦૯માં કૅથોલિક લીગની સ્થાપના કરાવી. ૧૬૧૯માં ફ્રેડરિક સમ્રાટપદ ઉપર આવ્યો. બોહિમિયાએ તેને પોતાના રાજા તરીકે ન સ્વીકાર્યો અને તેને

[34] Calvin. [35] Evangelical.

બદલે ઈંગ્લાંડના રાજા પહેલા જેમ્સના જમાઈ–હ્રાઈનના ઈલેક્ટર–પાલાટાઈન ફ્રેડરિકને પોતાનુ રાજપદ અર્પણ કર્યું

સમ્રાટ્ ફ્રેડરિકે બોહિમિયાને ઠેકાણે લાવવાનો નિશ્ચય કર્યો અને યૂરપના ઇતિહાસમા સુપ્રસિદ્ધ ત્રીસ વર્ષનો વિગ્રહ આ રીતે શરૂ થયો.

**ત્રીશ વર્ષનો વિગ્રહ**

કૅથોલિક લીગે સમ્રાટને સાથ આપ્યો અને તવારિખમશહુર ટીલ્લીને તેની કુમકે મોકલ્યો. ઈવાન્જેલિકલ યુનિયને બોહિમિયાને અમૂક શરતે સાથ આપ્યો અને ઈંગ્લાંડ તરફથી તેને મદદની અપેક્ષા રહી ત્યાં જેમ્સને અને રાષ્ટ્રને બનતુ નહોતુ. એટલે તેમાં કાંઈ માલ નહોતો. ટીલ્લીએ[36] પ્રાગ પાસે બોહિમિયાને સજ્જડ હાર ખવડાવી; તેનો રાજા ફ્રેડરિક એ રાજ્ય તેમજ પોતાના હ્રાઈનના મૂલકોને ખોઈ બેઠો, યુનિયન વિખેરાઈ ગયુ અને કૅથોલિક રાજ્યકર્તાઓ સર્વોપરિ થયા

**બીજું આંદોલન**

૧૬૨૫માં ત્રીસ વર્ષના વિગ્રહનું બીજુ આંદોલન શરૂ થયુ. આસપાસના રાજ્યોની મૂલકલાલસા જર્મનીની અવ્યવસ્થાથી ઉશ્કેરાઈ અને ફ્રાન્સ, સ્પેન તથા ડેન્માર્ક વચ્ચે પડયા. ડેન્માર્કનો રાજા ક્રિશ્ચિયન[37] ચોથો હોલ્સ્ટાઈનના[38] ડયૂક તરીકે સામ્રાજ્યનો આમત હતો એ પ્રૉટેસ્ટન્ટ રાજવીને સમ્રાટના વિજયમા ભય રહેલો દેખાયો. સમ્રાટે

**વૉલેન્સ્ટાઈન**

ટીલ્લી સાથે હવે વૉલેન્સ્ટાઈન[39] નામના ઇતિહાસપ્રસિદ્ધ, મહત્ત્વાકાક્ષી, સાહસિક સેનાનીને સામેલ કર્યો ૧૬૨૬મા ટીલ્લીએ ક્રિશ્ચિયનને હરાવ્યો અને પછી બન્ને સેનાનીઓએ ડેન્માર્ક ઉપર ચ્હડાઈ કરી. વૉલેન્સ્ટાઈનને ડયૂક ઑફ ફ્રીડલાંડ[40] બનાવવામા આવ્યો અને ડેન્માર્કના જીતાયેલા

---

૩૬ Tilly ૩૭. Christian ૩૮. Holstein ૩૯. Wollenstein ૪૦. Friedland

ચડળો મેકલેન્બુર્ગ[૪૧] અને પૉમેરાનિયા[૪૨] તેના વહિવટ નીચે મૂકવામાં આવ્યા વિજયમત્ત ફ્રેડરિકે ૧૬૨૯ના માર્ચમા "એડિક્ટ[૪૩] ઑફ રેસ્ટિટ્યૂશન"[૪૪] વેરવસુલાતનુ ફરમાન બહાર

**વેરવસુલાત**

પાડ્યુ પ્રોટેસ્ટન્ટોના હાથમાથી ધર્મસ્થાનની જાગીરો ખાલસા કરી અને વૉલેન્સ્ટાઇનની મહત્ત્વાકાંક્ષાથી તથા તેણે પોતાના બાહુબળથી કોરી કાઢેલી સ્થિતિથી ભય પામીને તેને પાણીચુ પકડાવ્યુ

પરતુ આ વખતે સ્વીડનમા એક મહાન્ નરવીર રાજ્યાસન પર વિરાજી રહ્યો હતો અને તેની મહત્ત્વકાક્ષાઓ અને પ્રોટેસ્ટન્ટમતનો પ્રેમ તેને જર્મની તરફ પ્રેરી રહ્યાં હતા ૧૬૩૦મા

**ગુસ્તાવસ આડોલ્ફસ**

તેણે સ્વીડન છોડ્યુ પહેલા તો પ્રોટેસ્ટન્ટો કોઈ પણ પરદેશી રાજાને કે પરદેશી લશ્કરને પોતાની ભૂમિ ઉપર જોવા માગતા નહોતા, પણ તે ફ્રાન્સનો મિત્ર હતો અને ૧૬૩૧મા ટીલ્લીએ સૅક્સનીને તારાજ કરી નાખ્યુ હતું એટલે પ્રોટેસ્ટન્ટ મડળને કડવો ઘૂટડો ગળ્યા વિના છૂટકો નહોતો.

સ્વીડન નરેશ ગુસ્ટાવુસ[૪૫] આડૉલ્ફુસે[૪૬] સમ્રાટની શક્તિના રાઈ રાઈ જેવડા ટૂકડા કરી નાખ્યા ૧૬૩૨મા તે બાવેરિયામા પેઠો. એપ્રિલમા તેણે ટિલ્લીને હરાવ્યો ટીલી જખ્મી

**શક્તિના યુગ**

થઈ મૃત્યુ પામ્યો હવે સમ્રાટે વૉલેન્સ્ટાઇનને પાછો બોલાવ્યો "સમ્રાટના લશ્કરોનુ સેનાધિપત્ય મારા એકલાનું રહેશે-હૂં મારા વિચાર પ્રમાણે સંધિવિગ્રહ કરીશ-હાથ તે ગુન્હેગારને માફી બક્ષીશ-એડિક્ટ ઑફ રેસ્ટિટ્યૂશનને જરૂર પડશે તો બાજૂએ મૂકીશ'– આ શરતોએ એ પાછો આવ્યો. નુરેમ્બર્ગના દૂર્ગ પાસે તેણે સ્વીડનનરેશને ખૂબ હફાવ્યો અને ૧૬૩૨ના

૪૧ Mecklenburg ૪૨ Pomerania ૪૩ Edict
૪૪. Restitution ૪૫ Gustavus ૪૬. Adolphus

નવેમ્બરમાં લુત્ઝેન ખાતે બન્નેને યુદ્ધ થયું. વિજયદેવી પ્રોટેસ્ટન્ટો તરફ રહી પણ ગુસ્ટાવુસ આડાલ્ફુસની લડાઈમાં કત્લ થયો.

પ્રોટેસ્ટન્ટોએ હવે લીગ ઑફ હેલ્બ્રૉન[૪૭] નામનો સંઘ રચ્યો. વૉલેન્સ્ટાઈન તેમની સ્હામે સ્હડયો, પણ કંઈ અજબ્ય મનોવૃત્તિથી તેણે તેને કયાહિ પણ પરાજય આપ્યો નહિ અને શત્રુઓએ એ સમ્રાટદ્રોહ કરે છે એવો ફરી ખૂમારો ઉઠાવ્યો. ૧૬૩૪ના જાન્યુઆરીમાં તેને સમ્રાટે પદભ્રષ્ટ કર્યો અને ફેબ્રુઆરીમાં તેને કોઇએ મારી નાખ્યો.

**પદભ્રષ્ટ વૉલેન્સ્ટાઈન**

હવે ફ્રાન્સના મુખ્ય પ્રધાન પ્રસિદ્ધ કાર્ડિનલ રિશેલ્યુએ[૪૮] જર્મનીમાં વચ્ચે પડવાની તક સાધી. પ્રોટેસ્ટન્ટ સામતોમાં ફાટફૂટ પડી અને સહુથી અગ્રણીઓ સમ્રાટના પક્ષમાં ગયા. ૧૬૩૫થી ત્રીસ વર્ષનો વિગ્રહ જર્મનીના પ્રોટેસ્ટન્ટ અને કૅથોલિકનો વિગ્રહ મટી, યૂરોપનાં બે બળવાન રાજકુટુંબો—બૂર્બોન[૪૯] અને હાપ્સબર્ગનો વિગ્રહ બની રહ્યો.

**લોકો કંટાળ્યા**

સ્વીડન અને ફ્રાન્સને ૧૬૩૬માં સારી ફતેહ મળી અને સૅક્સ-વેમારના બર્નહાર્ટ નીચે જે જર્મનો સમ્રાટ સામે લ્હડી રહ્યા હતા, તેમણે પણ નાણાં સંબંધીમાં તેમજ યુદ્ધમાં સારી ટક્કર ઝીલી. પરંતુ લોકો હવે લાંબા વિગ્રહથી કંટાળી ગયા હતા અને જર્મનોમાં ખરેખર લડવાની તાકાત રહી નહોતી. ૧૬૪૨માં સ્વીડીશ લશ્કરે સમ્રાટના લશ્કરને હરાવ્યું અને ૧૬૪૫માં જાન્કાઉ[૫૧] ખાતે મોટી ફતેહ મેળવી, તેઓ લગભગ વિયેના પહોંચ્યા. દરમ્યાનમાં તવારિખમશહુર ફ્રેંચ જનરલ ટુરેન[૫૨] લડાઇના પરિણામાત્મક ઘા ઉપર ઘા કરતો ગયો. રાઈન્લૅાંડમાંથી તે વિજય પામતો આવીને રૅન્જેલની[૫૩] સરદારી નીચે સ્વીડીશ લશ્કરને મળ્યો અને બન્ને લશ્કર બાવેરિયામાં પેઠાં. ત્યાં બાવેરિયાના

૪૭ Helbron ૪૮. Richelieu ૪૯. Bourbon ૫૦ Saxe-Weimar ૫૧ Jankau ૫૨. Turenne ૫૩. Wrangel

ઇલેકટર મૅકિસમિલિયનને ૧૬૪૮માં સજ્જડ હાર ખવડાવી. તેઓ આગળ વધતા હતા તેટલામાં વેસ્ટફાલિયાની[૫૪] સુલેહના સમાચાર આવ્યા.

**વેસ્ટફેલિયાની સુલેહ**

૧૬૩૭થી સુલેહનાં વાજાં વાગી રહ્યાં હતાં, પરંતુ સુલેહ અગિયાર વરસ પછી જ થઈ શકી. આ સુલેહથી જર્મનીમા ધર્મવિષેના અભિપ્રાયમાં 'કોઇ ઉપર જૂલમ ન ગુજારવો' એવું નક્કી થયું. જૂદાં જૂદાં સંસ્થાનો માટે રોમન કૅથોલિક, લુથરન અને કાલ્વિનિઝમ એમ ત્રણ પંથો કબૂલ રહ્યા. ૧૬૨૪માં જમીનપરત્વે જે સ્થિતિ હતી તે સ્થિતિ કાયમ રાખવામાં આવી. બોહિમિયા કૅથોલિકપક્ષને મળ્યો અને ઇલેકટર-પાલાટાઇન ફ્રેડરિકને તેની ઘણી ખરી જાગીરો તથા ઇલેકટરપદ પાછાં આપવામાં આવ્યાં. મેટ્ઝ,[૫૫] તૂલ,[૫૬] અને વર્ડુન,[૫૭] ફ્રાન્સને મળ્યા. આસ્ટ્રિયન આલ્સાસ પણ ફ્રાન્સને મળ્યુ સ્વીડનને સ્ટેટિન[૫૮] સહિત પશ્ચિમ પોમેરાનિયા તથા બ્રેમેન અને વર્ડેનના[૫૯] ધર્મસંસ્થાનો મળ્યા. આને લીધે બાલ્ટિક અને ઉત્તર સમુદ્રનું સર્વોપરિત્વ સ્વીડનના હાથમાં ગયું સ્વીટ્ઝર્લૅન્ડનું સ્વાતંત્ર્ય સ્વીકારવામાં આવ્યું એ જ પ્રમાણે હોલાંડ અને ફ્લાન્ડર્સ એટલે સંયુક્તપ્રાંતોનું સ્વાતંત્ર્ય પણ મજૂર થયું.

**સમ્રાટ અને ધર્મપંથી**

સમ્રાટનું સામ્રાજ્ય તેને રોમન કૅથોલિક પક્ષ સાથે હમેશને માટે સાંકળી રાખતુ હતુ તેથી પ્રોટેસ્ટન્ટો તેની સત્તા હતી તેના કરતાં પણ ઓછી કરવા મથતા હતા. રોમન કૅથોલિક ધર્મના પ્રકરણમાં સમ્રાટને સાથ આપતા, પણ રાજપ્રકરણમાં પ્રોટેસ્ટન્ટો સાથે મળીને સમ્રાટની સત્તાને અંકુશમાં રાખતા હતા. સંસ્થાનો

૫૪ West Phalia ૫૫. Metz ૫૬. Toul ૫૭. Verdun ૫૮. Stettin ૫૯. Verden

તો હવે તદ્દન સ્વતંત્ર થઈ ગયા હતાં અને અત્યારના બ્રિટિશ સંસ્થાનો માફક લડાઇ અને સુલેહના વખતમા મિત્રાચારી તથા દુશ્મનીનો સબંધ કોની સાથે રાખવો, કયારે સુલેહ અથવા લડાઈ કરવી વગેરે બાબતોમા પણ નિરંકુશ બન્યા હતા જેવી રીતે બ્રિટિશ સામ્રાજ્ય ફક્ત રાજાની એક સત્તાથી જ સંકળાઈ રહે છે તેવી જ રીતે જર્મની પણ રાજાથી એક દેખાતુ હતુ પણ જ્યારે બ્રિટિશ રાજપદ હજી મજબૂત છે ત્યારે જર્મન રાજપદ તેજોહીન અને નામાવશેષ માત્ર રહ્યું હતુ




તેરમાથી સોળમા સૈકાનું જર્મની

સમ્રાટની જર્મની પરત્વેની તમામ સત્તા કેન્દ્રસ્થ લોકસભાના હાથમાં આવી ગઇ હતી. તેના હાથમાં કાયદા કરવાની, જર્મનીને નામે સુલેહવિગ્રહ કરવાની, કોલકરારો કરવાની **સમ્રાટની સત્તા** તમામ સત્તા હતી, પણ સમિતિઓ કદી ,આવાં કામ સતત કરી શકતી નથી; એટલે ૧૬૬૩થી શહેર અને સામતના જ પ્રતિનિધિઓ તેમાં બેસતા હતા; તેની ચૂંટણીઓ બંધ પડતાં તે કાયમની સંસ્થા થઈ ગઇ. તે તમામ અગત્યનાં કાર્યો દરેકેદરેક સંસ્થાનોને પોતાની મેળે જ કરવા દેતી. જર્મનીમાં લગભગ ૩૦૦ સ્વતંત્ર સંસ્થાનો પોતાની મરજી માફક વર્તવા માંડયાં.

આ વિગ્રહમાં રાષ્ટ્રત્વ હણાઈ ગયું. યુદ્ધ રાષ્ટ્રીય અગર સાંસ્થાનિક લશ્કરોથી નહિ, પણ પરદેશી ભાડુતી લશ્કરોથી લડાયું હતું. શહેરો લૂંટાઇ, તૂટી ઉજ્જડ થયાં હતાં. રોગ, **રાષ્ટ્રત્વનું હનન** અત્યાચાર અને કત્લથી વસતિ ઓછી થઇ ગઈ હતી. શહેરોનાં શહેરો, ગામડાંનાં ગામડાંઓ રહેંસાઇ, ભૂંસાઇ ગયાં હતાં, તાળાં દેવાયાં હતાં. વેપાર રોજગારનું નામ નિશાન પણ રહ્યું નહોતું. હાંસિયાટીક લીગ **ગુલામી મનોદશા** પાસે નિભાવ જેટલું પણ ખર્ચ રહેતું નહોતું. લોકો શ્રદ્ધાહીન, નિસ્તેજ, ગુલામી મનોદશાવાળા થઇ ગયા હતા. સાહિત્ય, તત્ત્વ, વાઙ્મય વગેરે નિષ્પ્રાણ, નિશ્ચેષ્ટ થઈ ગયા હતાં.

અને દરેક નાનાથી મોટા ત્રણસોય રાજકર્તાઓની નજર ફ્રાન્સના રાજદરબાર તરફ—વરસાઇની કચેરી તરફ દોડી. જેમ હિન્દના એક ગામડાના ઠાકોરથી માંડીને મોટા રાજાઓ **ફ્રાન્સની સર્વોપરિ અસર** સુધી સર્વ ઈંગ્લાંડ જઇને ત્યાંના સામાજિક રીત-રિવાજ શીખવાનું અને અંગ્રેજોનું અનુકરણ કરવાનું પસંદ કરે છે તે જ રીતે જર્મનીના રાજકર્તાઓ ફ્રેંચ

# પ્રકરણ સાતમું

## પ્રશિયા : જન્મ અને પ્રાગ્યુવતા

**છાયા સામ્રાજ્ય**

**આ** છાયા સામ્રાજ્યનો તે છતા પણ અંત આવ્યો નહિ અને જ્યારે ચોતરફ મજબૂત રાષ્ટ્રીય કેન્દ્રો જન્મતા ગયા ત્યારે જર્મનીના નાના નાના રાજ્યો છૂટા પડી એકેક મહાન રાષ્ટ્ર સાથે મડળાધિપનો સબંધ રાખવા લાગ્યા સમ્રાટ પોતે તૂર્કોને તેના મૂલક ઉપર નહિ ચ્હડી આવવા બદલ ખડણી આપતો હતો અને જર્મનીને બાજૂ ઉપર રહેવા દઈ ઑસ્ટ્રીયા, નેપલ્સ[1], સાર્ડિનિયા[2], ટીરોલ વગેરે તરફ વધારે ધ્યાન આપતો હતો. ફિલિપની કારકીર્દિ પછી સ્પેન રાષ્ટ્રત્વ પામ્યુ હતુ અને સોસાયટી ઑફ જીઝસના બહુશ્રુત અને પડિત સાધુઓએ તેના ઉપર પુષ્કળ અસર પાડી હતી ફ્રાન્સ રિશેલ્યુ, માઝારિં[3] અને પછી લુઈ ચૌદમાની નીચે સગઠિત થઈને મહત્વાકાક્ષાથી ભરાતું જતુ હતું ત્રીસ વર્ષના વિગ્રહમા રિશેલ્યુએ ફ્રાન્સની ચોપાટ બહુ જ સરસ રીતે ખેલી રહી સ્વીડન નરેશ ગુઆપુસ ઍડૉલ્ફસને ફ્રાન્સમાથી તે દર વર્ષે દશ લાખ લિવ્ર-લીરા-

---

૧ Naples ૨ Sardinia ૩ Mazarin

પૂરા પાડતો હતો. સમ્રાટ ફર્ડિનાંડ ત્રીજાની પાસે નાણાં હતાં નહિ અને લિયોપોલ્ડ[4] પાસે નાણાં, બુદ્ધિ કે શક્તિ કશું હતું નહિ. જર્મન સંસ્થાનોમાં હજી એક પણ સંસ્થાન એવું નહોતું કે જે આખા જર્મનીની જવાબદારી પોતાને માથે ઉપાડી શકે. પ્રશિયા ૧૬૫૭માં પોલાંડથી સ્વતંત્ર થયુ હતુ. ૧૭૦૧મા સમ્રાટ્ તરફથી તેના રાજકર્તાને રાજા તરીકે મુકુટ અર્પણ કરવામાં આવ્યો હતો, પરંતુ હજી જર્મનીનું નેતૃત્વ તે લઈ શકે તેવા સંજોગો ઉભા થયા નહોતા.

**પ્રશિયા**

એટલે ૧૬૪૮ થી ૧૭૬૩ સુધી જર્મનીનું ભાગ્યવિધાતૃ ફ્રાન્સ હતુ અને મધ્ય યુરોપના સોગઠાં ફ્રાન્સના દરબારનાં આંગળાઓ ચલાવતા હતાં. ફ્રાન્સના પ્રતિભાશાળી અમાત્યો અને રાજા બૃહતફ્રાન્સનાં સ્વપ્ન સેવી રહ્યા હતા અને મધ્ય યુરોપ પોતાના હાથમા લઈ ઉત્તર સમુદ્રની માલીકી પોતાના હાથમાં રાખવાની તેઓ ઇચ્છા ધરાવતા હતા. ત્રીસ વરસના વિગ્રહને અંતે હૉલાંડ સ્પેનથી સ્વતંત્ર થયું હતુ. થોડો ભાગ હજી સ્પેનના હાથમાં હતો, પણ ફ્રાન્સ હૉલાંડને જીતી લેવાનું અને જતે દિવસે સ્પેનના હાથમાથી સ્પેનિશ નેધર્લૅાડ્ઝ પડાવી લેવાનું મહેલું માનતુ હતું. જર્મની વિષે તો તેને કશી ચિન્તા જ નહોતી. જર્મન રાજકર્તાઓ તથા ઉમરાવો નકલી ફ્રેંચ થવામાં અભિમાન અને ગૌરવ માનતા થયા હતા અને ફ્રેંચ કચેરીની અવમાનિતમાં અવમાનિત સેવા કરી તેની ગુલામીના ગળપટ્ટા ધારણ કરવામાં જીંદગી પરિસીમાયે પહોંચે છે એમ કલ્પતા હતા. રિશેલ્યુ અને તેરમો લુઇ જતાં ઑસ્ટ્રીયાની આન અને તેના પુત્ર ચૌદમા લુઈની સગીર અવસ્થામાં માઝારિંની વાલીગીરી

**લુઈ ચૌદમાનું ફ્રાન્સ**

**ફ્રેંચ કચેરીની સેવા**

૪. Leopold

આવી; તે પછી લુઈ પોતે સત્તાપર આવ્યો. તે દરમ્યાન સ્પેનના પ્રાણ ચૂસાવા માંડ્યા. ઑસ્ટ્રિયા ઉપર તૂર્કોનાં દળ ચડી આવવા માંડ્યાં. ઇટલીમાંનાં હાપ્સબર્ગ કેન્દ્રો સ્વતંત્ર થવા માંડ્યાં. ૧૬૭૫ પછી ફ્રાન્સ યુરોપશિરોમણિ થઈ રહ્યું.

**જર્મનીની વિલાસિતા**

જર્મનીના સામંતો સમજતા હતા કે ફ્રાન્સનો અભ્યુદય અને પ્રતાપ–એનો જ અર્થ પોતાની અવનતિ અને વિનાશ; પણ વિલાસ, ફૅશન અને મિથ્યા આડંબરના મોહમાં પડેલા જર્મન સામંતો એકત્ર અગર પ્રવૃત્તિમાન થઈ શક્યા નહિ. ૧૬૭૨માં હૉલાંડ અને સ્પેન સાથે ચૌદમા લુઇએ યુદ્ધ શરૂ કર્યું બ્રાન્ડનબર્ગના ઇલેક્ટર ફ્રેડરિક વિલિયમે[૫] ૧૬૭૫માં લુઈના મિત્ર સ્વીડોને હરાવ્યા. ૧૬૭૮માં

**પ્રશિયા અને ફ્રાન્સ**

નિજ્મવેગેન[૬]ની સંધિમાં સમ્રાટે બ્રાન્ડનબર્ગે જીતેલી ભૂમિ સાથે આલ્સાસની અસલ જર્મન અને અત્યારે ઑસ્ટ્રીઆની માલેકીની ભૂમિ પણ આપી દીધી. લુઈને ફાવી ગયું. તેણે પુનઃસંકલનની એક યોજના ઉપાડી અને ઑસ્ટ્રીઆથી સ્વતત્ર થઈ, ફ્રાન્સે પ્રેરેલા પુનઃ સંકલનમાં ભળવા જર્મન રાજકર્તાઓ તથા શહેરોને પ્રેરવા માંડ્યાં. ૧૬૮૧માં આ બહાના નીચે એણે સ્ટ્રાસબુર્ગનો કબજો કીધો. ડૅલ્હાઉસી[૭] એક પછી એક હિન્દનાં સંસ્થાનો ખાલસા

**લુઈની ખટપટો**

કરતો ગયો અને એ રાષ્ટ્રમાં જે રીતે ક્રોધની અશક્ત, નિસ્તેજ જ્વાળાઓ ભભૂકતી ગઈ, તે જ રીતે કાયર જર્મનીમાં ક્રોધ ભભૂકી રહ્યો, લોકસભા નિશ્ચેષ્ટ રહી, તૂર્કો અને હંગેરિયનોને ફ્રેંચની લાંચ અત્યત મધુરી લાગી અને તેમણે સમ્રાટને રોકી રાખ્યો. ૧૬૮૩માં તૂર્કોએ વિયેનાને ઘેરો ઘાલ્યો તોયે ફ્રેંચ કચેરીની વિષકન્યાના પાશમાં પડેલ જર્મન રાજકર્તાઓ ઉભા

૫. William ૬. Nijmwegen ૭.

થઈ શક્યા નહિ ૧૬૮૯મા લુઇએ દક્ષિણ જર્મનીમા ફ્રેન્ચ લશ્કર ઉતાર્યું, ત્યારે પણ ઈંગ્લાંડના રાજા વિલિયમ ત્રીજાએ પ્રેરણા આપી,

**વિલિયમ ઑફ ઑરેન્જ**

પૂછડા મરડી મરડી ગળિયેલ બળદને ઉઠાડે તેમ થોડા જર્મન રાજ્યકર્તાઓને શસ્ત્રસજ્જ કર્યા, ત્યારે લુઇએ આલ્સાસની સાથે સંબધ ધરાવતા કેટલાક શહેરો સાથે બીજા પણ છોડી આપ્યા, પણ સ્ટ્રાસ્બુર્ગ છોડ્યુ નહિ

**વૉર ઑફ સ્પેનિશ સક્સેશન**

તે પછી સ્પેનની ગાદીના વારસા માટે યુરોપ લ્હડી પડ્યુ બાવેરિયા તથા કોલોનના રાજ્યકર્તાઓ લુઇના પક્ષમા રહ્યા, બીજા જર્મન રાજકર્તાઓ સમ્રાટ્ સાથે રહ્યા પણ લુઇને હરાવવામા ખરો ભાગ તો ઈંગ્લાંડના ડ્યૂક ઑફ માર્લબરોએ ભજવ્યો, બ્લેન્હેમ[૮], રામિલીઝ[૯], માલ્પ્લાકવે[૧૦], વગેરે સ્થળે તેણે ફ્રેંચ લશ્કરની કરોડ એનડ વાળી નાખી ૧૭૧૩મા યુટ્રેકટની[૧૧] સુલેહ થઈ, એ ખરેખર ફ્રાન્સનો વિજય જ હતો સમ્રાટે સ્પેન તરફ નજર નાખવી છોડી દીધી, પોતે મિનાન[૧૨] નેપલ્સ અને સાર્ડિનિયા રાખ્યા જર્મનીનો દુર્ગ લાંડાઉ[૧૩] ફ્રાન્સને આપી દીધો પોલાડમા પોતાનો મળતિયો રાજા બેસાડવા માટે ફ્રાન્સના મિત્ર સ્ટાનિસ્લાઉસ[૧૪] લાઝિન્સ્કીને સમ્રાટે જર્મનીના હિત જોયા વિના સેંકડો વર્ષથી જર્મનીનો પ્રિય અને સુદર પ્રદેશ લૉથારિંગિયા-લૉરેન સોંપી દીધો લાઝિન્સ્કીએ તે પ્રદેશ પછી ફ્રાન્સને આપી દીધો આલ્સાસ-લૉરેનનો આ જમાનામા રોપાયેલો ઝઘડો આજ પણ પત્યો નથી

**યુટ્રેકટની સંધિ**

---

૮ Blenheim ૯ Ramillies ૧૦ Malplaquet ૧૧. Utrecht
૧૨ Milan ૧૩ Landon ૧૪. Stanislaus

પરતુ ફ્રાન્સને મહાન બનાવવાની ઇચ્છા રાખનાર લુઇ ચૌદમાએ એ રાષ્ટ્રના દુઃખના બી વાવી દીધા હતા અને કચડાયલું, નિષ્પ્રાણુ, નિરાદર્શ, નિર્મમત્વ જર્મની એના મૃત્યુને પ્રશિયાનો જન્મ વખતે એક મહાન થવા સરજાયેલા શિશુની ઉગતી જુવાની કેળવી રહ્યુ હતુ ઈ. સ ૧૨૩૦મા ટૅઉટૉનિક ઑર્ડરના અમીરોએ પ્રશિયાની ભૂમિ જીતી તેમા ખ્રિસ્તી ધર્મ અને સસ્કૃતિ દાખલ કર્યા, કૅાનિગ્સબર્ગ[15], કુલ્મ[16], થૉર્ન[17] વગેરે શહેરો સ્થાપ્યા અને પછી કુર્લાક[18] અને લિવોનિયા[19] તેમા ભેળવ્યા તે પહેલા બારમા સૈકાની મધ્યમા રીંછ આલ્બર્ટે પૂર્વમા સિંહ હેન્રી સાથે જર્મનીના સ્લાવ દુશ્મનોને જેર કરતા બ્રાન્ડેનબર્ગનુ માર્ગ્રોન મડળ જન્માવ્યુ હતુ આ મડળ ટૅઉટૉનિક ઑર્ડરને તેમના કાર્યમા જબરજસ્ત પીઠબળ આપતું હતુ. ૧૪૧૫મા સમ્રાટ્ સિગિસમુડ પાસે બોહિમિયામા વિગ્રહ સમાવવા માટે, જોઇતા નાણા અને માણસો નહોતા, તેથી જેમ કાશ્મીરનું સસ્થાન પૈસાવડીયે હોહેનસૅાલેર્ન વંશ શિખવિગ્રહ પછી ડૉગરા કુટુબને જાન કંપની બહાદુરની મગ્કારે આપ્યુ હતુ તેવી રીતે તે વર્ષમા તેણે બ્રાન્ડનબર્ગનુ ઉપસંસ્થાન હોહેનસૅાલેર્ન વશીય, પોતાના મિત્ર, નુરેમ્બર્ગના બુર્ગ્રૅવ, ફ્રેડરિકને આપ્યુ, ફ્રેડરિકે એક વખત સિગિસમુડની જીદગી બચાવી હતી, અને પછી તેને સામ્રાજ્યપર સ્થાપિત કરવામા અગ્રણી ભાગ લીધો હતો ૧૪૧૭મા તે માર્ગ્રાવપદ ઉપર આપ્યો. તેની અને તેના અનુગામીઓની મહેનતથી બ્રાન્ડનબર્ગ આબાદ અને સમર્થ સંસ્થાન થવા પામ્યુ ૧૫૨૦ના અરસામા હોહેનસૅાલેર્ન[20] વશીય આલ્બર્ટ ટૅઉટૉનિક ઑર્ડરનો વડો હતો, તેણે પ્રૉટેસ્ટન્ટ મત અખ્ત્યાર કર્યો અને પોતાનો સંઘ વછોડી નાખ્યો પોલાડના રાજાઓએ તેને

૧૫ Konigsberg ૧૬ Kulm ૧૭ Thorn ૧૮. Kurlak
૧૯. Livonia ૨૦ Hohenzollern

પોતાના સામત તરીકે પ્રશિયાનો ડયૂક બનાવ્યો ૧૬૧૧મા આ મડળ વારસાની રૂયે બ્રાન્ડનબર્ગના ઇલેકટરના હાથમા આવ્યુ ૧૬૫૭મા વેહ્લોના[૨૧] તહનામાથી પોલાડે પ્રશિયાની સ્વતત્રતા સ્વીકારી આ

**સ્વતત્ર પ્રશિયા**

વખતે પ્રશિના બ્રાન્ડેનબર્ગનો રાજકર્તા ફ્રેડરિક વિલિયમ હતો ઇતિહાસકારો તેને 'મહાન ઇલેકટર' કહે છે ૧૬૪૮મા વેસ્ટફાલિયાના કોલકરાર થયા ત્યારે તેની પાસે સરસ લશ્કર હતું, તેની તીજોરીમા નાણા હતા અને તેના બ્રાન્ડનબગના મડળમાં વ્યવસ્થા અને શાતિ હતા તેણે ૧૬૭૫મા સ્વીડીશ લશ્કરને સજ્જડ હાર આપી ઓડર અને સ્પ્રીની વચ્ચે નહેર બાધી, પ્રશિયાની નૌકાને જન્માવી, જર્મન પશ્ચિમ આફ્રિકાની શરૂઆત કરી, ફ્લેમિંગ લોકોને બ્રાન્ડનબર્ગમાં વસાવ્યા, અને ૧૬૮૫ પછી ફ્રાન્સના પ્રોટેસ્ટન્ટ-હુગ્યુએનો લોકોને આશ્રય આપ્યો

૧૬૮૮મા તેના અવસાન પછી તેનો પુત્ર ફ્રેડરિક ડયૂક થયો ૧૭૦૧માં સમ્રાટ લિયોપોલ્ડે તેને પોતાના પક્ષમા રહેવાની શરતે

**'પ્રશિયાનો રાજા'**

'પ્રશિયાના રાજા'નું પદ આપ્યુ તેણે હાલની વિદ્યાપી સ્થાપી અને બર્લીનમા 'એકેડેમિ ઑફ સાયન્સીઝ" જન્માવી તેના મૃત્યુ પછી તેનો પુત્ર ફ્રેડરિક વિલિયમ પહેલો પ્રશિયાનો રાજા થયો ફ્રેડરિક વિલિયમનું જીવન ધર્મપરાયણ અને સાદુ હતુ તેને ફ્રેંચ અનુકરણ તરફ અત્યત તિરસ્કાર હતો ૧૭૧૩મા તેણે ગાદીનશીન

**રશિયા સાથે સધિ**

થતા જ દરબારગઢ અને ચોરીનો ખર્ચ ઓછો કરી નાખ્યો તેની તત્ર વ્યવસ્થાએ પ્રશિયાને અત્યત શકિતશાળી અને સમૃદ્ધ સસ્થાન બનાવ્યુ ૧૭૧૩ પછી તેણે ગેલ્ડરલાડ[૨૨] અને પીન[૨૩] સગિતા સુધીનો સ્વીડિશ પોમેરનિયા પોતાના મૂલકમાં ભેળવ્યે

૨૧ Weblau ૨૨ Gelderland ૨૩ Pinn

આ વખતે કેન્દ્રિત રશિયા પણ જન્મી ચૂક્યુ હતુ ૧૭૧૮માં તેણે રશિયા સાથે મૈત્રિ–સંધિ કરી ૧૭૧૯મા ઇંગ્લાડ અને હાનોવરને પણ મિત્ર બનાવ્યા ૧૭૨૫મા તેણે પ્રશિયા, ઇંગ્લાડ અને હાનોવર એમ ત્રણની 'લીગ ઑફ હાનોવર' સ્થાપી ઇંગ્લાડનો વિચાર પ્રશિયાને મદદ કરવા કરતા ફ્રેડરિક વિલિયમે તૈયાર કરેલુ સરસ અને સમર્થ લશ્કર પોતાના હેતુઓ પાર પાડવા માટે વાપરવાનો હતો, એવુ સમજાતા પ્રશિયાના રાજવીએ રશિયા અને વિયેના સાથે સંધિ કરી પરતુ વિયેના પણ ફક્ત પ્રશિયાને ભોગે અને તેનો ઉપયોગ કરીને પોતાનો સ્વાર્થ જ સાધવા માગતુ હતુ, એટલે જર્મનીમા પ્રશિયા અને ઑસ્ટ્રીઆ વચ્ચે સર્વોપરિત્વની લગભગ સો વર્ષની હરિફાઈના ગણેશ મડાયા.

'સ્વાર્થનું દર્શન

૧૭૧૩મા તેણે પોતાની ખાનગી જાગીરો રાજ્યને સોપી દીધી, ૧૭૧૯મા પોતાની જમીન ખેડતા 'સર્ફ' લોકોને છૂટા કર્યા, અને વારસામા જમીન અપાતી તે બધ કરી, નીપજ પ્રમાણે ટૂકી મુદતની વિઘોટીની પ્રથા દાખલ કરી પ્રશિયાને વ્યવસ્થિત હિસાબીખાતુ રચી આપવાથી રાજ્યતોષાખાનામા તેના મરણ વખતે દશ લાખ પૌંડ પડ્યા હતા, તે નવ લાખ પૌંડ તેણે પૂર્વ પ્રશિયા વસાવવામા ખર્ચ્યા તેણે પ્રશિયાનુ લશ્કર ૩૮૦૦૦ માણસોનુ હતુ તે વધારીને ૮૩,૫૦૦૦નું કર્યુ, અને યુરોપમા રશિયા અને ફ્રાન્સ પછી તે ત્રીજે નબરે મૂકાયુ. ૧૭૪૦મા તેનુ અવસાન થયુ.

વ્યવસ્થિત હિસાબ

તેનો પુત્ર ફ્રેડરિક પ્રશિયાનો મહાન ફ્રેડરિક કહેવાય છે તેને તેના પિતાએ બહુ સભાળથી ઉછેર્યો હતો પરતુ તે યુવાવસ્થાએ પહોંચતાં પિતાની અપેક્ષાઓથી જૂદી રીતે જ વધવા લાગ્યો, અને <u>પિતા પુત્ર વચ્ચે એવા અણબનાવ થઇ ગયો</u> કે પુત્રે ન્હાસી જવાની તૈયારી કરી, પરતુ તેમ

મહાન ફ્રેડરિક

કરતાં એ પકડાઇ ગયો અને તેને અને તેના મિત્રને કોર્ટમાર્શલ–લશ્કરી અદાલત પાસે રજુ કરી, સજા ફરમાવવામાં આવી.

પિતાનો રૂવાબ

તેના મિત્ર કાટેને[૨૪] તેના દેખતા ફાસી દેવામા આવી, આ બનાવથી પુત્ર નરમ પડી ગયો અને પિતાની હયાતી સુધી તેને અનુકૂળ થઇને જ વર્તવા લાગ્યો. ૧૭૪૦માં ગાદી ઉપર આવતા જ તેણે જોયું કે, પ્રશિયાને મજબૂત અને મહાન કરવા ભરપૂર રાજકોષ અને અજેય સેના, એ બે સ્થળોની જરૂર છે. તે જ વર્ષમાં ઑસ્ટ્રિયા સાથે હરિફાઇમા ઉતરીને રીતસર જર્મન મડળની આગેવાની લેવાની તેણે તૈયારી કરવા માંડી અને ઑસ્ટ્રીયાએ દબાવેલા સાઇલેઝિયાનાં ત્રણ ઉપસરથાનો પાછા મેળવવા પ્રયત્ન આદર્યો.

પ્રશિયાની જરૂરિયાત

સમ્રાટ્ ચાર્લ્સ છઠ્ઠાએ પોતાને સતાન ન હોવાથી પોતાનો ગાદીવારસો પોતાની પુત્રી મૅરિયા થેરેસ્સાને મળે એવો આદેશ મજૂર કરાવ્યો હતો અને એ "પ્રાગ્મેટિક સૅંકશન" યુરોપનાં બીજાં રાજ્યો પાસે પણ કબૂલ કરાવ્યું હતું.

મૅરિયા થેરેસ્સા

ફ્રેડરિકે પોતાના પિતાની મજૂરી હોવા છતાં 'આ મડળો ઑસ્ટ્રિયાના અસલ મૂલકમાના નથી,' એવુ કહી તેની માગણી કરી અને અભિમાની મૅરિયા થેરેસાએ ના પાડતા ૩૦૦૦૦ માણસનું લશ્કર મોકલી તે કબજે કર્યા. ૧૭૪૨ થી ૧૭૪૫ સુધી તેને લડાઈ કરવી પડી અને બ્રેસ્લો અને ડૅરસ્ડન બન્નેના તહનામાથી સાઇલેઝિયાની માલિકી પ્રશિયાને હાથ રહી.

સાઇલેઝિયા

યુરોપમા હવે પ્રશિયાનો ડંકો વાગવા માંડ્યો. ફ્રેડરિકનું અજેય લશ્કર, તેની વ્યવસ્થા, તેની વિદ્વતા, તેના લખાણો, તેની વૉલ્તે વગેરે સાથેની મૈત્ર વગેરેની સર્વત્ર સ્તુતિ થવા માંડી. તે લોકસત્તા કે લોકસમતિમા માનતો નહોતો; પણ એ પોતાના

[૨૪] Katte.

**વિદ્વાન ફ્રેડરિક**

આંતિ માકિયાવેલ પુસ્તકમા 'રાજાને તંત્રનો પહેલો નોકર' કહી વર્ણવે છે તેની જીંદગીભર તે એ પ્રમાણે વર્તતો રહ્યો હતો તેણે એક બીજુ પુસ્તક 'અત્યારના યુરપના રાજપ્રકરણ ઉપર વિચારો' પણ લખ્યુ છે, તેમા ઑસ્ટ્રિયા અને ફ્રાન્સના બળવત્તર થવામા યૂરપને રહેલા ભયનો વિચાર કર્યો છે તે જર્મન ભાષાને તિરસ્કારતો ફ્રાંસના રાજવહિવટ, વેપાર રોજગાર, યુદ્ધખાતુ, ખેતી, ઉદ્યોગ તમામ રાષ્ટ્રિય જીવનની ભૂમિકાઓમા તેણે ચેતન રેડયુ અને યૂરપના તમામ મુત્સદ્દીઓને ગભરાવી મૂકયા

**મૅરિયા થેરેસ્સાનું વેર**

તેથી જ મૅરિયા થેરેસ્સાએ સાઇલેઝિયાનુ વેર લેવાની તજવીજ રચી ત્યારે રશિયા અને સૅક્સનીએ આ પ્રતિભાશાળી માર્ક સાથે તરત જ મૈત્રી બાંધી હાપ્સબર્ગો સાથેનું પોતાનુ વેર ભૂલી ફ્રાન્સ તેમની સાથે જોડાયુ ઇંગ્લાંડ મૅરિયા થેરેસ્સા સાથે પડેલા હતું તે ફ્રાન્સની સાથેની પોતાની દુશ્મનાવટને લીધે ફ્રેડરીક તરફ વળ્યુ.

**સેવન ઈયર્સ વૉર**

૧૭૫૬ના ઑગસ્ટની ૨૪મીએ ફ્રેડરિકે ઓચિંતી સૅક્સનીની સરહદ ઓળગી અને સપ્તવાર્ષિક વિગ્રહ (સેવન ઈયર્સ વૉર)ની શરૂઆત કરી ફ્રેડરિકની લશ્કરી પ્રતિભા, તેની પ્રેરણા, તેની પ્રવિણતા, તેનુ નિયમન તેની હિંમત, તેનું ધૈર્ય, તેની સહનશીલતા અને તેની લોકપ્રિયતા એ સર્વથી તેના રાજ્યની લઘુતા અને નવીનતા છતા તેને આખા યુરપ સામે વિજય મળ્યો ૧૭૬૨મા રશિયા લડાઈમાથી નીકળી ગયુ એ જ માસના ઑક્ટોબરમા

**ફ્રાન્સ વગેરેનો પરાજય**

ઑસ્ટ્રીયનો તદ્દન પરાજિત થઈ ગયા ઇંગ્લાંડે ફ્રાન્સને દરિયામા, હિન્દમા, અમેરિકામા-સર્વત્ર ખોખરૂ કર્યું અને ૧૭૬૩ના પારિસના તહનામાથી સાઇલેઝિયા પાછુ પ્રશિયા પાસે જ રહ્યું. ૧૭૬૪મા ફ્રેડરિકે

રાજાઓ પોતાની હરિફાઈ, રાષ્ટ્ર વગેરે ભૂલી જઈ એક થઈ ગયા. મહાન્ ફ્રેડરિકની જગ્યા ફ્રેડરિક વિલિયમે લીધી હતી. તેનામાં ચારિત્ર્યની, આદર્શની કે શક્તિની—કશી ઉદાત્તતા નહોતી અને હાપ્સબર્ગ લિયૉપોલ્ડ તો એથીય વધારે સંકુચિત મનવાળો અને બ્હીકણુ હતો. બન્ને રાજવીઓ પિલ્લનિટ્ઝ,[1] મુકામે ૧૭૯૨માં મળ્યા અને ફ્રાન્સના લોકસત્તાક તંત્ર સામે વિગ્રહ કરી બુર્બો વંશને પાછો મસનદનશીન કરવા માટે જોડાયા. તમામ સામ્રાજ્યનાં જર્મન અને બીજાં સત્તાપ્રિય સંસ્થાનો પણ તેમના આ નેતાઓની પાછળ ઘેરાયાં. પણ ૧૭૯૩માં પ્રશિયા અને રશિયાએ ઑસ્ટ્રિયાને અંધારામાં રાખીને પોલાંડના બીજીવાર ભાગલા પાડી લીધા. ૧૭૯૫માં ઑસ્ટ્રિયાએ ૧૭૯૩ના ભાગલાનો બદલો લેવા એ કમનસિબ દેશના, પહેલા બન્ને સાથે મળી ત્રીજીવાર ભાગલા પડાવ્યા અને પરિણામે બન્ને જર્મન રાજવીઓનાં મન એકબીજાથી ઉંચાં થયાં પ્રશિયા ૧૭૯૫માં ફ્રાન્સને ર્હાઈનના ડાબા કાંઠાનો પોતાનો મૂલક આપી લડાઈમાંથી છૂટું પડી ગયું, અને ઑસ્ટ્રિયાએ હાર ઉપર હાર ખાઈને ૧૭૯૭માં ફ્રાન્સ સાથે સંધિ કરી. ૧૭૯૯માં ગ્રેટબ્રિટન અને રશિયા સાથે મળીને ઑસ્ટ્રિયાએ ફરી વિગ્રહ શરૂ કર્યો, પરંતુ લુનેવિલ[2]ની સંધિથી વળી તેની પ્રતિષ્ઠાને હાનિ પહોચી. ૧૮૦૩માં ફ્રાન્સના કબજામાં ર્હાઈનનો આખો ડાબો કાંઠો આવ્યો અને જર્મન રાજકર્તાઓને ધર્મસંસ્થાનોની તથા જીતાયેલાં સમ્રાટના શહેરોની જમીનો મળી. નેપોલિયન બોનાપાર્ટ નીચે ફ્રાન્સ જર્મનીમાં વધારે પ્રિય બન્યું. ૧૮૦૫માં ઑસ્ટ્રિયાએ પાછી લડાઈ શરૂ કરી અને પાછી હાર ખાધી. બાવેરિયા, વુર્ટેમ્બુર્ગ અને બાડેન ફ્રાન્સ સાથે મળી ગયા. તેમને નેપોલિયને ખૂબ ફાયદો

**પોલાંડના વિભાગ**

**ર્હાઈનને ડાબે કાંઠે ફ્રાન્સ**

---

1 Pilnitz. 2 Luneville.

ફરી આપ્યો અને પહેલા બે સંસ્થાનના ઇલેકટરોને રાજા બનાવ્યા ૧૮૦૬મા તેણે મધ્યસ્થ અને દક્ષિણ જર્મનીના તમામ રાજકર્તાઓને એકઠા કરીને ફ્રાંસના આશ્રય નીચે 'કૉન્ફેડરેશન ઑફ ધ ર્હાઈન' બનાવ્યુ અને પોતાના સર્વાંગ સુદર સામ્રાજ્યના આદર્શોનો લાભ જર્મનીને આપવા માટે પગલુ લીધુ

**કૉન્ફેડરેશન ઑફ ધ ર્હાઈન**

પણ નેપોલિયન જશ ખાટે એ ઑસ્ટ્રિયા અને પ્રશિયાને રૂચે તેમ નહોતુ નેપોલિયનના વિજયથી તારાજ થઈ, જર્મનીના રાજકર્તાઓથી હવે માન ત્યજાઈ જઈ, હાપ્સબર્ગવંશીય સમ્રાટ ફ્રાન્સીસ બીજાએ ૧૮૦૫મા સમ્રાટપદનો ત્યાગ જાહેર કર્યો જર્મન રાજપદનો ત્યાગ તો દક્ષિણ સંસ્થાનો સ્વતંત્ર થતા જ થઈ ચૂક્યો હતો પવિત્ર રોમન મહારાજ્ય અવસાન પામ્યુ ખ્રિસ્તી પ્રજાઓનુ એકત્વ, અવિચ્છેદત્વ તો યુરોપમા જૂદીજૂદી પ્રજાઓ અને તેમના જૂદાજૂદા તંત્રો જન્મ્યા તે દિવસથી જ નાશ પામ્યુ હતુ, છતા હાપ્સબર્ગો આ 'છાયા-સામ્રાજ્ય' કઈ અભિમાન કઈ આદર્શ અને ખોટી મ્હોટાઈથી સાચવતા હતા એ સામ્રાજ્યમા ખ્રિસ્તસમૂહને પ્રેમ અભિમાન કે આશા કશુ નથી રહ્યુ એવુ જણાવાથી અને જર્મની-સર્વોપરિ નેપોલિયન એ પદ પોતે ધારણ કરે એવી બ્હીકથી, તેને તેમ ન કરવા દેવા, 'મે મરૂ પણ તુજે રાડ કરૂ' એવા ન્યાયે ફ્રાન્સીસે સામ્રાજ્યને અવસાન પામેલુ જાહેર કર્યું જર્મનીના એકત્વનો એક કાંટો આ પ્રમાણે દૂર થયો અત્યારે તો સામ્રાજ્યનુ સૂત્ર જર્મનીની સંસ્થાન-માળામા પરોવાઈ તેને એકત્ર રાખતુ હતુ, તે તૂટી નીકળી જતા માળાના મણકા હવે છૂટા પડી વેરાઈ જવા માડ્યા

**સમ્રાટપદનો ત્યાગ**

**ફ્રાન્સીસનો ભય**

પ્રશિયામા હવે રશિયન યુગ બેઠો નેપોલિયનથી ભય પામેલા

**પ્રશિયાનો રશિયન યુગ**

પ્રશિયાનરેશ ફ્રેડરિક વિલિયમ ત્રીજાએ રશિયાના ઝાર ઍલેકઝાંડર પહેલા સાથે સંધિ કરી અને ફ્રાન્સ સામે લડાઈ જાહેર કરી. ૧૮૦૬મા પ્રશિયાની યેના[3] મુકામે સજ્જડ હાર થઈ અને નેપોલિયન બર્લિનમા પ્રવેશ્યો નવેમ્બરમા ઈંગ્લાંડ સાથે યૂરપના કોઈપણ દેશે વેપાર નહિ કરવાના આદેશો બર્લિનથી નેપોલિયને કાઢયા. ૧૮૦૭માં

**પરાસ્ત યૂરપ**

ઝારે રશિયા તરફથી તથા મેટરનિક[4] ઑસ્ટ્રિયા તરફથી નેપોલિયન સાથે સીધા કોલકરારો કર્યા. ૧૮૦૯મા એ કોલકરારો તૂટયા, અને ઑસ્ટ્રિયા વાગ્રામ[5]ની લડાઈમા હાર્યું વિયેનામા જઈ નેપોલિયને ઑસ્ટ્રિયાનાં નમનો ઝીલ્યાં. પરાસ્ત જર્મની નેપોલિયનને ચરણે ઢળી પડ્યું.

**સ્ટાઈન**

અને એ પરાસ્ત, કચડાયેલી દશામાથી જર્મન જાગૃતિ પ્રગટી. સ્ટાઈનના[6] કુશળ પ્રધાનપદ નીચે પ્રશિયાએ આંતરવ્યવસ્થા કરી; સર્ફોને છૂટા કર્યા, શહેરોને સ્થાનિક સ્વરાજ્ય આપ્યુ, કેળવણીની પ્રથા સુધારી અને નેપોલિયનની શરત પ્રમાણે ફક્ત ૪૨૦૦૦નું લશ્કર રાખવાની તેને છૂટ હતી, તોપણ હરવખત જુદાજુદા ૪૨૦૦૦ને કેળવી આખી વસ્તીને લશ્કરી તાલીમ આપી દીધી. ૧૮૧૨મા રશિયામાથી ફ્રેંચો, પરાજય પામી પાછા હઠયા અને ૧૮૧૩મા જર્મનીએ

**વૉર ઑફ ધ લિબરેશન**

"મોક્ષનો વિગ્રહ"—વૉર ઑફ લિબરેશન આરમ્ભ્યો ઑસ્ટ્રિયાએ નેપોલિયનનો દાણો ચાપી જોયો અને પછી પ્રશિયા સાથે તે ભળ્યુ ૧૮૧૩ના ઑકટોબરમા લીપ્સીક[7] આગળ નેપોલિયન હાર્યો, જર્મનો અને તેના મિત્રોએ ફ્રાન્સની ભૂમિ ઉપર ચડાઈ કરી અને ફ્રાન્સની વસતિ

---

૩ Jena ૪ Metternich ૫ Wagram ૬ Stein ૭ Leipsic

ઉપર સિતમ વરસાવ્યો. પછી વિયેના[૮]મા કૉન્ગ્રેસ ભરી, જર્મનીને એકત્ર કરી, તેનું તંત્ર રચવા માટે યૂરપના રાજ્યો મળ્યા. નેપોલિયનનો ધૂમકેતુ યૂરપના નભોમંડળમાંથી હવે અસ્ત થઈ ગયો.

ઑસ્ટ્રિયા અને પ્રશિયાની હરીફાઈ ૧૮૧૫ પછી ફરી ભભૂકી નીકળી. હાપ્સબર્ગવંશ તરફથી મેટરનિક વ્યવસ્થા કરતો હતો. એ

**પ્રશિયા અને ઑસ્ટ્રિયા**

લોકસત્તામા કે આદર્શોમા માનતો નહોતો. તે હાપ્સબર્ગવંશના હાથમા યૂરપની મુખ્ય સત્તા રહે અને તેનો તમામ મૂલક અક્ષત, અખંડ રહે એ જોવા ઇચ્છતો હતો. જ્યા ઑસ્ટ્રિયા ન પહોંચી શકે ત્યા પોતાની રાજસત્તા કાયમ રહે એવું જોવાની તેની ઇચ્છા હતી.

**મેટરનિકના આદર્શો**

ઑસ્ટ્રિયાનું સુકાન મેટરનિકના હાથમા લગભગ અર્ધો સૈકો રહ્યું અને તેની ચાણાક્યનીતિ, પ્રતિભા, રીતભાતની મોહિની વગેરેથી યૂરપના તમામ સમેલનોમા તે સર્વોપરિત્વ ભોગવતો હતો. તેને એકસ્થ જર્મની કે મજબૂત પ્રશિયા, કશુ પોસાતુ નહોતું અને અગાઉથી જ રહાઈનના કૉન્ફેડરેશનના સંસ્થાનોને તેણે સમજાવી દીધા હતા કે, તેમણે તેમનુ સ્વતંત્ર સર્વ અખત્યારસિદ્ધ રાજ્યપદ છોડવુ નહિ. યૂરપના મહારાજ્યોની સમતુલના સાતત્યમા અને પ્રશિયાની નબળાઈમા તે ઑસ્ટ્રિયાની સહિસલામતી નીરખી રહ્યો હતો.

પ્રશિયા ઑસ્ટ્રિયા સામે ટકી શક્યુ નહોતુ તેના કારણોમા ખાસ તો ફ્રેડરિક બીજાના અનુગામિઓના ચારિત્ર્યની ખામી હતી.

**પ્રશિયાના પરાજયનાં કારણો**

બીજા ફ્રેડરિક વિલિયમે પોતાની કારકીર્દિની શરૂઆત મહેસુલ ઉઘરાવવાની ફ્રેંચ રીતો બંધ કરવાથી, રસ્તા અને નહેરો બાંધવાથી તથા જર્મન ભાષા અને જર્મન વિદ્વાનોને આગળ લાવવાથી કરી હતી.

૮ Vienna

જર્મનીની રાષ્ટ્રભાષા અત્યારસુધી ફ્રેંચ હતી તેને બદલે વિદ્યાપીઠોમાં, જર્મન ઍકેડેમીમાં–રાજ્યમાં, સ્વત્ર જર્મન ભાષાવિશારદોને સ્થાન આપવામાં આવ્યુ. પરતુ તે તરત ફ્રીમેસનરી[૯] અને રોશિક્રુશિઆનિઝમ[૧૦] ની ગુપ્ત આધ્યાત્મિક જાળમાં ફસાયો અને તેનુ આખુ રાજ્ય એની આધ્યાત્મિક વિદ્યાની સૌમ્યતા અને અનિશ્ચિતતાને લીધે સ્થિરતા, દૃઢતા અને નિર્ણયાત્મકતા ખોઈ બેઠુ તેના હાથ તળે મહાન ફ્રેડરિકે રચેલુ સુંદર અને અજેય લશ્કર નાશ પામ્યુ. તેનો રાજ્યકોષ ખાલી થઈ ગયો. ૧૭૯૭મા તે ગૂજરી ગયો ત્યારે તીજોરી ખાલી હતી, લશ્કર શક્તિહીન હતુ અને તત્રમા અવ્યવસ્થા હતી.

તેના પુત્ર ફ્રેડરિક વિલિયમ ત્રીજામાં હૅાહેનસોલેર્નન્ટ સત્તાપ્રિયતા હતી, પરંતુ એ વંશની પ્રતિભા નહોતી. ૧૮૦૭માં ટિલ્સિટના[૧૧] કરારનામાથી તેને પોતાનો અરધો મૂલક છોડી

ફ્રેડરિક વિલિયમ દેવો પડયો અને ૧૮૧૪–૧૫માં પ્રશિયા પાછું

ત્રીજો . નેપોલિયન સામે લડવા તૈયાર થઈ શકયું હોય તો તેને માટે એ દેશ આ રાજાનો નહિ, પણ તેની રાણી લુઈ અને તેના પ્રધાન સ્ટાઈનનો ઋણી છે. ૧૮૧૦માં નેપોલિયનની પ્રેરણાથી સ્ટાઇનને પ્રધાનપદ ઉપરથી રજા મળી અને તેની જગ્યાપર હાર્ડનબર્ગ[૧૨] આવ્યો. એક માસ પછી એટલે ઑગસ્ટમા લુઈ મરણ પામી અને રાજા પાછો અનિર્ણયાત્મક અને અસ્થિર થઈ ગયો. પણ જનરલ યોર્કે[૧૩] "વફાદારીભરી બેવફાઈ" બતાવી લશ્કરને નેપોલિયન સામે પ્રેરી મૂકયું અને રશિયાના ઍલેક્ઝાન્ડર ફ્રાન્સ તરફ ધસતો હતો તેની મિત્રાચારી સાધવા રાજાને ફરજ પાડી. આ મિત્રાચારી દરમ્યાનમાં રાજા ઍલેક્ઝાંડરના મોહમાં પડયો. નેપોલિયન સૅન્ટ હેલીના ગયા પછી પ્રશિયાને ૬૯,

૯ Freemasonary ૧૦ Rosircrucianism ૧૧ Tilsit
૧૨ Hardenberg ૧૩ Yorke.

સખત, નિશ્ચયાત્મક રીતે કામ લેવાનો સમય હતો, પરતુ ફ્રેડરિક વિલિયમ વિયેના, એ-લા-શપ્પેલ, અને વેરોના—બધે સ્થળે મેટરનિક અને ઍલેક્ઝાન્ડરની અગત પ્રતિભાથી ફ્રેડરીક વિલિયમ અજાયો અને લોકસંમતિને તસુ પણ અવકાશ આપવાના સિદ્ધાતનો કટ્ટર દુશ્મન થઈ રહ્યો

**ઍલેક્ઝાંડર**

એ મહાન ફ્રેડરિકની પેઠે 'પોતે તત્રનો પહેલો નોકર છે' એમ માનતો, ખૂબ કામ કરતો પરતુ લોકમમતિનું તત્ત્વ દાખલ કરવામા તો નહોતો જ માનતો, એટલે જર્મની માટે નેપોલિયન ગયો એ ન ગયો જ રહ્યો સ્ટાઈન જ્યારે તેનો પ્રધાન હતો ત્યારે તેણે ખેડૂતોની ગુલામી નાબૂદ કરી હતી એ માનતો હતો કે લોકોમા પોતાની મરજીથી સહકાર અને વફાદારી ન આવે ત્યાસુધી અર્વાચીન તત્રકેન્દ્રો ચાલી ન શકે ૧૮૦૮મા એણે સ્થાનિક સ્વરાજ્યનો પ્રબધ કર્યો હતો ગામડામા, પ્રાતિક વહિવટમા અને મધ્યસ્થ સરકારમા પણ લોકસમતિ અને લોકસહકારના તત્ત્વો દાખલ કરવા તેણે પગલા લીધા હતા, પરતુ સ્ટાઈનને ૧૮૧૦મા જવુ પડયુ એના પછીનો પ્રધાન હાર્ડનબર્ગ સ્ટાઇન પેઠે લોકસહકારમા માનતો નહોતો પણ બુદ્ધિમાન એકહથ્થુ વહિવટમા માનતો હતો તેણે નાણા પ્રકરણ સુધાર્યું સત્તાવાળા કારખાના ઉપરના અકુશો કાઢી નાખ્યા અને ખેડૂતોને તેમની પોતાની જમીનના માલિકો બનાવ્યા તેમને જમીનનો થોડો ભાગ જમીનદારોને આપી દેવો પડયો અને નાના ખેતરો આ સુધારામાથી બાકાત રહ્યા એટલે જમીનદારોએ પોતાની જમીન એકઠી કરવા માડતા, ખેતી પર મજૂરી કરી જીવનાર મિલ્કત-વિનાનો ઉભડ એક રખડતા શ્રમજીવી તરીકે શહેરના કારખાનામા મજૂરી કરવા જવા તૈયાર થાય એવો એક વર્ગ ઉભો થયો રાજાની મરજી નહિ છતા લસ્કરી નોકરી

**પ્રશિયાનું આંતર પ્રકરણ**

**હાર્ડનબર્ગના સુધારા**

**મજૂરવર્ગનો જન્મ**

સર્વગત કરવામા આવી અને "મોક્ષવિગ્રહ" લડાયો આ જાગૃતિમા રાષ્ટ્રભાવનાના તરગ ઉપર રાજા પગણે પરાણે ઘસડાતો જતો હતો ૧૮૧૫ની ઑસ્ટ્રિયાની બાજીથી સ્પષ્ટ દેખાઈ ગયુ કે, જર્મનીની એકતા અને મજબૂતી પ્રશિયાની એકતા અને મજબૂતી વિના થઈ શકશે નહિ, અને ખરેખર થઈ શકી પણ નહિ એટલા માટે જર્મની સમસ્તના બનાવો તપાસતા પહેલા આપણે પ્રશિયાનું સગઠન આલેખી લઇએ.

**વિયેનાની પરિષદ**

૧૮૧૫ની વિયેનાની પરિષદમા મુલકોની વહેંચણી અને સરહદોની આપણી થઈ, તેમા પ્રશિયાને 'નવુ ઉપરિ પૉમેરાનિયા', ઉત્તર સૅકસની, વેસ્ટફાલિયા, અને હ્રાઇનનો પ્રદેશ વગેરે મૂલકો મળ્યા ૧૮૧૬મા પ્રશિયાના રાજ્યની એક કરોડની વસતિમાથી ચાળીસ લાખની વસતિ તો આ નવા પ્રદેશોની જ હતી. મધ્યસ્થ અને દક્ષિણ જર્મનીનો મોટો ભાગ તેના હાથમાં આવવાથી તે હવે ખરેખર લઘુ જર્મની બન્યુ હતુ પ્રશિયાના સમાજજીવનમાં હવે તેના અસલના ઉમરાવો અને ફ્રેડરિક વિલિયમ પહેલાથી શરૂ થયેલા અમલદાર વર્ગના માણસો ઉપરાત પશ્ચિમ અને હ્રાઇન પ્રદેશના ઉદારમતવાદિ તત્ત્વો સચાયા.

**પ્રશિયાનાં પાછાં પગલાં**

ભયથી મુક્ત થયેલો પ્રશિયન નરેશ પોતાની ગજપ્રતિજ્ઞા ચૂકયો અને સ્ટાઇન અગર હાર્ડનબર્ગના સુધારાઓથી આગળ વધવાને બદલે પાછા પગલા ભરવા માડયો એક મયુક્ત ડાયેટ–લોકસભા બોલાવવાને બદલે તેણે પ્રાતોમાં ઉમરાવો અને શહેરીઓની સભાઓને સૂચનાત્મક સલાહ આપવા માટે એક કમીટી યોજી તે એટલો કરકસરિયો હતો અને યૂરપ એટલો થાકી ગયો હતો કે તેને તરતમા રા નાણા અગર લશ્કરની જરૂર પડે તેમ નહોતું -તે ૧૮૪૦મા મૃત્યુ.'

પામતાં તેનો પુત્ર ફ્રેડરિક વિલિયમ ચોથો પ્રશિયાની ગાદી ઉપર આવ્યો. તે રસિક અને આદર્શશીલ હતો, પણ તેના આદર્શો "પવિત્ર રોમન સામ્રાજ્ય"ના નમૂના ઉપર રચાયા હતા અને લોકસહકાર અને લોકસંમતિના ધોરણથી તે અંત:કરણપૂર્વક વિરુદ્ધ હતો. તેણે ૧૮૪૭માં પ્રાંતિક લોકસભાના સભ્યોને બર્લિન બોલાવી સંયુક્ત લોકસભા બોલાવી. આ સભાએ તો નિયમિત ભરાવા માટે અને કાયદાકાનૂન ઘડવાના તમામ હક્કો માટે માગણી કરી અને રાજા પ્રજા વચ્ચે વિક્ષેપ થઈ ગયો.

**તંત્રવિવાદ**

૧૮૪૮માં ફ્રાન્સમાં અને જર્મનીમાં સર્વત્ર તંત્રવિપ્લવો ફાટી નીકળ્યા. રાજધાનીનાં શહેરોમાં બખેડા થયા અને લશ્કરોનો ઉપયોગ થયો. રશિયા લોકસહકાર અને લોકસંમતિથી વિરુદ્ધ હતું અને અત્યારસુધી પ્રશિયન નરેશ પણ એ ધોરણે ચાલતો હતો. પરંતુ બર્લિનમાં પણ બખેડો થયો અને રાજ્યસત્તાને ૧૮૪૮ના માર્ચની ૧૮મી તારીખે લશ્કરની મદદ લેવી પડી. સેનાએ બખેડો દાબી દીધો, પણ આવેશ અને આદર્શયુક્ત રાજા પોતાના પ્રિય બર્લિનનિવાસીઓની ઇચ્છાને વશ થવા આગળ પડયો અને લોકસહકારનો હિમાયતી થઈ ચોમેર ફરવા લાગ્યો. તેણે તરતજ બર્લિનમાં એક તંત્રમૂલક પરિષદ બોલાવી. આ પરિષદમાં લોકતત્ત્વ ઘણું આગળ પડતું જોઇ, વળી તે પાછો

**ઇ. સ. ૧૮૪૮**

આ બંધારણમા બે ખડ રચાયા. ઉપરનો હેર્નહાઉસ[૧૪] હાઉસ ઑફ નોબ્લ્સમા મોટા જમીનદારો, મોટા શહેરોના પ્રતિનિધિઓ અને રાજનિયુક્ત આજીવન અગર વંશપરંપરા બેસવાનો હક્ક ધરાવતા સભ્યો ભેગા થાય નીચલા ખડમાં-ફોકસહાઉસમા[૧૫] સામાન્ય વર્ગોએ ચૂંટેલા સભ્યો બેસે. ચૂંટણીદાર વર્ગોના ત્રણ ખડ પાડવામા આવ્યા હતા અને દરેક ખડ ઉત્તરોત્તર જેમ વધારે કર આપે તેમ વધારે સભ્યો ચૂટે એવો પ્રબંધ હતો. પરિણામે પૈસાદાર વર્ગોનુ તત્ત્વ બહુમતીમા હતું

**પ્રશીયન તંત્ર**

દરમ્યાનમા સમસ્ત જર્મનીને હવે ખાત્રી થઈ હતી કે રાષ્ટ્રનો ઉદ્ધાર પ્રશિયાની સરદારી નીચે અને પ્રશિયા અને ઉદારમતવાદીઓ-લિબરલોના સહકારથી જ થઇ શકે તેમ છે. ૧૮૪૯ના એપ્રિલની ત્રીજી તારીખે ફ્રેડરિક વિલિયમને જર્મન સામ્રાજ્યનો તાજ પહેરવા નિમંત્રણ આપવામાં આવ્યું, પણ લોકસહકાર અને લોકસમતિના ધોરણને પસદ કરનાર પક્ષ સાથે ભળવામાં તેને ન્હાનમ લાગી. "રાજા અને પ્રજા વચ્ચે કોઈ શા માટે જોઈએ ?" એવો પ્રશ્ન પૂછી, "એ તાજ મને જર્મન રાજવિઓ તરફથી મળવો જોઇએ, હું ખાળમોરીમાંથી તાજ ઉચકી લઈ પહેરવા માગતો નથી" એવુ કહી ફ્રેડરિક વિલિયમે જર્મનીના સમ્રાટપદે વિરાજવાની ના પાડી પ્રશિયાના ઉમરાવો અને અધિકારીઓએ પણ તેની એ નામા હા ભણી. તેમને ભય હતો કે જર્મન સામ્રાજ્યમા તેમનો વગવસીલો ઓછો થશે. કુવાના દેડકાઓને મહાસાગર ભયકર લાગ્યો. પરનાળાના આધારે મહાદીપો બંધાય છે એ નાનકડા ખડકનું એક છીપલુ સમજી ન શક્યું.

**નિમંત્રણનો અસ્વીકાર**

ફ્રેડરિક વિલિયમે સમ્રાટપદ સ્વીકારવાની ના પાડ્યા પછી જર્મનીના ઠાકરડાઓએ લોકતત્ત્વોને દાબી દીધા અને પ્રશિયામાં

[૧૪] Herrenhaus [૧૫] Volkshaus

જૅકર એટલે ફયુડલ વખતના અને વિચારના જમીનદારોની તંત્રસમિતિ સર્વોપરી થઈ ૧૮૬૧માં તે મૃત્યુ પામતા વિલિયમ પહેલો પ્રશિયાનો રાજા થયો. એ પણ અંતઃકરણથી લોકમદદકારમાં માનતો નહોતો; પણ જ્યારે ફ્રેડરિક વિલિયમ બેવકૂફ અને સમયના ચિહ્નોની તરફ આંધળો હતો ત્યારે વિલિયમ સમજતો હતો કે જગતના પૂર ખાળી શકાય કે પાછા વાળી શકાય તેમ નથી. એથી તે તેના પિતાના વખતમાં તેની ઘેલછામાં તે વાલીપદે હતો ત્યારે પણ ઉદારમતવાદિ અગ્રણીઓની સાથે ભળતો અને પોતે કોઈ પક્ષને વશ નહિ થાય એમ કહેતો. રાજા થયા પછી તેને લશ્કરની પુન વ્યવસ્થા કરવાની જરૂર જણાઈ અને તેણે લોકસભાને બોલાવી લશ્કરની ભરતી વિષે જ મતભેદ પડ્યો. રાજા ફરજિયાત લશ્કરી નોકરીથી એને સરજવા ઈચ્છતો હતો ડાયેટના નીચલા ખંડે બે વર્ષની લશ્કરી નોકરી અને લોકસેના—લાંડવેહરની[१९] યોજના રજૂ કરી. ખૂબ કજિયા થયા—સભાએ થોડા નાણા પણ આપ્યા પણ અને રાજ્યયાચનાનો અનાદર કરી તે યોજના નામંજૂર કરી હવે પ્રધાનોએ ખસી જવુ જોઈતું હતું પણ રાજાએ તેમને દૂર કરવાની ના પાડી અને નીચલા ખંડે આના ઉપરથી આખું અંદાજપત્રક નામંજૂર કર્યું રાજા વિમાસણમાં પડ્યો અને ગાદી છોડી દેવાનો વિચાર કરવા લાગ્યો અનેક સંકલ્પવિકલ્પ પછી તેનું ગાદી ઉપર ચાલુ રહેવાનો ઠરાવ કર્યો અને પછી પ્રિન્સ બિસ્માર્કને પ્રધાન—પ્રમુખ—એટલે પોતાનો પ્રધાન અને લોકસભાનો પ્રમુખ—નીમી નવજર્મનીના જન્મની તૈયારી થાય તેવું પગલું લીધુ.

*લોકતત્ત્વોનો ફાસ*

*લશ્કરનું ખર્ચ*

*લાંડવેહર*

*બિસ્માર્કને નિમંત્રણ*

---

१९ Landwehr

## પ્રકરણ નવમું

## રાષ્ટ્રત્વની શોધમાં : ઉત્ક્રાંત અને ઉત્ક્રાંત

વિયેનાની કૉન્ગ્રેસ ૧૮૧૪ના સપ્ટેમ્બરથી ૧૮૧૫ના જૂન સુધી બેઠી 'ર્‌હાઇન કૉન્ફેડરેશનના જર્મન સંસ્થાનોએ દશ વરસ પહેલાંના સામ્રાજ્યને તિલાંજલિ અપાવી દીધી હતી અને

**૧૮૧૫ પછીનું જર્મની**

૧૮૦૫માં 'પવિત્ર રોમન સામ્રાજ્ય'નો અંત આવેલો જાહેર કરી ઑસ્ટ્રિયાનું સામ્રાજ્ય સ્થપાયું હતું વિયેનામાં અસલ સામ્રાજ્ય ફરી સજીવન કરવાનો વિચાર થયો હતો પણ મેટરનિક પશ્ચિમની સરહદ ઉપર ફ્રાન્સ સાથે સીધી અથડામણમાં આવવા વિચાર રાખતો નહોતો પ્રશિયાનો મુલક વધ્યો હતો, પણ મેટરનિક પ્રશિયાને જર્મન સરદારી પણ લેવા દેવા ઇચ્છતો નહોતો ઑસ્ટ્રીઆએ

**ઑસ્ટ્રિયાના હેતુઓ**

સ્વાબિયાના પ્રાંતો, સાલ્સબુર્ગ, વેનેશિયા, મિલાન અને ડાલ્માશિયા પોતાને માટે રાખ્યા બાવેરિયાને આન્સાક[1] બેરેઉથ[2], વુર્ઝબર્ગ[3] અને ર્‌હાઇનનો ડાબા કાંઠાનો પાલાટીનેટના સંસ્થાનો આપ્યાં જર્મનીમાં

---

1 Anzac   2. Bereuth   3 Wurzbarg

૩૦૦ સંસ્થાનોને બદલે હવે ૩૯ સંસ્થાનો રહ્યા અને તેમા લુબેક[૪], ફ્રાન્કફુર્ટ, હામ્બુર્ગ, અને બ્રેમેનના સ્વાયત્ત નગરો આવી જતા હતા ૧૮૧૫ના જૂનની ૮મી તારીખે વિયેનાએ જર્મનીને એક સમૂહગત માળા સંસ્થાન–જર્મનિક કૉન્ફેડરેશન બનાવવા દેવાનો ઠરાવ કર્યો મેન નદી ઉપરના ફ્રાન્કફુર્ટ નગરમા સામાન્ય લોકસભાનું કેન્દ્ર રાખવામા આવ્યુ અને વખતે પ્રશિયા સર્વોપરિ થાય એ ભયે ઑસ્ટ્રિયા આ કૉન્ફેડરેશનનુ પ્રમુખ થયુ કૉન્ફેડરેશનના કૉન્ફેડરેશનમા બાવેરિયા, વર્ટેમબુર્ગ, બાડેન[૫], હેસ્સે ડાર્મ્સટાટ[૬], ના ।।ઉ અને

**જર્મનીનો નવો નકશો**

/ બર્ગ એ મોટા સંસ્થાનોએ નાના નાના સસ્થાનો પોતપોતામા વહેંચી ખાધા હતા તેમણે નેપોલિયનને પોતાનો રક્ષક ઠરાવ્યો હતો, આત્મ–સ્વાતંત્ર્ય સાચવી પરદેશ–પરરાજ્યો સાથેના સંબધ નેપોલિયનને હવાલે કર્યા હતા અને તેને જ્યારે જરૂર પડે ત્યારે લશ્કર આપવાનું કબૂલ કર્યું હતું વિયેનામા આ ધોરણ ઉપર ઑસ્ટ્રિયાએ પોતાની સાથેનો જર્મન સસ્થાનો સાથેનો સંબધ ઘડ્યો હિંદુસ્તાનના દેશી રાજ્યો સાથેનો બ્રિટિશ સંબધ અત્યારે અહિ આપણાથી તપાસી શકાય તેમ નથી, પણ ઑસ્ટ્રિયાએ આ પ્રથાનું અનુકરણ કર્યું હતુ, એટલે ડાયેટ અગર લોકસભાએ સામુદાયિક લશ્કર તૈયાર કરવુ અને અમુક સરહદ સાચવવી, અને સમુદાય તરફથી દુર્ગો બાધવા વગેરે આદેશ આપ્યો હતો જૂનની ૮મીએ આ નિર્ણય થયો એ પહેલા તો નેપોલિયન એલ્બા છોડી ચૂક્યો હતો એ ખબર મળતા જ આ સર્વ નિર્ણયો અને વહેંચણી સ્થિર કરી મિત્રરાજ્યો તેની સામે, તેને ઉખેડી નાખવા ચાલી નીકળ્યા જૂનની ૧૬મીએ વૉટર્લુની લડાઇ થઇ અને નવેમ્બરમા પારિસનુ

**નવું તંત્ર**

**ફેડરલ લશ્કર**

---

૪ Lubeck ૫ Baden ૬ Darmstadt

તહનામું થયું. બુર્બો રાજકર્તાઓને તેમના સગાઓએ આલ્સાસ-લૉરેન રાખવા દીધાં અને સારલુઈ[૭] અને સારબ્રુકેન[૮] પ્રશિયાને આપ્યાં.

નેપોલિયનના ભય નીચે જર્મનીનાં જૂદાં જૂદાં સંસ્થાનોમાં જોખમ વિના જેટલો લોકસહકાર દાખલ કરી શકાય તેટલો દાખલ થયો હતો. હ્રાઈનના કૉન્ફેડરેશન વખતે તેમાંનાં

**ફ્રેંચ સિદ્ધાંતો**

સંસ્થાનોએ ફ્રેંચ ધોરણની ઘણી સમિતિ-સભાઓ દાખલ કરી હતી, પણ એનો ભય જતાં, રાજાઓ પાછા રાજમાનસ તરફ વળ્યા હતા. પ્રશિયામાં રાજા કઇ પણ દરજ્જે આગળ વધવાથી વિરુદ્ધ હતો. બાવેરિયા અને બાડેને ૧૮૧૮માં વડોદરા અને મહિસુરના પ્રકારની લોકસભાની છાયાઓ ઉભી કરી હતી; પણ પ્રધાનમંડળ, અંદાજપત્રક અને કાનુન કરવા ઉપર તે સભાઓનો અંકુશ અને સત્તા બહુ જ મર્યાદિત હતાં. છતાં પ્રશિયા અને ઉત્તર સંસ્થાનો એમ માનતાં હતાં કે, આ રાજ્યો ઘણાં આગળ વધી ગયાં છે અને એવી સમજણથી તેમના ઉપર પાછાં પગલાં ભરવાનાં દબાણ કરતાં હતાં.

૧૮૧૭માં જર્મન વિદ્યાર્થીઓએ 'ધર્મસુધારણા'નું સાંવત્સરિક પર્વ ઉજવ્યું અને સત્તાવાળાઓ ને તેમની વચમાં અથડામણ થઈ. વાર્ટબુર્ગ[૯]માં રશિયાના જાસુસ અને નવલકથાકાર

**જર્મનીમાં લોકસંમતિ**

કૉટઝેબ્યુ[૧૦]નું ખૂન થયું. લોકવિરુદ્ધ વર્ગોને પોતાના હાથમાંથી સત્તા સરી જતી લાગી, એટલે તેમણે કાર્લ્સબાડ[૧૧]માં મોટાં જર્મન સંસ્થાનોની પરિષદ મેળવી. જર્મનીની અને પરરાષ્ટ્રોની બાબતમાં ઑસ્ટ્રિયા અને પ્રશિયા તો અત્યારે એકદિલ જ થઈ ગયાં. ફ્રાન્કફુર્ટની લોકસભા એટલી

૭ Saarlouis. ૮ Saarbrucken. ૯ Wartburg. ૧૦ Kotzebu. ૧૧ Carlsbad.

ીલી, પંડિતાઈભરી વેદિયાવૃત્તિવાળી હતી કે તેનાથી કશું કામ થઈ શકતું નહોતું. આ સંસ્થાનોની પ્રેરણા નીચે પુસ્તકો તથા વર્તમાનપત્રો ઉપર અંકુશ નાખવામાં આવ્યા. વિદ્યાપીઠો—યુનિવર્સિટીઓ ઉપર સખત દેખરેખ અને જાપ્તા મૂકાયાં. પોતાના

**કાર્લ્સબાડનાં શાસનો**

ાજ્યાધિકારમાં કંઈ પણ ક્ષતિ અગર ખંડન સ્વીકારવાનો કોઈ જર્મન ાજકર્તાને હક્ક નથી એવો ઠરાવ મંજૂર રહ્યો. મેઈન્ઝમાં એક ખાસ મિતિ લોકસમૂહની વૃત્તિપ્રવૃત્તિઓ તપાસવા માટે નીમવામાં આવી. ાર્લ્સબાડનાં આ શાસનો ૧૮૨૦માં વિયેનાના છેલ્લા કાનુનમાં માવવામાં આવ્યાં.

૧૮૧૭ પછીના જર્મનીની સ્થિતિ ૧૯૧૭ પછીના હિંદુસ્તાનની સ્થિતિ જેવી જ હતી. પ્રશિયા, ઑસ્ટ્રિયા અને રશિયા–ત્રણે સંસ્થાનોએ 'હોલી ઍલાયન્સ'–'પવિત્ર મિત્રાચારી' કરી

**હોલી ઍલાયન્સ**

અને જ્યાં જ્યાં લોકપ્રવૃત્તિ ઉભી થાય ત્યાં તેને દાબી દેવાનું કામ કર્યું. ફ્રાન્કફર્ટની ડાયેટ—બુન્ડેસ્ટાગ[૧૨] અથવા ફેડરલ પાર્લામેન્ટે પણ એ જ ધોરણ સ્વીકાર્યું. એ–લા–શાપેલ, ટ્રોપો[૧૩], લાઈબાક[૧૪], વેરોના વગેરેમાં ૧૮૧૮ થી ૧૮૨૩ સુધીમાં આ મિત્રરાજ્યોની પરિષદો મળેલી, તેમાંથી એક જ સૂર નીકળતો તો : ઇટલી અને સ્પેનમાં તંત્રવિપ્લવનાં નગારાં ગડગડી રહ્યાં હતાં ને દાબી દેવાનો જ. ૧૮૫૭થી ૧૯૦૦ સુધી હિંદુસ્તાનમાં જેમ શાંતિ અને વ્યવસ્થા પ્રસર્યાં હતાં અને 'ઝેર ગયાં અને

**જર્મનીમાં શાંતિ**

વેર ગયાં'ની વાતો થતી રહી, તેમજ જર્મનીમાં સર્વત્ર શાંતિ અને વ્યવસ્થા દેખાતાં હતાં. સર્વત્ર પોલીસ અને જાસુસોનું સામ્રાજ્ય હતું; લાંડટાગ[૧૫] અથવા પ્રાંતિક ને સાંસ્થાનિક લોકસભાઓને કર આપવાની ના પાડવાનો હક્ક રદ

૧૨ Bundestag. ૧૩ Troppeau. ૧૪ Leibach. ૧૫ Landtag.

કરવામા આવ્યો હતો રાજકારણી‌ર શિક્ષણસભાઓ અને સાહિત્ય દાબી દેવામા આવ્યા હતા અને પોલીસની પરવાનગી વિના વીસથી વધારે પાનાનુ વસ્તુ છાપી શકાતુ નહોતું હસ્સેના ઈલેક્ટરે બધારણ પાછુ ખેંચી લીધુ અને બુન્ડેસ્ટાગને અપીલ થતા તેણે વચમા પડવા ના
. પાડી હાનોવરના અર્નેસ્ટ[16] અને ઑગસ્ટસે[17]

**સાત અધ્યાપકો** લાંડટાગની મતા ઓછી કરી તેથી ગૉટિંગેનની વિદ્યાપીઠના સાત અધ્યાપકોએ નવા બધારણને વફાદાર રહેવાના સોગદ લેવાની ના પાડી આ અધ્યાપકોને તેમની જગ્યા ઉપરથી દૂર કરવામા આવ્યા હીન[18], બૉર્ન[19], ગુટશાઉ[20] લાઉબે વગેરેના યુવાન જર્મનીને પ્રેરણા આપના ગ્રથો દાબી દીધા મૂગો માર અને મ્હોયે ડુચા—આ બે રીતે જગતની નજરે જર્મની સતુષ્ટ અને પ્રશિયા–ઑસ્ટ્રિયાને રાજીખુશીથી અધીન દેખાઈ રહ્યુ

પરતુ આ જમાનો આર્થિક પ્રગતિનો હતો અને અત્યાર સુધીમાં જર્મનીમા આર્થિક પ્રગતિ થઈ શકે તેવુ નહોતું ખાસ કરીને તેના પ્રાતો અને સસ્થાનોની સરહદો વિઘ્નકર્તા હતી પ્રશિયાનો

**આર્થિક પ્રગતિ** મૂલક મોટો થયો ત્યારે તેને પોતાને અડચણો આવવા માડી

દરેક શહેર, દરેક પ્રાત અને દરેક સસ્થાન પોતપોતાની જૂદા-જૂદા ધોરણની જકાત વસુલ કરતા પરિણામે માલનો પ્રચાર થતો નહિ અને તે સાથે નાણાની ફેરવણીમા પણ

**જર્મનીમાં જકાત** મુશ્કેલી આવતી ૧૮૧૮મા પ્રશિયાએ પોતાના પ્રાતો પ્રાતો વચ્ચેની જકાત બધ કરી, સરહદ ઉપર જ જકાત આપવાનુ ધોરણ બધ કર્યું, વજન ઉપર જકાતની આકણી રાખી અને તેનો દર ઘણો ઓછો કર્યો તે પછી તેણે તેની પાસેના સસ્થાનોને પોતાનુ જકાતનું ધારણ સ્વીકારવા સમ

૧૬ Ernest ૧૭ Augustus ૧૮ Hein ૧૯ Born ૨૦ Gutchau

જાવ્યાં. ૧૮૨૮ સુધીમાં, શ્વાટઝબુર્ગ,[૨૧] આન્હાલ્ટ[૨૨] અને હેસ્સે-ડાર્મસ્ટાટે પ્રશિયા સાથે જકાતી સંપ કર્યો અને આ રીતે પ્રસિદ્ધ

**સૉલ્વરીન**

સૉલ્વરીન[૨૩] જન્મ્યો. સે પછી બાવેરિયા અને વર્ટેમ્બુર્ગે પોતાનો સંપ કર્યો અને પ્રશિયાએ એ બન્ને સાથે વિષ્ટિ ચલાવી. આપણે રહી જશું, એવા ભયથી મધ્યસ્થ જર્મન સંસ્થાનો પણ તેમાં જોડાયાં. ૧૮૩૪માં ઑસ્ટ્રિયા, હાનોવર, અને ઓલ્ડેનબર્ગ સિવાય આખું જર્મની આ જકાતી સંઘમાં સામેલ થયું; અને એના ફાયદા ઉઠાવવા માંડ્યા. રસ્તાઓ બંધાયા, પરસ્પર વ્યવહાર શરૂ થયો, માલના ભાવતાલ ઓછા થયા, નાણાંની છૂટ થઈ, બજાર સર્વત્ર એક આંકડાપર આવવા લાગ્યું, ખપત વધી; વજન, માપ, નાણાનો સિક્કો વગેરે આખા સૉલ્વરીન માટે એક સરખાં કરવાં પડ્યાં અને ઑસ્ટ્રિયા આ જકાતીસંઘમાં નહિ રહેવાથી, પ્રશિયાને વ્યાપારી અને ઔદ્યોગિક સરદારી હવે સહજ પ્રાપ્ત થઈ.

૧૮૩૫માં ઑસ્ટ્રિયાનો સમ્રાટ્ ફ્રાન્સીસ ગૂજરી ગયો અને તેની પછવાડે અર્ધમૂઢ ફર્ડિનાન્ડ ગાદી પર આવ્યો. પરિણામે પ્રિન્સ મેટરનિક, કાઉન્ટ કૉલોરાટ અને બે રાજપિતૃવ્યોની

**લોકસહકારનો જુવાળ**

સમિતિ તેનો કારોબાર ચલાવવા માંડી. પ્રશિયામાં ફ્રેડરિક વિલિયમ લાંડટાગ સાથે ઝગડામાં પડ્યો અને શાંત, સ્વસ્થ દેખાતા જર્મનીમાં તેમજ યુરોપમાં ફરી પાછો લોકસહકારનો જુવાળ ભરતી પામવા લાગ્યો. જૂદાં જૂદાં સંસ્થાનોમાં સરખા વિચારો ધરાવતા માણસો પોતપોતાનાં મંડળો રચવા માંડ્યા. ફ્રાન્સ અને જર્મની તથા જર્મની અને ડેન્માર્ક લડવાની અણીપર આવ્યાં પણ વેદિયાવૃત્તિ બુન્ડેસ્ટાગ ૧૯૧૯થી ૧૯૩૫ સુધીની હિન્દની લેજિસ્લેટિવ ઍસેમ્બ્લી માફક કાંઈ કરી શકી નહિ. જર્મનીમાં

૨૧ Schwartzburg. ૨૨ Anhalt. ૨૩ Zollverein.

કરવામાં આવ્યો હતો. રાજકારણીય શિક્ષણસભાઓ અને સાહિત્ય દાબી દેવામાં આવ્યાં હતાં અને પોલીસની પરવાનગી વિના વીસથી વધારે પાનાનું વસ્તુ છાપી શકાતું નહોતું. હુસ્સેના ઈલેક્ટરે બંધારણ પાછું ખેંચી લીધુ અને બુન્ડેસ્ટાગને અપીલ થતાં તેણે વચમાં પડવા ના પાડી. હાનોવરના અર્નેસ્ટ[16] અને ઑગસ્ટસે[17]

**સાત અધ્યાપકો** લાંડટાગની સતા ઓછી કરી તેથી ગૉટિંગેનની વિદ્યાપીઠના સાત અધ્યાપકોએ નવા બંધારણને વફાદાર રહેવાના સોગંદ લેવાની ના પાડી. આ અધ્યાપકોને તેમની જગ્યા ઉપરથી દૂર કરવામાં આવ્યા. હીન[18], બૉર્ન[19], ગુટશાઉ,[20] લાઉબે વગેરેના યુવાન જર્મનીને પ્રેરણા આપતા ગ્રંથો દાબી દીધા. મૂંગો માર અને મ્હોંયે ડૂચા–આ બે રીતે જગતની નજરે જર્મની સંતુષ્ટ અને પ્રશિયા–ઑસ્ટ્રિયાને રાજીખુશીથી અધીન દેખાઈ રહ્યું.

પરતુ આ જમાનો આર્થિક પ્રગતિનો હતો અને અત્યાર સુધીમાં જર્મનીમાં આર્થિક પ્રગતિ થઈ શકે તેવું નહોતું. ખાસ કરીને તેના પ્રાંતો

**આર્થિક પ્રગતિ** અને સંસ્થાનોની સરહદો વિઘ્નકર્તા હતી. પ્રશિયાનો મૂલક મોટો થયો ત્યારે તેને પોતાને અડચણો આવવા માંડી.

દરેક શહેર, દરેક પ્રાંત અને દરેક સસ્થાન પોતપોતાની જુદા-જુદા ધોરણની જકાત વસુલ કરતાં. પરિણામે માલનો પ્રચાર થતો નહિ અને તે સાથે નાણાંની ફેરવણીમાં પણ

**જર્મનીમાં જકાત** મુશ્કેલી આવતી. ૧૮૧૮માં પ્રશિયાએ પોતાના પ્રાંતો પ્રાંતો વચ્ચેની જકાત બંધ કરી; સરહદ ઉપર જ જકાત આપવાનુ ધોરણ બંધ કર્યું, વજન ઉપર જકાતની આંકણી રાખી અને તેનો દર ઘણો ઓછો કર્યો. તે પછી તેણે તેની પાસેનાં સંસ્થાનોને પોતાનું જકાતનું ધોરણ સ્વીકારવા સમ-

૧૬ Ernest. ૧૭ Augustus. ૧૮ Hein. ૧૯ Born. ૨૦ Gutchau.

જાવ્યાં. ૧૮૨૮ સુધીમાં શ્વાર્ટ્ઝબુર્ગ,[૨૧] આન્હાલ્ટ[૨૨] અને હેસ્સે-ડાર્મ્સ્ટાટે પ્રશિયા સાથે જકાતી સંપ કર્યો અને આ રીતે પ્રસિદ્ધ

**સૉલ્વરીન**

સૉલ્વરીન[૨૩] જન્મ્યો. એ પછી બાવેરિયા અને વર્ટેમ્બુર્ગે પોતાનો સંઘ કર્યો અને પ્રશિયાએ એ બન્ને સાથે વિષ્ટિ ચલાવી. આપણે રહી જઈશું, એવા ભયથી મધ્યસ્થ જર્મન સંસ્થાનો પણ તેમાં જોડાયાં. ૧૮૩૪માં ઑસ્ટ્રિયા, હાનોવર, અને ઑલ્ડેનબર્ગ સિવાય આખું જર્મની આ જકાતી સંઘમાં સામેલ થયું; અને એના ફાયદા ઉઠાવવા માંડયા. રસ્તાઓ બંધાયા, પરસ્પર વ્યવહાર શરૂ થયો, માલના ભાવતાલ ઓછા થયા, નાણાંની છૂટ થઈ, બજાર સર્વત્ર એક આંકડાપર આવવા લાગ્યું, ખપત વધી; વજન, માપ, નાણાનો સિક્કો વગેરે આખા સૉલ્વરીન માટે એક સરખાં કરવાં પડયાં અને ઑસ્ટ્રિયા આ જકાતીસંઘમાં નહિ રહેવાથી, પ્રશિયાને વ્યાપારી અને ઔદ્યોગિક સરદારી હવે સહજ પ્રાપ્ત થઈ.

૧૮૩૫માં ઑસ્ટ્રિયાનો સમ્રાટ્ ફ્રાન્સીસ ગૂજરી ગયો અને તેની પછવાડે અર્ધમૂઢ ફર્ડિનાન્ડ ગાદી પર આવ્યો. પરિણામે પ્રિન્સ

**લોકસહુકારનો જુવાળ**

મેટરનિક, કૌઉન્ટ કૉલોરાટ અને બે રાજપિતૃવ્યોની સમિતિ તેનો કારોબાર ચલાવવા માંડી. પ્રશિયામાં ફ્રેડરિક વિલિયમ લાંડટાગ સાથે ઝગડામાં પડયો અને શાંત, સ્વસ્થ દેખાતા જર્મનીમાં તેમજ યુરોપમાં ફરી પાછો લોકમહકારનો જુવાળ ભરતી પામવા લાગ્યો. જૂદાં જૂદાં સંસ્થાનોમાં સરખા વિચારો ધરાવતા માણસો પોતપોતાનાં મડળો રચવા માંડયા. ફ્રાન્સ અને જર્મની તથા જર્મની અને ડેન્માર્ક લડવાની અણીપર આવ્યાં પણ વેદિયાવૃત્તિ બુન્ડેસ્ટાગ ૧૮૧૯થી ૧૮૩૫ સુધીની હિન્દની લેજિસ્લેટિવ ઍસેમ્બ્લી માફક કાંઈ કરી શકી નહિ. જર્મનીમાં

---

૨૧ Schwartzburg. ૨૨ Anhalt. ૨૩ Zollverein.

અત્યારે એક જર્મન લોકસત્તાક મહામંડળ સ્થાપવાના મતનો પક્ષ અને બીજો બંધારણસરનું રાજસત્તાક તંત્ર કેળવવાના મતનો પક્ષ–એમ બે પક્ષો ઉભા થયા હતા ૧૮૪૭મા ઑફેનબર્ગ[૨૪] ખાતે લોકસત્તાવાદિ પક્ષે પરિષદ ભરી, તેમા વાણી વિચાર

**લોકસત્તાવાદી પક્ષ**

અને સમેલનની છૂટ, સર્વગત સરખો મતાધિકાર, સ્થાયી લશ્કરની રૂખસદ લોકાયત્ત લોકનિયુક્ત સેના, ચ્હડઉતર ધોરણનો આવકવેરો, છાપાના કાયદા સ્હામેના ગુન્હાઓમા જ્યુરીથી તપાસ, સમાજના વર્ગોનો પ્રતિબંધ, સર્વગત કેળવણી, મિલ્કતદાર અને શ્રમજીવિ વચ્ચેના અંતરોનુ નિરસન, પ્રધાનોની લોકસમૂહ પ્રત્યે જવાબદારી અને એક જર્મન લોકસભા–આટલુ તો જોઈએ જ, એવુ માગતો કાર્યક્રમ ઘડી કાઢ્યો ઉદાર મતવાદિ એટલે બંધારણસરનુ રાજસત્તાક તંત્ર મળે

**ઉદારમતવાદિ પક્ષ**

તો સંતોષ માનનારાઓએ એક માસ પછી હિપ્પનહાઇમ[૨૫] મુકામે પોતાની પરિષદ્ ભરીને છાપખાનાનુ સ્વાતંત્ર્ય, વિપુલ ધોરણ ઉપર લોકસહકાર, મધ્યકાલીન બોજાઓનું નિરમન, અને જર્મન સંસ્થાનોનું વધારે નિકટ અને દફતર–વગેરેની માગણીઓ કરી

૧૮૪૮મા યુરોપમા તંત્રવિપ્લવનો દાવાનળ જાગ્યો મેટરનિકને વિયેના છોડવુ પડ્યુ નૈઋત્ય કોણના જર્મનીમા ચોતરફ તોફાનો થયા, સરકારો બ્હી ગઈ, લોકસભાની માગણીઓ

**૧૮૪૮નો યુરોપ**

કબૂલ કરવામા આવી અને ઉદારમતવાદિ પ્રધાનો નીમવામા આવ્યા ઉદારમતવાદિઓ હીડેલબર્ગ[૨૬] ખાતે પરિષદમા મળી "જર્મન પાર્લામેન્ટ"ની માગણી કરી રહ્યા બુન્ડેસ્ટાગે જર્મન પાર્લામેન્ટ બોલાવવાનું કબૂલ કર્યું ફ્રાન્કફર્ટ મુકામે એક પ્રાથમિક લોકસભા મળી અને તેણે રાષ્ટ્રનું ભાવિ બંધારણ

૨૪ Offenberg ૨૫ Hippenheim. ૨૬ Heidelberg

**આત્મપાડિત્ય**

ઘડવા માટે સર્વગત મતાધિકાર ઉપર જર્મન રાષ્ટ્રીય લોકસગ્રહ મેળવવાની માગણી કરી લોકમત્તાવાદિઓએ વમતિમા બહુમતી મેળવવા ખૂબ પ્રયાસ કર્યો, પણ લશ્કરની મદદથી તેમના ખેડૂત સ્વયસેવકોને બ્હીવડાવી માર્યા અનુભવની ખામી, શબ્દોની મારામારી દરેક જણનું આત્મ પાડિત્ય અને આત્મમહત્ત્વ લાબા ભાષણો કરવાની આકાક્ષા, વાદવિવાદ અને આત્મજ્ઞાન બતાવવાની ચરસાચરસી, આ બધાને લીધે જર્મન લોકસભા ફ્રાન્કફુર્ટ ખાતે મળી, પણ કાઈ કાર્ય કરી શકી નહિ તેણે કામચલાઉ મધ્યસ્થ સમિતિ નીમી અને એક સામ્રાજ્ય રક્ષક–ઙ્મ્પીગ્યિન રીજન્ટ રાઈકવેરવેઝેર[૨૭] નીમ્યો

પરતુ ઑસ્ટ્રિયા અને પ્રશિયા એટલા મજબૂત હતા કે ફ્રાન્કફુર્ટના પડિતોને કે લશ્કર અગર સાધનસંપત્તિ વિનાના સામ્રાજ્ય રક્ષકને દાદ મળવાનો જરા પણ સભવ નહોતો ફ્રાન્કફુટની ગોઠવણો પ્રમાણે નેશનલ ઍસેમ્બ્લી-જર્મન રાષ્ટ્રીય લોકસભાને પરદેશો સાથે સધિવિગ્રહના સબધો કરવાનો અધિકાર હતો, પણ પ્રશિયા કે ઑસ્ટ્રિયા પોતપોતાના તત્રો અને પોતાની બ્હીક અથવા તૃષ્ણામા તેને ગણુ કારવા ઇચ્છતા નહોતા ડેન્માર્કના રાજાએ શ્લેસ્વિગ પોતાના હાથમા લીધુ અને ડેનિશ લશ્કર તે મૂલકમા દાખલ કર્યું શ્લેસ્વિગના લોકોએ ફ્રાન્કફુર્ટને પોતાના જર્મન તરીકેના હકોની રક્ષા કરવા વ્હારે આવવા કહ્યુ પ્રશિયા અને ફ્રાન્કફુર્ટ બન્નેને શ્લેસ્વિગ–હોલ્સ્ટીનના લોકોનુ જર્મનરાષ્ટ્રત્વ રક્ષવા પોતાની ફરજ લાગી અને તેમને જર્મનિક કૉન્ફેડરેશનના લશ્કર ઉપર પ્રશિયન સરદાર રેન્જેલને નીમી કુમક મોકલી આતરરાષ્ટ્રીય સ્થિતિ આને લીધે ગભીર બની અને ડેન્માર્કે ઈગ્લાડ તથા રશિયાને પોતાના પક્ષમા ભેળવવા યત્નો કરવા માડયા

**ડેન્માર્ક અને શ્લેસ્વિગ**

૨૭ *Reichwerwesser.*

**શ્લેસ્વિગ-હૉલ્સ્ટીન**

હવે પ્રશિયા–નરેશને ભય લાગ્યો. " આ લોકો સાથે–રાજવિરુદ્ધ લોક-હિમાયતી લોકસંસ્થા સાથે મારે શા માટે ભળવું?" એવું બહાનું કાઢી તેણે ડેન્માર્ક સાથે વિષ્ટિ ચલાવી, માલ્મોના કોલકરારો સીધેસીધા ફ્રેડરિક વિલ્હેલ્મે કરી નાખ્યા. પરિણામે જર્મન અને ડેનિશ લશ્કરો શ્લેસ્વિગમાંથી નીકળી ગયાં અને એક જર્મન–ડેનિશ કમિશન તે મુલકના વહિવટમાં નીમાયું.

**બુન્ડેસ્ટાગની નબળાઈ**

ફ્રાન્કફુર્ટની લોકસભા ગુસ્સે થઈ અને તેના પ્રશિયન પ્રમુખને રાજીનામું આપવું પડયુ. પરતુ તેની પાસે પ્રશિયાને પોતાના આદેશને ફરજ પાડવા માટે સાધન નહોતાં, તેથી તેણે નીચી મૂંડી કરી માલ્મોના કોલકરારો સ્વીકાર્યા. લોકો આ સમજી શકયા નહિ. લોકસભાના આ દાસત્વ સામે બળવો થયો અને બીરૂ અને ગુલામી મનોદશાવાળી લોકસભાએ એ બળવો મેઇન્ઝના

**નિષ્ફળતા**

કિલ્લામાંના પ્રશિયન લશ્કરની મદદથી દાબી દીધો. લોકોની શ્રદ્ધા ફ્રાન્કફુર્ટ ઉપરથી ચળી ગઈ. ડેમોક્રેટ અને લિબરલ પક્ષો વચ્ચે વિરોધ વધતો ગયો અને એ બન્નેના મતભેદોનો લાભ લઈને જર્મન સંસ્થાનો અને જર્મન રાજ્યો લોક-તત્ત્વોથી દૂર હટતાં ગયાં.

**રાજકીય પક્ષ**

જર્મન રિપબ્લિક અથવા તો લોકસભાને આધીન સમ્રાટતંત્ર સારાય જર્મની માટે ડેમોક્રેટ પક્ષ ઇચ્છતો હતો. લિબરલો જૂદાં જૂદાં સંસ્થાનો નિભાવી તેના ઉપર વંશપરપરા એ વંશને સમ્રાટપદ પર સ્થાપવા ઇચ્છતો હતો. આ લિબરલ પક્ષની દેશમાં બહુમતી હતી એમ કહેવાય છે. ૧૯૩૫ના અંગ્રેજ સમ્રાટ્ નીચે બ્રિટિશ હિન્દ અને હિન્દી સસ્થાનોના માળામંડળની રચના જેવી જ લિબરલોની જર્મની માટેની ધારેલી રચના હતી. નાનાં નાનાં સંસ્થાનો તો જર્મન જ હતાં, પણ પ્રશિયા પાસે પોઝેન, પોલાંડ, વગેરે અજર્મન પ્રદેશો હતા. ઑસ્ટ્રિયા પાસે

હુંગરી અને સ્લાવ પ્રદેશો હતા. જર્મન માળામંડળમાં ઑસ્ટ્રિયા અને પ્રશિયા રહે તો તેમના અજર્મન પ્રદેશો તેમાં ન ભળે. તેને ભેળવવામાં રાઇકને-જર્મન માળામંડળને નુકસાન પણ થાય. પરંતુ ઑસ્ટ્રિયાના જર્મન પ્રદેશનું શું ? એ જર્મન માળામંડળમાં રહે કે નહિ ? આ સવાલ એકદમ ઉભો થયો.

**ઑસ્ટ્રિયાના પ્રદેશો**

જો ઑસ્ટ્રિયાના જર્મન પ્રદેશો જર્મન માળામંડળમાં રહે તો તેના વહિવટ પર તો સમસ્ત જર્મની જે સત્તાકેન્દ્ર ઉભુ કરે તેને ઑસ્ટ્રિયાનો સમ્રાટ્ આધીન થાય ? દાખલા તરીકે પ્રશિયા રાઇકનું સમ્રાટ્ બને તો અભિમાની ઑસ્ટ્રિયા પ્રશિયાનો અધિકાર પોતાના જર્મન પ્રદેશો પૂરતો કબૂલ રાખે ? બે ઘડી એમ ધારી લઇએ કે ઑસ્ટ્રિયા જ સમ્રાટપદ પર ફરીથી સ્થપાયું, તો તેના અજર્મન લોકસમૂહ તરફ તે વધારે ધ્યાન આપે કે જર્મનો તરફ ? પ્રશિયા ઑસ્ટ્રિયાનો અધિકાર પોતાના મૂલક પર તો મંજૂર રાખે ખરૂં ? લોકો

**ઑસ્ટ્રિયા કે પ્રશિયા ?**

ઑસ્ટ્રિયાને ચ્હાતા નહોતા. હાપ્સબર્ગ વંશ જર્મની સાથે આજે ઘણા લાંબા વખતથી પરિચિત પણ રહેતો નહોતો. લોકસભાએ આ સર્વ વિચાર કર્યો. તેમણે એક નિર્ણય કર્યો કે, કોઈ પણ સંજોગોમાં અજર્મન તત્ત્વોને જર્મન માળામંડળમાં ભેળવવાં નહિ. બીજો નિર્ણય એ કર્યો કે, સામાન્ય કાનુનો, પરદેશ વ્યવહાર, લશ્કર, આર્થિક પ્રશ્નો, ટપાલ અને લશ્કર એ માળામંડળના મણિકેન્દ્રના હાથમાં જ રહે. ઑસ્ટ્રિયા કે પ્રશિયા લોકસત્તાક એકદેહ કે છૂટાં, સંસ્થાનનું માળામંડળ, લોકનિયુક્ત સમ્રાટ્ કે વંશપરંપરાનો હકદાર સમ્રાટ્ : આ પ્રશ્નોપર બન્ને રાજકીય પ્રશ્નો વચ્ચે સમાધાન થવું મુશ્કેલ હતું.

દરમ્યાનમાં ૧૮૪૮ના આરંભનો દાવાનળ શાંત પડયો. ઑસ્ટ્રિયાના કેન્દ્ર ઉપર લોકશત્રુ પ્રિન્સ શ્વૉર્ઝનબર્ગ[૨૮] આવ્યો. પ્રશિયામાં કામ્પ-

---

૨૮ Schwartzenber .

હાઉસેનનું[૨૯] ઉદારમતવાદિ પ્રધાનમંડળ પડી ભાંગ્યું. ફ્રાન્કફુર્ટની લોકસભાના બે સભ્યો કાયદાની રૂએ સ્વતંત્ર અને ઑસ્ટ્રિયાથી પકડી ન શકાય તેવા હતા, તોપણ શ્વાર્ઝનબુર્ગે તેમને બંદૂકની ગોળીથી ઠાર કર્યા અને ફ્રાન્કફુર્ટને સાફ જણાવી દીધું કે, ઑસ્ટ્રિયાના અંદરના વહિવટમાં તે માથું ન મારે. "લઘુ જર્મની" એટલે ઑસ્ટ્રિયાને બહાર રાખી બાકીનાં સંસ્થાનોને એકત્ર કરવાનો અને ઑસ્ટ્રિયા સ્હામે રોષ વધતાં પ્રશિયાને-વંશપરંપરાનું સમ્રાટપદ આપવાનો પક્ષ વધારે જોરદાર થયો. પરતુ પ્રિન્સ શ્વાર્ઝનબર્ગ જર્મનીને પોતાના હાથમાંથી જવા દેવા માગતો નહોતો. ફ્રાન્કફુર્ટમાં કામ્પહાઉસ્સેન પ્રશિયાને સમ્રાટપદ અપાવવા પગભર થયો. થોડીવાર શ્વાર્ઝનબર્ગ અને કામ્પહાઉસ્સેન વચ્ચે જર્મનીનું ભાવિ તોળાઈ રહ્યું.

**વૉર્ઝનબર્ગ**

**કામ્પહાઉસ્સેન**

શ્વાર્ઝેનબર્ગની ઈચ્છા ફ્રાન્કફુર્ટની લોકસભાને રૂખસદ આપવાની અને ઑસ્ટ્રિયાના આખા સામ્રાજ્ય સાથે નવું જર્મન માળામંડળ બનાવવાની હતી. એના સત્તાકેન્દ્ર તરીકે ઑસ્ટ્રિયા, પ્રશિયા, બાવેરિયા, વર્ટેમ્બુર્ગ, સૅક્સની અને હાનોવરના રાજવીઓની એક સમિતિ ઉભી કરવા તે ઈચ્છતો હતો. આના મૂળમાં તો પ્રશિયાને ઑસ્ટ્રિયાના અંકુશમાં લાવવાની ઈચ્છા રહી હતી—જર્મનીનું શ્રેય કરવાની નહિ. પ્રશિયાને સમ્રાટ્પદ આપવા અને ઑસ્ટ્રિયાને બહાર રાખવા કામ્પહાઉસ્સેને લઘુજર્મનીના પક્ષને સમજાવ્યો. શ્વાર્ઝનબુર્ગે ઑસ્ટ્રિયા—હુંગરીનું એક જ બંધારણ બાંધ્યું કે તરત જર્મનીમાથી ઑસ્ટ્રિયાનો પક્ષ નબળો પડ્યો અને લઘુજર્મનીનો પક્ષ વંશપરંપરાનું સમ્રાટપદ પ્રશિયાને આપવાની શરત સાથે એકદમ લોકપ્રિયતા પામ્યો.

**શ્વાર્ઝનબર્ગની યોજના**

કામ્પહાઉસેનની પ્રેરણા નીચે ફ્રાન્કફુર્ટની લોકસભાનું કામ હવે આગળ ચાલ્યુ આખુ હાબ્સબર્ગ સામ્રાજ્ય જર્મન-મહામડળમા આવે, અગર તો તેનો કોઈ પણ ભાગ ન આવે, એવુ

**રાઈકનું સગઠન**

શ્વાર્ઝેનબર્ગે જાહેર કરતા તેનું કામ ઉલટાનું સહેલુ થઈ પડયુ ૧૮૪૯ના માર્ચ ૨૭મીને રોજ પ્રશિયા અને બીજા ૨૮ જર્મન સસ્થાનો વચ્ચે સમજૂતી થઈ, અને રાઈકનુ બધારણ ઘડાયુ પહેલા એક રાઇકસરાટ એટલે સસ્થાનોના સીધા નીમેલા પ્રતિનિધિઓનો ખડ રચવાનું નક્કી થયુ હતુ પરતુ બધારણ પસાર કરાવવા ડેમોક્રેટ પક્ષના મતની જરૂર હતી ડેમોક્રેટ પક્ષે સસ્થાનોના પ્રતિનિધિઓને બધારણમા સ્થાન આપવાની સાફ ના પાડી હિન્દના ૧૯૩૫ના બધારણમા લોકસભાઓમા દેશી રાજ-કર્તાઓએ નીમેના સભ્યોની એક પાખ રાખેલી છે આ સ્થિતિ ડેમોક્રેટ પક્ષ તે વખતે પણ કબૂલ કરતો નહોતો તેમને મેળવી લેવા લિબરલોએ સર્વગત મતાધિકાર, સમ્રાટના અધિકાર ઉપર સખત અકુશ અને રાઇકસરાટનુ વિસર્જન કબૂલ કર્યું

આ પછી એક સર્વોપરિ સત્તાકેન્દ્ર રચવાનુ નક્કી થયુ એ કેન્દ્ર ઉપર 'જર્મનોનો વશપરપરાનો સમ્રાટ્ નીમવાનું પણ મજુર રહ્યુ, પણ એવી શરતો રખાઈ કે, એ સમ્રાટે સામ્રાજ્યના

**તંત્રરચના**

કેન્દ્રધામમા—પાટનગરમા રહેવુ, પાટનગર ખાસ શાસનથી નક્કી કરવુ તેને સામ્રાજ્ય ગજવેતન—સિવિલ લિસ્ટ આપે, તેના પ્રધાનો પાર્લમેન્ટને જવાબદાર રહે અને તેને નીચલા ખડને રૂખસદ આપવાનો અને પાસ થયેલા કાયદાઓ નામજૂર કરવાનો હક્ક રહે

પાર્લમેન્ટના બે ખડો યોજાયા—સ્ટાટેન હાઉસ[30] અને ફોક્સ હાઉસ સ્ટાટેન હાઉસના સભ્યો અરધા જૂદા જૂદા સસ્થાનોના

30 Staatenhauss

સત્તાકેન્દ્રો ચૂંટે અને અરધા એ સંસ્થાનોના નીચલા ખડો ફ્રૈકસ હાઉસ ચૂંટે. સામ્રાજ્યના નીચલા ખડના સભ્યો

**પાર્લામેન્ટ**

સામ્રાજ્યની સમસ્ત વસતિના દર પચ્ચાસ હજારે એક, એ પ્રમાણ પર સર્વગત, છૂપા, સીધા, સરખા અને બૅલટ-ચિઠ્ઠીથી આપવાના મતાધિકાર પર ચૂંટાય. નાણાંની તમામ બાબતોમા ફ્રૈકસ હાઉસ સર્વાધિકારી છે.

**મતાધિકાર**

સ્ટાટેન હાઉસ તેને એ બાબતમાં સલાહ આપી શકે. એકનો એક કાયદો ત્રણ વાર પાર્લામેન્ટમાં ઉપરાઉપરી બેઠકમાં પાસ થાય તો તેને સમ્રાટની સંમતિની જરૂર ન રહે. બંધારણ બદલવું હોય તો એ જ પ્રમાણે

**ખંડના હક્કો**

ત્રણવાર ઓછામાં ઓછી બન્ને ખંડની બે તૃતીયાંશ બહુમતિથી પસાર કરી બદલાય. જકાત, આબકારી વગેરે આડકતરા તમામ કર સમ્રાટના સત્તાકેન્દ્રને–રાઈકને મળે અને એ ઓછા પડે તો ૧૯૧૯ના હિન્દના કાયદામાં જેમ

**નાણાંની વહેંચણ**

પ્રાંતો તરફથી ફાળા લેવામાં આવતા હતા તેમ માળામડળનાં સંસ્થાનો પાસેથી ફાળા ઉઘરાવવાનો પ્રબંધ અંદર સમજાવવામાં આવે. તે ઉપરાત રાઇકને–એટલે સામ્રાજ્યના પાર્લામેન્ટ અને સમ્રાટને આખી વસતિ

**સમ્રાટની સત્તા**

પર સીધા કર નાખવાનો પણ અધિકાર રહે. પરદેશો સાથેનો વ્યવહાર, લશ્કર, આર્થિક પ્રશ્નો તથા પરદેશના દરબારોમા એલચીખાતાં રાખવાનો અધિકાર સંસ્થાનો પાસેથી લઈ રાઈકને સોંપવામાં આવે. સંસ્થાન

**વરિષ્ઠ અદાલત**

સંસ્થાન વચ્ચે, અથવા સંસ્થાનિક સરકારો અને લોકસભા વચ્ચેના ઝઘડાઓ તપાસવા માટે એક વરિષ્ઠ અદાલત–સુપ્રીમ કૉર્ટ યોજાય. દરેક સંસ્થાનમાં રાઈકના કાનૂન અગર ધોરણ વિરુદ્ધ કશો કાનૂન કે દસ્તુર સ્થાપવાની મના કરવામાં આવે–આવું બંધારણ નક્કી થયું.

પરંતુ કામ્પહાઉસ્સન એ બધું કર્યા પછી નિષ્ફળ ગયો. રાષ્ટ્રીય લોકસભાએ એકમતે ફ્રેડરિક વિલ્હેમને સમ્રાટપદ લેવા નિમંત્રણ આપ્યું અને બત્રીસ જણનું પ્રતિનિધિમંડળ બર્લિન ગયું.

ફ્રેડરિક વિલ્હેલ્મ પ્રશિયાનરેશ કાબેલ વ્યાખ્યાનકર્તા અને બુદ્ધિશાળી હતો. સને ૧૮૪૯ના એપ્રિલની ત્રીજી તારીખે તે આ પ્રતિનિધિમંડળને મળ્યો. "સ્વદેશની સેવામાં હું હમેશાં કટિબદ્ધ છું; પણ સંસ્થાનોના રાજકર્તાઓની અને સ્વાયત્ત શહેરોની દરેકની સંમતિ મળ્યા પહેલા આ નિમંત્રણનો હું સ્વીકાર કરી શકું તેમ નથી. વળી મારી સરકારે બંધારણ તપાસી જોવું જોઇએ કે, એ બંધારણ આપણી માતૃભૂમિની જરૂરિયાતો પૂરી પાડી શકે તેમ છે કે નહિ. દરમ્યાનમાં અંદર અને બહાર દુશ્મનો સામે સ્વદેશ રક્ષણ માટે પ્રશિયાનાં ઢાલ-સમશેર આપ સર્વનાં જ છે." આવો જવાબ દીધો.

ફ્રેડરિક વિલ્હેમનો ખાનગી અભિપ્રાય આગળના પ્રકરણમાં અપાઈ ગયો છે. કામ્પહાઉસ્સને તે છતાં હિંમત છોડી નહિ. તેણે અઠ્ઠાવીસ નાનાં સંસ્થાનોના રાજકર્તાઓની સંમતિ મેળવી. પણ બાવેરિયા, વર્ટેમ્બર્ગ, સૅક્સની અને હાનોવર : (હૈદરાબાદ, મહિસૂર, વડોદરા અને કાશ્મીર જેવાં) એ મોટાં સસ્થાનોએ સંમતિ આપવામાં વિલમ્બ કર્યો. લોકમતના પ્રબળ વેગ સ્હામેએ પણ લાંબો વખત ટકી શકયાં નહિ; પણ હવે પ્રશિયાનરેશને બ્હાનું મળ્યું. "લોકલાગણી અને મતદર્શનના દબાણથી આપેલી સંસ્થાનોની સમતિ મને સ્વીકાર્ય નથી." આમ જણાવી એપ્રિલની એકવીસમીએ પ્રશિયાએ ફ્રાન્કફુર્ટનું બધારણ પોતાના સંસ્થાનને માન્ય નથી એવુ જાહેર કર્યું.

**સંસ્થાનોની સંમતિ**

ફ્રાન્કફુર્ટની લોકસભાની સ્થિતિ હવે વિષમ થઇ પડી. સસ્થાનોના પ્રતિનિધિઓને તેમના દરેકનાં રાજ્યકેન્દ્રોએ પાછા બોલાવી લીધા. થોડાઘણા ડેમોક્રેટ પક્ષના સભ્યો આ ખોખરી લોકસભા—

રમ્પ[31] પાર્લામેન્ટને ટકાવી રહ્યા પણ ફ્રાન્કફુર્ટની નગરસભાએ તેમને મળવા દેવા ના પાડી. તેઓ ત્યાંથી સ્ટુટ-

સ્થિતિ વૈષમ્ય

ગાર્ટ[32] ગયા, પણ વર્ટેમ્બુર્ગની સરકારે જે મકાનમાં તે મળવાના હતા તે મકાનમાં લશ્કર મોકલી તેમને મળતા અટકાવ્યા. દક્ષિણ અને નૈઋત્ય જર્મનીમાં રમખાણો થયાં, અને જર્મનીમાં ફરી પાછાં દમનનીતિ અને નાનામોટા બે જવાબદાર રાજકર્તાઓનો કોરડો પોતાનો દોર ચલાવી રહ્યાં.

પણ પ્રશિયાનરેશે જોઇ લીધું હતું કે જર્મનીની સરદારી પોતાની જ છે. તેણે લોકસભાએ અર્પેલો તાજ પહેરવા ના પાડી હતી, પણ તેને જર્મન તાજ પહેરવો તો હતો જ.

જર્મન તાજ

દરમ્યાનમાં ઑસ્ટ્રિયાની મસનદ પર સમ્રાટ્ ફ્રાન્સિસ જોસેફ આવ્યો હતો. શ્વાર્ઝનબર્ગે હુંગેરીનો બળવો શમાવ્યો હતો તથા ઇટલીમાં ઑસ્ટ્રિયન સત્તાની પાછી જમાવટ કરી હતી. પ્રશિયાનરેશે જનરલ વૉન રાડોવિટ્ઝની[33] સલાહથી એક નવી યોજના રચી કાઢી. તમામ

ઑસ્ટ્રો-જર્મન સંઘ

જર્મન સંસ્થાનો–આસ્ટ્રિયા તેનાં અજર્મન સંસ્થાનો સાથે એક સંઘમાં જોડાય. જેમ પ્રશિયામાં લોકસભાના બંધારણને રદ કરી ફ્રેડરિક વિલ્હેલ્મે પોતાનું રચેલું બંધારણ દાખલ કર્યું હતું; જેમ હિન્દમાં હિન્દી લોકસભાએ સૂચવેલા બંધારણોનો અસ્વીકાર કરી બ્રિટન પોતાનાં રચેલાં બંધારણો અમલમાં મૂકવા માગે છે તેમ–સમગ્ર જર્મન લોકસમૂહ ઉપર પોતાના ખ્યાલ પ્રમાણેનું સાંસ્થાનિક પ્રતિનિધિઓની

નરેશત્રિપુટિ

એરફુર્ટ ખાતે મેળવેલી સભાનું રચેલું બંધારણ ઠોકી બેસાડવાની પણ યોજના થઇ. અને સેક્સની, હાનોવર, પ્રશિયાઃ એ ત્રણ દેશના નરેશોએ ડ્રીકોનિગસબુંડની[34]

[31] Rump [32] Stuttgart. [33] Von Radowitz.
[34] Dreikonigsbund.

સાથે મૈત્રી રચી. દક્ષિણ અને નૈઋત્ય જર્મનીનાં ડેમોક્રેટ રમખાણોથી હેરાન થયેલાં સંસ્થાનો પણ આ પ્રશિયન સંઘમાં ભળ્યાં; પણ બાવેરિયા અને વર્ટેમ્બર્ગે ના પાડી. શ્વાર્ઝનબર્ગે પ્રશિયા તથા બીજાં સંસ્થાનોને જણાવ્યું કે; "આ દિશામાં કશાં પણ પગલાં ભરવામાં આવશે તો ઑસ્ટ્રિયા તેને દુશ્મનાવટનાં પગલાં તરીકે ગણશે. ઑસ્ટ્રિયા ફ્રાન્કફુર્ટની વિખરાઈ ગયેલી રાષ્ટ્રીય લોકસભાને પાછી મેળવશે અને તે બંધારણ રચશે. તેણે એના સભ્યોને એકઠા મેળવવા માટે પગલાં લીધાં.

ઑસ્ટ્રિયા સિવાયનાં તમામ જર્મન સંસ્થાનો ભળે તો કામ આગળ ચલાવવું એવી શરતે પ્રશિયા સાથે સેક્સની અને હાનોવર ભળ્યાં હતાં, પરંતુ બાવેરિયા તથા વર્ટેમ્બર્ગે ના પાડવાથી હવે તે બંને પણ ખસી ગયાં અને ઑસ્ટ્રિયા તથા પ્રશિયા વચ્ચે વિગ્રહની તૈયારીઓ થઇ રહી. આ વિગ્રહમાં રશિયા કયો પક્ષ લેશે તેની શ્વાર્ઝનબર્ગ અને ફ્રેડરિક વિલ્હેલ્મ તપાસ કરવા માંડયા. પ્રશિયાએ સંકુચિત સરખો પણ લોકસહકાર પોતાના તંત્રમાં દાખલ કર્યો હતો તેથી રશિયાનો ઝાર નારાજ થયો હતો. તેને ખુશ કરવા પ્રશિયાએ શ્લેસ્વિગ-હોલ્સ્ટીન પાછું ડેન્માર્કને સુપ્રદ કર્યું, પણ રશિયાએ ઑસ્ટ્રિયાનો જ પક્ષ લીધો. દરમ્યાનમાં ફ્રાન્કફુર્ટ મુકામે પ્રશિયા સૂચિત લોકસભા મળી હતી અને તેણે બંધારણ ઘડી કાઢયું હતું. શ્વાર્ઝનબર્ગે જેટલા પ્રતિનિધિઓ ફ્રાન્કફુર્ટ પહોંચી શક્યા તેમની સભા મેળવી બંધારણની વિચારણા માંડી. આ જ વખતે હેસ્સેની લૅંડટાગ અને ત્યાંના રાજકર્તાને વાંધો પડયો અને તેણે પ્રશિયાનો સંઘ છોડી ઑસ્ટ્રિયાનો પક્ષ સાધ્યો; એટલે પ્રશિયાએ ત્યાં લશ્કર મોકલ્યું. બન્ને પક્ષે ફરી રશિયા તરફ નજર કરી. ફ્રેડરિક વિલ્હેલ્મ ઑસ્ટ્રિયા સામે લડવા

રશિયન મૈત્રી સંબંધ

ફ્રાટરૅટ

હુકમથી તૈયાર નહોતો. રાડોવિટ્ઝે લશ્કરને લડાઈ માટે તૈયારી કરવા હુકમ આપ્યો હતો તેને અધિકાર પરથી દૂર કર્યો.

**નવ-બંધારણ**

શરૂ થયેલું યુદ્ધ તાત્કાલિક બંધ થયું અને રશિયાની સ્વાર્થી પ્રેરણા નીચે પ્રધાન માન્ટેઉફેલને ઑલ્મુટ્ઝ મુકામે શ્વાર્ઝનબર્ગ સાથે મસલત કરવા મોકલ્યો. ફ્રાન્કફુર્ટમા ૧૮૪૯નું બંધારણ પાસ થયું તે પહેલાંનું કૉન્ફેડરેશન-માળામંડળ પ્રશિયાએ કબૂલ રાખ્યું અને નવેસરથી ઑસ્ટ્રિયાની પ્રેરણા નીચે તંત્રરચના વિચારવા માટે પગલાં લેવાયાં

ફ્રાન્કફુર્ટની રાષ્ટ્રિય લોકસભાથી તો સળી પણ ભાગે તેમ નહોતું. હિન્દુસ્તાનના આમવર્ગની પેઠે જર્મનીનો આમવર્ગ પણ રાજકીય તંત્રરચના તરફ ઉદાસીન હતો. જર્મનીની એકતા,

**સામાન્યર્થવાદ હુડધુત**

લોકસંગ્રહની જરૂર વગેરે બુદ્ધિમાનોને મન જરૂરનાં હતા. ફ્રેડરિકની નબળાઈ અને લોકતત્ત્વપ્રત્યેના તિરસ્કારે જર્મનીને હતાશ બનાવી નાખ્યું. સંસ્થાનોમાં જૂલમ અને આપખુદ્યારી પૂરદોરમાં ચાલી રહ્યા. કાર્લમાર્ક્સ અને લોથર બુશેર કેદ પકડવાનું તથા અત્યાચાર સહન કરવાનું પસંદ નહિ કરવાથી ઈંગ્લાંડ ચાલ્યા ગયા, કાર્લ શુર્ઝ અમેરિકા નાશી ગયો. સ્વદેશમા રહેલા ડેમોક્રેટો મ્હોંયે ડૂચો દઈ, નિઃશ્વાસ નાખી બેસી રહ્યા. ઑસ્ટ્રિયામા શ્વાર્ઝનબર્ગે ૧૮૫૧મા આપમુખ્ત્યાર તંત્ર દાખલ કર્યું. પ્રશિયામા તંત્રને શિથિલ કરવા માટે અમલદાર-

**લોકતત્ત્વના વિનાશ માટે પગલાં**

વર્ગનું પોલાદી ચોગઠું જેટલું બને તેટલું વધારે સજ્જડ કરવા માન્ટેઉફેલ[૩૫] તનતોડ મહેનત કરી રહ્યો. ફ્રાન્કફુર્ટની બુંડેસ્ટાગે સંસ્થાનોમા પણ ક્યાંહિ લોકતત્ત્વનું ચિહ્ન સરખું ન રહે તે પ્રમાણે કરવા માટે સમિતિ નીમી છાપાને મ્હોંયે ફરી સજ્જડ ડૂચા દેવાયા, રાજકીય

૩૫ Manteufel

સસ્થાઓ પાછી દબાઈ ગઈ અને જર્મનીની એકતાનુ નિશાન ફક્ત સૉવરીન રહ્યુ તેમાથી ઑસ્ટ્રિયા સિવાય બીજુ કોઈ જર્મન સસ્થાન બહાર રહ્યુ નહોતું પ્રશિયા ગણ્યોની ગણતરીમાથી પણ નીકળી ગયુ ક્રીમિયાના વિગ્રહ પછી પારીસ પરિષદમા તેને બોલાવવાની જરૂર પણ યૂરોપના મોટા રાજ્યોને જણાતી નહોતી

**ફ્રાન્કફૂર્ટનું બંધારણ અને નવરચના**

ફ્રાન્કફૂર્ટનુ ૧૮૪૯નુ બધારણ રાષ્ટ્રની સ્મૃતિમાથી ભૂસાયુ નહિ રેલ્વે, કારખાના, લોખડ, કોલસો, કાપડનો ઉદ્યોગ, એ બધાની વૃદ્ધિ અને ઔદ્યોગિક પ્રગતિથી મજૂરવર્ગ અને તેના પ્રશ્નો અસ્તિત્વમા આવ્યા મર્યાદિત જવાબદારીવાળી વેપારી પેઢી, આધુનિક વ્યવસ્થાવાળી શરાફી–બેન્કિંગ સસ્થાઓ, પરદેશો સાથેનો વેપાર વગેરેથી જર્મન સગઠનની જરૂર દઢનુ રૂપ લેવા લાગી ..૧૮૫૮ મા પ્રશિયાનો રાજરક્ષક કુમાર વિલ્હેલ્મ થયો તેણે વ્યવહાર અને વિચક્ષણતાથી જમાનાની જરૂર જોઈ લીધી અને પ્રશિયામા ઉદારતત્વને રાજવહિવટમા સત્કાર્યુ ‘ પ્રશિયાએ જર્મનીમા નીતિમુનક જીતો મેળવવી જોઇએ ’ એ પોતે જ વાપરેલા સૂત્ર ઉપર તેણે પોતાની રાજનીતિનુ ધોરણ બાધ્યુ. ચૂટણીમા રાજતત્ર તટસ્થ રહ્યુ એટલે પ્રશિયાની લોકસભામા ઉદારમત સભ્યોની સખ્યા વધી મુખ્ય સત્તાકેન્દ્રનુ વલણ બદલાતા બાવેરિયા અને વુર્ટેમ્બુર્ગનું પણ લોકતત્વ તરફનું વલણ બદલાયુ દરમ્યાન લૉમ્બાર્ડી અને વેનેશિયા[૩૬] વિષે ઑસ્ટ્રીયા એક તરફ તથા ફ્રાન્સ અને સાર્ડીનિયા બીજી તરફ એમ વિગ્રહ ફાટી નીકળ્યો જર્મનો તરીકે ઓસ્ટ્રિયાએ પ્રશિયાની મદદ માગી, પરતુ પ્રશિયાએ હ્રાઇન ઉપરની લડાઇના તમામ અધિકાર પોતાના હાથમા રહે એવી માગણી કરી ફ્રાન્સિસ જોસફને આ નવી વિટબણા ઉભી થઈ ફ્રાન્સને હરાવતા લૉમ્બાર્ડી અને

૩૬ Venetia

વેનેશિયા પોતાના હાથમાં રહે, પણ હ્રાઈન ઉપર પ્રશિયા વિજય મેળવે તો પડખે જ મજબુત દુશ્મન ઉભો થાય આ વિમાસણુથી તેણે ઉપરની માગણીનો ઈન્કાર કર્યો. ૧૮૫૯માં

**ફ્રાન્સિસ જોસફની વિમાસણુ**

મેજન્ટા[૩૭] પાસે ઑસ્ટ્રિયાનું લશ્કર પરાજય પામ્યુ. બીડના વખતમા પ્રશિયાની માગણી કબૂલ થઈ, પણ એ તૈયાર થાય તે પહેલા તો ઝોલ્ફ્રીને ખાતે ઑસ્ટ્રિયનો સજ્જડ હાર્યા. પરિણામે ઈટલી એકરાષ્ટ્રત્વ અને સ્વાતંત્ર્ય પામ્યુ. ઑગષ્ટની ૧૪મી તારીખે એક વિશાળ માનવમેદનીએ જર્મનીનું ઐક્ય

**જર્મન રાષ્ટ્ર-સંઘનો ઉદય અને પ્રગતિ**

ઉદાર ધોરણ ઉપર માગ્યુ એક માસ પછી કુશેર નાશ્યોનાલવરીન[૩૮] (જર્મન રાષ્ટ્રસઘ ૧૮૪૯ ના તત્રરૂપ અનુમાર) જર્મન માળામડળની સ્થાપના વિષે પ્રચાર કરવા હયાતિમાં આવ્યો. થોડા વરસમાં તો નાશ્યોનાલવરીન સર્વવ્યાપક થયો. બુદ્ધિમાનો અને ઉપરની કોટિનો મધ્યમવર્ગ તેને ખૂબ સાથ આપવા માડયો અને સત્તાકેન્દ્રોમાં પણ ફરી પાછી લોકતત્વ, તંત્રરચના, એકત્વ અને સામ્રાજ્યની ચર્ચાઓ થવા માંડી. દરમ્યાનમા વિલ્હેલ્મ પ્રશિયાનો રાજા થયો હતો, લશ્કરમાં પુનર્રચના સબધમાં પોતાની લોકસભા સાથે આથડી રહ્યો હતો અને બાબેલ્સબર્ગ[૩૯] મુકામે ૧૮૬૨ના સપ્ટેમ્બરની ૨૨, ૨૩ મીએ બિસ્માર્ક સાથે વિષ્ટિ ચલાવી રહ્યો હતો. ૨૩મી તારીખે બિસ્માર્ક પ્રશિયાના રાજાનો પ્રધાન અને લોકસભાનો પ્રમુખ થયો.

૩૭ Megenta. ૩૮ Deuscher-nationalverein ૩૯ Babelsberg.

## પ્રકરણ દશમું

## બિસ્માર્ક : ઑસ્ટ્રિયાની નિષ્ક્રાંતિ

**બિસ્માર્કનું પુરુષત્વ**

જેવી રીતે મેટરનિકને ૧૮૦૦ થી ૧૮૫૦ સુધીના યુરોપનો સહુથી સમર્થ મુત્સદ્દી કહી શકાય તેવી રીતે જ ઓગણીસમા સૈકાના ઉત્તરાર્ધનો સર્વથી સમર્થ મુત્સદ્દી પ્રિન્સ બિસ્માર્ક યોગ્ય ગણાય છે એની ભવ્ય પ્રતિભા, એની વજ્રસમી ઇચ્છાશક્તિ અને દીર્ઘદૃષ્ટિ, એની પોતાની રીત પ્રમાણે ભવિષ્યકાળ ઘડવાની કળા, એનું અજબ ગાંભીર્ય, એની ચોધારી પ્રચાર વ્યવસ્થા અને એની નિર્ભયતા યુરપના ઇતિહાસમા અપૂર્વ છે લોકતત્વનો પ્રતિકાર કરવા માટે એને પ્રશિયા નરેશે જનરલ વૉન રૂન[1]ની ભલામણથી નિમ્યો હતો. એ વખતે પ્રશિયાની ઇચ્છા કોઇપણ રીતે જર્મન લોકસત્તાક સામ્રાજ્યની સરદારી લેવાની નહોતી, તે સાથે ઑસ્ટ્રિયા સાથે કોઇપણ રીતની અથડામણમા પણ આવવાની વૃત્તિ નહોતી ફ્રેંચસમ્રાટ્ નેપોલિયન ત્રીજાની તો બિસ્માર્કે પણ ખુશામત કરી હતી રશિયાની અને ફ્રાન્સની મૈત્રી ઑસ્ટ્રિયા અને પ્રશિયા બન્ને ચ્હાતા હતા જર્મનીના

---

1 Von Roon

મોટાં સંસ્થાઓનું વલણ સ્પષ્ટ રીતે ઑસ્ટ્રિયા તરફ અને પ્રશિયાની વિરુદ્ધ હતું, તે છતા પણ હજી આઠ વર્ષ પૂરાં નહોતાં થયા તેટલામાં બિસ્માર્કે સ્લેસ્વિગ-હોલ્સ્ટીનનો પ્રશ્ન પોતાની મરજી પ્રમાણે પાર ઉતાર્યો; ઑસ્ટ્રિયાને ભાંગી નાંખ્યું; જર્મન માળામંડળનુ લોકતત્ત્વને શમાવતું સામ્રાજ્ય જન્માવ્યું; રશિયાની અસર પ્રશિયા ઉપરથી નાબૂદ કરી અને ૧૮૭૦માં નેપોલિયન ત્રીજાનું દમામદાર સામ્રાજ્ય –ગંજીફાનાં પાનાંની ઈમારત માફક–એક પવનની ફુંકથી ઉડાવી દીધું. રાષ્ટ્રોની પ્રવૃત્તિ સાથે આપણો સંબંધ હોવાથી વ્યક્તિઓનાં જીવન-ચરિતો આપણે સવિસ્તર અવલોકવાનો અવકાશ રહેતો નથી; છતાં પણ જે રીતની સોગઠાંબાજી આજના આંતરરાષ્ટ્રીય જગતમાં ખેલાય છે તે જોતાં બિસ્માર્કનુ જીવનચરિત કોઈપણ પ્રકારના સત્તા-કેન્દ્રના વહિવટદારને રસભર્યું અને ઉપદેશાત્મક થઈ પડયા વિના રહે નહિ.

**તેની સિદ્ધિઓ**

ફ્રાન્કફુર્ટની બુંડેસ્ટાગમાં પ્રશિયા તરફથી બિસ્માર્ક પ્રતિનિધિ તરીકે બેઠો હતો અને તે પછી સેંટ પીટર્સબર્ગ અને પારીસમાં તેના એલચી તરીકે ગયો હતો. વોન રૂને તેનામાં લશ્કરી સુધારા કરી શકે અને સાથે સાથે લાંડ-સ્ટાગના ઉદારમતવાદિઓ સ્હામે ટક્કર ઝીલી શકે તેવું ઝવેરાત જોયું. એ પહેલેથી જ–એટલે જ્યારે ફ્રાંકફુર્ટમાં પ્રશિયન પ્રતિનિધિ તરીકે બોલતો હતો ત્યારથી જ ઑસ્ટ્રિયાને બહાર રાખીને બાકીના સમગ્ર જર્મનીને એકત્ર કરવા આશા રાખતો હતો. તે સાથે તેણે જોઈ લીધુ હતું કે પ્રશિયા અને ઑસ્ટ્રિયા પરસ્પર તલવાર માપે નહિ ત્યાંસુધી જર્મની એક થાય તેમ નથી. વિલ્હેલ્મ પહેલો સ્વભાવથી શાંતિને ચ્હાતો હતો અને લોકતત્ત્વને ઉપર લાવવા માટે પોતાની 'જમણી બાંહ સમ–મોટા ભાઈ સમા ઑસ્ટ્રિયાના જર્મન સંસ્થાન–સામે હથિયાર ઉંચકવાનું યોગ્ય ધારતો

**કારકીર્દિનો આરંભ**

નહોતો છતાં ફ્રેડરિક બીજાના અભિપ્રાય મુજબ વિલ્હેલ્મ સમર્થ લશ્કર અને ભરપૂર તોશાખાનામાં માનતો હતો

**ફ્રાન્કફૂર્ટની પરિષદ**

૧૮૬૩માં ઑસ્ટ્રિયાના સમ્રાટ્ ફ્રાન્સીસ જોસેફે જર્મન સામ્રાજ્યનું બંધારણ નવેસરથી રચવાના પગલાં લેવા માંડયાં અને ફ્રાન્કફુર્ટમાં જર્મન સંસ્થાનોને ભેળાં મળવા નિમંત્રણ આપ્યું પ્રશિયા આ પરિષદમાં બિસ્માર્કની પ્રેરણાથી હાજર રહ્યું નહિ ફ્રાન્સીસ જોસેફે પોતાના પ્રમુખપણા નીચે પાંચ રાજપ્રતિનિધિઓની કેન્દ્ર સમિતિ અને દરેક સંસ્થાનોના નીમેલા પ્રતિનિધિઓની એક લોકસભા સૂચવી.

**પરસ્પર સોગઠાં બાજી**

ઑસ્ટ્રિયાની આ દરખાસ્ત જાહેર થઈ, એટલે મુત્સદ્દી બિસ્માર્કે તેની સામે પોતાની સોગઠી ચલાવી પ્રમુખપદે એકલું ઑસ્ટ્રિયા નહિ, પણ વારાફરતી પ્રશિયા અને ઑસ્ટ્રિયા બેઉ, સમસ્ત મહામંડળની સમિતિ લડાઈ જાહેર કરે તો તેનો પ્રશિયા પ્રતિબંધ કરી શકે અને વિશાળ મતાધિકારપર જર્મન રૈયત લોકસભા ચૂંટે. આ લગભગ ઉદારમતવાદિ કાર્યક્રમ ઑસ્ટ્રિયાએ સ્વીકાર્યો નહિ તેને એ કોઈ રીતે સ્વીકાર્ય હતો નહિ અને હવે જગતે જોયું કે પ્રશિયા ઑસ્ટ્રિયાની અસરથી તદ્દન બહાર નીકળી ગયું છે

**ઑસ્ટ્રિયાનો પ્રતિષ્ઠાનાશ**

પરંતુ આટલેથી ઑસ્ટ્રિયાની પ્રતિષ્ઠા નાશ પામે તેમ નહોતું. બિસ્માર્કનો હેતુ જર્મની અને પ્રશિયાનો સ્વાર્થ સાધવા માટે ઑસ્ટ્રિયાને જગતની નજરે અને ખાસ કરીને સમસ્ત જર્મન સમૂહ પાસે હલકું પાડવાનો હતો તે આમ કરવાની તક સાધતો હતો, તેટલામાં શ્લેસ્વિગ–હોલ્સ્ટીનનો પ્રશ્ન એની મેળે આગળ આવી પડયો ૧૮૫૨માં લંડનમાં યૂરપના મહારાજ્યોએ એક પરિષદ મેળવી હતી અને તેમાં એમ નક્કી કર્યું હતું કે, ડેન્માર્કના રાજા ફ્રેડરિક સાતમાના

અવસાન પછી શ્લેસ્વિગ-હોલ્સ્ટીન ડેન્માર્કની મસનદ સાથે હોલ્સ્ટીન

**ડેન્માર્કની મસનદ**

ગ્લક્સબર્ગ[2] વશને મળે જર્મન વારસાના કાયદા મુજબ એ બે મડળો હોલ્સ્ટીન-આગુસ્ટેનબર્ગ[3] વશને મળવા જોઇએ પ્રશિયા અને ઑસ્ટ્રિયા બન્ને આ વિષયમા સહુ સાથે સમત થયા હતા, પણ તેમણે શરત કરી હતી કે, આ બન્ને મડળને ડેન્માર્ક નીચે સ્વસત્તાક કેન્દ્ર આપવુ અને ડ્યૂક ઑફ આગુસ્ટેનબર્ગની આ ગોઠવણમા સમતિ મેળવી લેવી ડેન્માર્કે આ વાત કબૂલ કરી અને ડ્યૂક ઑફ આગુસ્ટેનબર્ગે પણ પોતાની સંમતિ આપી પરતુ ડેન્માર્કે આ શરત તોડી અને એ બન્ને મડળોમા ડેન્માર્કનુ વહિવટી ધોરણ દાખલ કર્યું આ ઉપરથી હોલ્સ્ટીનની

**શ્લેસ્વિગ-હોલ્સ્ટીન**

લૅાંડટાગે ફ્રાન્કફર્ટની બુડેસ્ટાગને અપીલ કરી ૧૮૫૮મા બુડેસ્ટાગે ચૂકાદો આપ્યો કે ડેન્માર્કનુ વહીવટી ધોરણ હોલ્સ્ટીનમા કામ ન આવે ડેન્માર્કે આ ચૂકાદો માન્ય ન કર્યો, એટલે પ્રશિયા અને ઑસ્ટ્રિયા બન્ને તૈયાર થઈ ગયા અને જર્મન મહામડળ આ વિષય ઉપર ડેન્માર્ક સાથે વિગ્રહ જાહેર કરશે એમ બન્નેએ સ્પષ્ટ કર્યું ડેન્માર્કે વધારે આનાકાની કરતા ઑસ્ટ્રિયાએ લશ્કરી દબાણ આરભવા [4]હાનોવર તથા સાક્સનીને આજ્ઞા કરી હજી હોલ્સ્ટીનના પ્રશ્ન ઉપર આ પ્રમાણે ગરમાગરમી ચાલતી હતી ત્યા તો ડેન્માર્કના નવા રાજા ક્રિશ્ચિયન નવમાએ શ્લેસ્વિગને પોતાના રાજ્યના મૂલકમા ભેળવી દીધુ આ બાજી જોઈ વૃદ્ધ ડ્યૂક ઑફ આગુસ્ટેનબર્ગે પોતાનો અધિકાર છોડી પોતાના પુત્ર

**પ્રશિયા**

ફ્રેડરિક આઠમાને આપ્યો તેણે પોતાના પિતાની કરેલી ગોઠવણ નામંજૂર જાહેર કરી પ્રશિયાનો વિચાર શ્લેસ્વિગ-

---

૨ Holstein-Gluxberg ૩ Augustenberg ૪ Hanover-

હોલ્સ્ટીન ગળી જવાનો હતો અને બીસ્માર્કે હવે દરેક પગને ઑસ્ટ્રિયાની દરખાસ્તોમા નવી નવી હરકતો ઉઠાવવાની બાજી શરૂ કરી ઉપરથી બન્નેએ એક સાથે મળીને કામ લેવાનું નક્કી કર્યું હતું ઑસ્ટ્રિયામા કાઉન્ટ રેકબર્ગની[૫] પ્રેરણા, ડેન્માર્કના રાજાના અગત મૂલક તરીકે આ બન્ને મડળ સ્વાયત્ત મત્તાકેન્દ્ર રચે એવી હતી રેકબર્ગની સૂચના ડેન્માર્કે માન્ય ન રાખી એટલે જર્મન સસ્થાનોના લશ્કર જનરલ ગેન્જેલની સરદારી હેઠળ એ મડળોપર હુમલો લઈ ગયા અને તેમણે ડીસુપ્પેનના દુર્ગને તોડી તેનો કબજો લીધો હવે યૂરપના મહારાજ્યો વચમા પડ્યા તાત્કાલિક સધિ થઈ અને સુલેહની પરિષદ ભરાઈ પ્રશિયાએ ઑસ્ટ્રિયાની યોજના કબૂલ કરી પણ ડેન્માર્કે મહારાજ્યો ઉપર વિશ્વાસ રાખી તેની ના પાડી એટલે જર્મન મહામડળ એ બન્ને મડળોને ડેન્માર્કથી છૂટા પાડી ડયૂક ઑફ્ આઉગુસ્ટેનબર્ગ નીચ નવુ સસ્થાન રચવાની યોજના આગળ ધરી આમ કરવાની પણ ડેન્માર્કે ના પાડી હવે તાત્કાલિક સધિનો અવધિ પૂરો થયો અને જર્મન લશ્કર છેક જુટલાડના[૬] છેડા સુધી પહોચ્યુ ત્યાથી ફ્યુનેન[૭] ઉપર એ લશ્કર જવાની તૈયારી કરતું હતુ અને મહારાજ્યો તો કોઈ ડેન્માર્કની કુમક કરવા તૈયાર થતા નહોતા એટલે એ નાના રાજ્યને નમી જવુ પડયુ કોનિગ્સાઉ[૮] નદી સુધીનો આ બન્ને મડળનો મુલક પ્રશિયા તથા ઑસ્ટ્રિયાને મળ્યો ઑસ્ટ્રિયાએ પોતાના અસલ વિચાર પ્રમાણે આ મડળો ઉપર ડયૂક ઑફ્ આઉગુસ્ટેનબર્ગને નીમવાની અને તેનું સ્વતત્ર સસ્થાન બનાવવાની તૈયારી કરવા માડી પ્રશિયાએ હવે પોતે ઑસ્ટ્રિયા સાથે અત્યાર સુધી સામેલ રહ્યુ હતું તથા તમામ જાતની મદદ કરી તેની

(Margin notes: **હુમલો**; **ડેન્માર્ક નમી ગયુ**)

૫ Rekberg ૬ Jutland ૭ Funen ૮ Konigtsav

કિંમત માગવા માંડી. લશ્કરનો કબજો અમે રાખીયે; તાર, ટપાલ તથા રેલ્વે અમારા હાથમા રહે અને ઉત્તરના બંદરો ઉપર દેખરેખ તથા સહેલાઈથી આવજાવ કરવાનો માર્ગ ખુલ્લો રહે માટે કિયેલ[૯] કનાલ બાંધવાનો અમને હક્ક રહે, તોજ ઑસ્ટ્રિયાની સૂચના પ્રશિયા સ્વીકારે એમ બિસ્માર્કે જણાવી દીધુ. આ શરતોમાં રહેલી પ્રશિયાની બાજી ઑસ્ટ્રિયા ન સમજે એવુ તો બને જ નહિ, એટલે તેનો ઈન્કાર કર્યો. એ ઈન્કાર કરવાની સાથે બન્નેના મન ઉંચા થયા, અને વિગ્રહની પરિસ્થિતિ પર વિચાર થવા માંડ્યો. જો પ્રશિયા અને ઑસ્ટ્રિયા વચ્ચે વિગ્રહ થાય તો ફ્રાન્સ કોના પક્ષમાં રહે? બિયારિટ્ઝ[૧૦] જઇને બિસ્માર્ક નેપોલિયન ત્રીજાને મળી આવ્યો, પણ તેનું કંઈ પરિણામ આવ્યું નહિ. નેપોલિયન પ્રશિયાના પક્ષમા ઊભો રહેવા તૈયાર હતો; પ્રશિયા વધે અને ઑસ્ટ્રિયાને દબાવે એવી સ્થિતિ ઉપજાવવાનો તેનો વિચાર હતો, પણ પ્રશિયાને વધવા દેવા માટે એ તટસ્થ રહે અગર લડાઈમાં પ્રવૃત્તિમાન ભાગ લે તો તેનો શો બદલો મળે, એ તેને માટે વિચારવા જેવુ હતુ તે પ્રશિયાને એટલું તો ન જ વધવા દે કે જેથી ભવિષ્યમા એ તેને પણ દબાવવા આવે.

**કિયેલ કનાલ**

**ફ્રાન્સની બાજી**

આ સંકલ્પવિકલ્પો ચાલતા હતા તેવામાં ફ્રાન્કફર્ટની બુંડેસ્ટાગે ઑગસ્ટનબર્ગ નીચે શ્લેસ્વિગ–હોલસ્ટીનને સ્વસત્તાક મંડળ તરીકે સ્વીકારી લીધુ બિસ્માર્ક આજ વખતે ઑસ્ટ્રિયા સામે લશ્કર મોકલવા તૈયાર થયો, પણ પ્રશિયા નરેશ વિલ્હેલ્મ[૧૧] લડાઈની વિરુદ્ધ હતો. પરિણામે બિસ્માર્ક ગમ ખાઈ ગયો અને તેણે ગાસ્ટાઈન મુકામે ઑસ્ટ્રિયા સાથે સંધિ કરી. એ સંધિથી હાલ તુરત તો આ

**બુંડેસ્ટાગનું પગલું**

૯ Kiel ૧૦ Biaritz. ૧૧ Wilhelm.

બન્ને મંડળોને સયુક્ત વહિવટ નીચે રાખવાનું ઠર્યું. ઑસ્ટ્રિયા હૉલ્સ્ટીન રાખે અને પ્રશિયા શ્લેસ્વિગ રાખે એવું ઠર્યું. રાઉન્સબર્ગ[૧૨] અને કિયેલ જર્મન મહામંડળ પ્રશિયાના અંકુશ હેઠળ સંભાળે; બન્ને મંડળો સૅાવરીનમાં ભળે અને પ્રશિયા કિયેલ કનાલ બાંધે.

ઑસ્ટ્રિયાને આ પ્રમાણે થોડે દરજ્જે ફસાવીને બિસ્માર્કે પોતાનું પ્રચારકામ અને લડાઈની તૈયારીઓ કરવા માંડી. રાષ્ટ્રસંગઠન માટે ઑસ્ટ્રિયા સાથે યુદ્ધ કરવું જ પડશે એવો

**બિસ્માર્ક અને નેપોલિયન ત્રીજો**

પ્રચંડ પ્રચાર શરૂ કરી, બિસ્માર્કે જર્મન લોકમતને પોતાના તરફ કેળવવા માંડ્યો. ફરી પાછો તે બિયારિટ્ઝ જઈ ફ્રાન્સના નેપોલિયન ત્રીજાને મળ્યો. નેપોલિયને પોતાની મુત્સદ્દીગીરી અજમાવી. "હું તો તટસ્થ રહીશ, તમે એકત્ર થાઓ અને વધો એમ હું ઇચ્છુ છું; પણ ઈટલીને તમારી સાથે ભળવા પ્રેરીશ. તમારે ઇટલીને વેનેશિયા અપાવવું અને ત્રણ માસમાં લડાઈ જાહેર કરવી. ત્રણ માસ વીતી જાય તો હું અને ઇટલી છૂટાં." ઇટલીએ ૧૮૬૬ના એપ્રિલની આઠમી તારીખે આ કોલકરાર ઉપર સહી કરી. વળતે જ દિવસે બિસ્માર્કે બુંડેસ્ટાગ પાસે સંસ્થાનો સાથે મળીને મહામંડળની યોગ્ય રચના માટે જર્મન પાર્લમેન્ટ બોલાવવાની યોજના મોકલી. "હું તો માનું છું", બિસ્માર્કે જાહેર કરાવ્યું, "કે પાર્લામેન્ટ પાસે

**લોકવૃતિનું સંવનન**

કાનુન કરવાના સંપૂર્ણ રીતે સર્વોપરિ હક્ક હોવા જોઈએ, અને પરદેશના આર્થિક અને લશ્કરી વગેરે પ્રશ્નો મહામંડળને હસ્તક હોવા જોઇએ." આ શબ્દજાળની અસર જર્મનીમાં ઘણી થઈ. ઑસ્ટ્રિયાને પણ આ પ્રચાર કાર્યની ખાત્રી થઇ કે પ્રશિયા વિગ્રહ જ માગે છે અને તેથી તેણે વિગ્રહ આપવાની તૈયારી કરવા માડી. પ્રશિયાએ પણ સેનાને પડકાર

૧૨ Radensberg.

કર્યો. પણ આ વખતે રશિયા અને ઈંગ્લાંડ યુરપિય વિગ્રહ ઈચ્છતાં નહોતાં. તેમની સમજાવટથી બન્ને પક્ષોએ લશ્કરોને પાછાં વાળ્યાં. તોપણ નેપોલિયન અને બિસ્માર્ક બન્નેની છૂપી પ્રેરણાથી

**ઑસ્ટ્રિયા ચેત્યું**

ઇટાલિયન લશ્કરે પોતાની તૈયારી ચાલુ રાખી અને ઑસ્ટ્રિયા ચેત્યું. તેણે ફરી સેનાને હાકલ કરી અને તેની હાકલના પડછંદા તરીકે પ્રશિયામાં વધારે જોરથી પડકાર થયો.

જેવી રીતે બિસ્માર્ક નેપોલિયનને પોતાના પક્ષમાં લેવા માગતો હતો તેવીજ રીતે હવે ઑસ્ટ્રિયાએ તેની ખુશામત કરવા માંડી અને આ રાજવીએ પ્રશિયા સાથેની પોતાની ગોઠવણો વિષે

**ફ્રાન્સના બેવડા બંધ**

ફ્રાન્સીસ જોસેફને અંધારામાં રાખીને તેની સાથે એવી ગોઠવણ કરી કે, તે ઇટલીને લડાઇમાં પડતું અટકાવે અને ઑસ્ટ્રિયાને વિજય મળે તો વેનેશિયા ફ્રાન્સને આપવું; ફ્રાન્સ તે પ્રદેશ ઇટલીને આપી દે; ઑસ્ટ્રિયાએ પ્રશિયાનો થોડો મૂલક લઈ લેવો પણ તે એટલો બધો નહિ કે ફ્રાન્સને ભય લાગે.

આ પ્રમાણે બેધારી તલવારની ગત રમી નેપોલિયન જર્મનોને અંદરો અંદર લડતા જોવા તૈયાર થઈને ઉભો. પોતાની માન્યતા પ્રમાણે નેપોલિયનને પોતાના પક્ષમાં ઉતારીને ઑસ્ટ્રિયા પ્રશિયાને શેહ આપવા નીકળ્યું. તેણે બન્ને મંડળોનો પ્રશ્ન પહેલાં બુંડેસ્ટાગને સોંપ્યો અને પછી હોલ્સ્ટીનમાં લાંડસ્ટાગ બોલાવી. પ્રશિયાએ ગાલ્સ્ટાઈનના[13] કોલકરાર પ્રમાણે—સંયુક્ત વહિવટની શરત પ્રમાણે—પોતાને પૂછ્યા વિના લાંડસ્ટાગ ન બોલાવી શકાય

**જર્મન માળા-મંડળનું અવસાન**

તેવી દલીલ રજૂ કરી અને પ્રશિયન લશ્કર હોલ્સ્ટીનમાં દાખલ કર્યું. ઑસ્ટ્રિયાએ બુંડેસ્ટાગમાં પ્રશિયા સામે લશ્કર મોકલવાનો ઠરાવ મૂકયો. પ્રશિયાના માળામંડળનાં સંસ્થાનોને ચેતવણી આપી કે તે દરેક સંસ્થાનને.

૧૩ Galstein

દુશ્મન ગણી તેની સ્હામે ચડશે. બુંડેસ્ટાગમાં ૯ વિરુદ્ધ ૬ મતે આસ્ટ્રિયાનો ઠરાવ પસાર થતાં, પ્રશિયાએ જાહેર કર્યું કે જર્મન માળમડળ-જર્મનિક કૉન્ફેડરેશન અવસાન પામ્યું છે. તે સાથે નવી તંત્રરચના વિષે અને દક્ષિણ જર્મનસેનાનું આધિપત્ય બાવેરિયાને આપવા વિષે જોરશોરથી પ્રચારકાર્ય માંડયું અને જર્મન આમવર્ગ અને બાવેરિયાની ઑસ્ટ્રિયા પ્રત્યેની વૃત્તિ શિથિલ કરવા માંડી.

તેમ છતાં જર્મન સસ્થાનો ઑસ્ટ્રિયા તરફ જ રહ્યાં; ફ્રાન્સ તટસ્થ રહ્યું; ઈટાલિયનો પ્રશિયાના પક્ષમાં ગયા. ૧૮૬૬ના જૂન ૨૯ને રોજ લાંગેનસાલ્ઝા[૧૪] પાસે ઑસ્ટ્રિયા તરફથી લડતા હૅાનોવરના આખા લશ્કરને પરાજિત કરી પ્રશિયાએ કેદ કર્યું. જનરલ મોલ્ટકે સાઈલેઝિયા અને સાકસનીમાંથી ત્રણ લશ્કરને બોહિમિયામાં મોકલ્યાં. જૂલાઇની ત્રીજી તારીખે કૅાનિગ્રાટ્ઝ[૧૫] પાસેના યુદ્ધમાં ઑસ્ટ્રિયનો હાર્યા અને વિયેના પડુંપડુ થઈ રહ્યું. આ વિદ્યુત્‌ચમકાર જેટલા સમયમાં પ્રશિયાએ મેળવેલા અપૂર્ણ વિજયથી નેપોલિયન ભયત્રસ્ત થયો અને વચમાં પડયો. બિસ્માર્કે પહેલી સુલેહની શરતો અને પછી યુદ્ધવિરામ, એ શરતે તે કબૂલ કર્યું, પ્રશિયાને હૅાનોવર, હેસ્સે, નાસાઉ,[૧૬] અને ફ્રાન્કફુર્ટ મળ્યાં. ઑસ્ટ્રિયા જર્મનીમાંથી બહિષ્કૃત થયુ, અને ઉત્તર જર્મન સસ્થાનોનું માળામડળ પ્રશિયાની સરદારી હેઠળ રચવા દેવાનુ બધા પક્ષોએ મજૂર કર્યું. દક્ષિણ અને નૈઋત્ય જર્મન સંસ્થાનો હમણાં અલગ અને સ્વતત્ર રહે એવું ઠર્યું. ઑસ્ટ્રિયા લડાઈની નુકસાની ભરે અને ઈટલીને વેનિશિયા આપે એ પણ કબૂલ થયુ. જૂલાઈ ૨૬મી, ૧૮૬૬ને રોજ નિકોલ્સબર્ગ[૧૭] ખાતે આ સંધિપર સહી થઈ.

ઑસ્ટ્રિયાનો પરાજય

જર્મનીમાંથી બહિષ્કૃત

૧૪ Langensalza ૧૫ Konigratz ૧૬ Nassau ૧૭ Nikolsberg

આગળી મ્હોંમા આવી તો પહોંચો કરડી શકાશે એવુ ધારી બિસ્માર્કે ઉત્તર જર્મનીનું માળામંડળ અત્યારે કબૂલ કર્યું હવે તેનું પ્રચારકામ ઑસ્ટ્રિયા સામે નહિ, પણ ફ્રાન્સ સામે વળ્યુ. રાજલોભી, સત્તાલોભી નેપોલિયન હવે પ્રશિયાને દબાવવા માંડયો. "હું તટસ્થ રહ્યો તેની કિંમત લાવો." તેણે બાવેરિયા,

**ઉત્તર જર્મન માળામંડળ**

પાલાટિનેટ, હેનિશ, હેસ્સે અને મેઇન્ઝની માગણી કરી બિસ્માર્કે તે આપવાની સાફ ના પાડી. વેપારી પેઠે નેપોલિયને પોતાનો ભાવ નીચો ઉતાર્યો: "ભલા કંઈ નહિ, લાન્ડાઉ લાવો અને ૧૮૧૪ની સરહદો કબૂલ કરો." પ્રશિયા-એ તેની પણ ના પાડી. હજી ત્રીજીવાર લીલાઉ બોલાયું. "અલોજી, લુકસેમ્બુર્ગ રાખવા દ્યો, અને આગળ ઉપર હું બેલ્જીયમ જીતવા નીકળુ ત્યારે તમે વચમાં ન પડતા." આ પ્રમાણે નેપોલિયન બજાર ફસવામાં રહ્યો; તે દરમ્યાન પ્રશિયાએ પ્રચાર કરી

**દક્ષિણ સંસ્થાનો**

દક્ષિણ જર્મન સંસ્થાનોને ફ્રાન્સ તરફથી તેઓને કેટલો ભય છે તે સમજાવી દીધું. બાવેરિયા, બાડેન અને વુર્ટેમ્બુર્ગ એ સમજી ગયાં અને તેમણે પ્રશિયા સાથે લડાઈમાં તેને પોતાનું આખુ લશ્કર આપી દેવાની અને તેની સાથે, તેની સરદારી નીચે, તેના અંકુશ નીચે લશ્કરી સંગઠન કરવાની સંમતિ આપી. આ સર્વ ફત્તેહથી પ્રશિયાની લિબરલ પાર્ટી તૂટી અને બિસ્માર્કના મત પ્રમાણે જર્મનીની તંત્રરચના કરવાના

**નેશનલ લિબરલો**

મતવાળો પક્ષ હવે નેશનલ લિબરલ પક્ષ કહેવાવા માંડયો. એમના સહકારથી બિસ્માર્કે પ્રશિયાની પાર્લામેન્ટમાં લડાઈના વખતમા અનિયમિત રીતે કરવેરા ઉઘરાવ્યા હતા તેને માટે ઇન્ડેમ્નિટિનો સજાથી બાકાત રાખવાનો કાયદો પસાર કરાવ્યો અને તે પછી ઉત્તર જર્મન માળામંડળના તંત્રની રચનાની તૈયારી કરી તે તંત્ર ઉપજાવી કાઢયુ.

## પ્રકરણ અગિયારમું

### ફ્રાંકો–જર્મન યુદ્ધ · વસ્લની રાત

ધ નૉર્થ જર્મનિક કૉન્ફેડરેશનનું બંધારણ બિસ્માર્કે ખાસ તંત્રનિષ્ણાતો પાસે ઘડાવ્યું હતું અને પછી સંસ્થાનોની પસંદગી માટે મોકલાવ્યું હતું પ્રાથમિક ખરડાને પસંદગી મળ્યા

નવું તંત્ર

પછી ખાસ બોલાવેલી ઉત્તર જર્મન રાઇકસ્ટાગ પાસે એ રજૂ કરવામાં આવ્યું આ રાઇકસ્ટાગ સર્વગત (યુનિવર્સલ) મતાધિકાર પર ચૂંટવાનું નિમંત્રણ બિસ્માર્કે બહાર પાડયું હતું, અને ૧૮૬૭ના ફેબ્રુઆરીમા તે બર્લિનમા મળી તેમા ઉત્તર જર્મન માળામંડળને માટે બિસ્માર્કે તૈયાર કરાવેલું તંત્ર રજૂ થયું આ તંત્ર ૨૩૦ વિરુદ્ધ ૫૨ મતે એપ્રિલની ૧૭મીએ મંજૂર થયું.

આ તંત્રની રૂપરેખા નીચે પ્રમાણે હતી, માળામંડળનું રાજ્યત્વ, રાજદંડ, સૉવરેઈન્ટી દરેક સંસ્થાનના સત્તાકેન્દ્રમાં રહ્યા અને આ સંસ્થાનોની સમૂહગત સંસદને બુંડેસ્રાટ[1] નામ આપવામા

બુંડેસ્રાટ

આવ્યું અને તેમા પ્રશિયાને ૧૭ અને બીજાં રાજ્યોને ૨૬ બેઠક આપવામા આવી પ્રમુખપદ

---

[1] Bundesrat

પ્રશિયાનરેશને મળ્યુ અને માળામંડળના વડાપ્રધાનને ચાન્સેલરનું અભિધાન અપાયું બ્રુંડેસ્રાટ પછી રાઇકસ્ટાગ રચાઈ. આ સભાના સભ્યો સર્વગત, છૂપા, સીધા અને સરખા મતાધિકારથી ઉત્તરનો આમજર્મન સમૂહ ચૂટે એવો પ્રબંધ થયો માળામંડળના કાનૂનને બ્રુંડેસ્રાટ તથા રાઈકસ્ટાગ, બન્નેની બહુમતિ મળવાની જરૂર ઠરાવવામાં આવી.

**રાઈકસ્ટાગ**

બંધારણ બદલવુ હોય તો બ્રુંડેસ્રાટની ત્રૈ બહુમતિ તો અવશ્ય જોઈએ. આ પ્રમાણે સસ્થાનિક સત્તાકેન્દ્રોનો હક સાચવવામા આવ્યો લશ્કર, નાણા, અને પરદેશ મધ્યવર્તી માળામંડળની સરકારને સોપાયા, અને એકસ્થ પોલીસ, વેપાર, આર્થિક તથા ઈન્માફની વ્યવસ્થા રચવા માટે આદેશ અપાયો. સર્વે સસ્થાનોનો સ્થાનિક વહિવટ, ધર્મકારભાર તથા કેળવણી તેમની પોતપોતાની પાસે રહ્યા. માળામંડળના ખર્ચ માટે જકાત, આડકતરા કર, તાર તથા ટપાલ વગેરે મહેસૂલ ઉપજાવદાં આપ્યા અને તે ઓછાં પડે તો વસતિના પ્રમાણ ઉપર દરેક સંસ્થાન ફાળો આપે અને પ્રેસિડેન્ટ અને બ્રુંડેસ્રાટ મળીને રાઇકસ્ટાગને રૂખસદ આપી શકે તેમ નક્કી થયુ

**અધિકારની વહેંચણી**

હવે બાવેરિયાએ દક્ષિણ જર્મન માળામંડળ પોતાના પ્રમુખપદ નીચે રચવાનો વિચાર કર્યો, પરતુ બિસ્માર્કે તેને તેમાં છક્કડ ખવડાવી. યુદ્ધને પરિણામે સૅાલ્વરીન તૂટી ગયો હતો. ઉત્તર જર્મન કૅાન્ફેડરેશનની સ્થાપનાથી ઉત્તરમા તે એની મેળે જ સજીવન થયો, પણ બિસ્માર્કે તેમા દક્ષિણના સંસ્થાનો ભેળવવા માટે બર્લિન ખાતે તમામ જર્મન સત્તાકેન્દ્રોની એક પરિષદ જૂલાઈ ૧૮૬૭મા બોલાવી આ પરિષદમાં બિસ્માર્કે એક કસ્ટમ્સ પાર્લામેન્ટ—જકાત સમિતિની યોજના મૂકી અને ઉત્તર જર્મન સત્તાકેન્દ્રોના રાઇકસ્ટાગપરના પ્રતિ-

**બાવેરિયા**

નિધિઓ અને તેટલા જ દક્ષિણ જર્મન સત્તાકેન્દ્રોના પ્રતિનિધિઓ તેના ઉપર બેસે એવું નક્કી કર્યું. જુલાઈની ૮મી તારીખે આ પ્રબંધ પર સર્વ જર્મન સંસ્થાનોએ સહી કરી અને બાડેન,

બાડેન વગેરે

વુર્ટેમ્બુર્ગ વગેરેને બાવેરિયા કરતાં પ્રશિયાની હૂંફ વધારે ગરમાવો આપનારી લાગી. બાવેરિયાના પ્રયત્નો અધુરા રહ્યા અને જર્મનીની એકતાની નવી ભાવના આ સૅાલ્વરીનના નવા અવતારમાંથી જન્મી. પરતુ કેવળ વેપાર અને વાહન વ્યવહારનું સગઠ્ન બિસ્માર્ક માટે પૂરતું નહોતું. તેને તો પ્રશિયાના નેતૃત્વ નીચે સમગ્ર જર્મનીની જરૂર હતી. રાજકારણીય, સામાજિક અને લશ્કરી એકતાની જર્મન રાષ્ટ્ર એકતાર, એકદમ, અને એકબંદૂક થઈ યૂરપ પર સરસાઈ ભોગવે એ જોવાના તેને કોડ હતા.

તેની આ ઇચ્છામાં ઈંગ્લાંડ, ફ્રાન્સ, ઇટલી, ઑસ્ટ્રિયા, રશિયા વગેરે તેની વિરુદ્ધ હતાં. પણ ઇંગ્લાંડ તેનું એશિયાટિક અને અમેરિકન સામ્રાજ્ય સ્થિર કરવામાં વ્યગ્ર હતું. રશિયા

રાષ્ટ્રોની વિરુદ્ધ હતા

પાસિફિક તરફ અને મધ્ય એશિયા તરફ વધવામાં વ્યાપૃત હતું. ઑસ્ટ્રિયા કૅાનિગ્રાટ્ઝના ઘા ભૂલ્યું નહોતું અને ઇટલી પોતાની બાલ્યાવસ્થાને યુવાવસ્થામાં વિકસાવવામાં પડ્યું હતું. ફ્રાન્સ એકલું પ્રશિયા તરફ ત્રાંસી નજરે જોઈ રહ્યું હતું અને તેની વૃદ્ધિમાં તરત આડું આવી તેને જરા સરખી પણ ભૂલ ન થાય તો પરાસ્ત કરી નાખે એવી સ્થિતિમાં હતું.

આગળ નેપોલિયન ત્રીજાની મૂલક ખાલસાની વાતનો ઉલ્લેખ થઈ ગયો છે. બજાર ઉતારતાં ઉતારતાં તે લુક્સેમ્બુર્ગ સુધી આવ્યો હતો. આ નાનું સંસ્થાન એક જૂના જર્મન કુટુંબનું

નેપોલિયનની મૂલક લાલસા

હતું, પણ તે ઉત્તર જર્મન માળામંડળમાં ભળ્યું નહોતું અને નેધરલાંડ્ઝના રાજા નીચે હતું. પોતાના અને તેના પ્રદેશનું ફ્રેંચ અત્યાચારથી રક્ષણ

કરવા પ્રશિયા ત્યા પોતાનું લશ્કર રાખતુ હતુ બિસ્માર્ક નેપોલિયનને સીધી ના પણ કહેવા નહોતો માગતો, અને લુકસેમ્બર્ગમા પગ પણ મૂકવા દેવા નહોતો માગતો નેપોલિયને પ્રશિયાને તેનું લશ્કર લુકસેમ્બર્ગમાથી ખેચી લેવાનુ કહેવડાવ્યુ અત્યત નરમાશ ગ્રહણ કરી બિસ્માર્કે કહ્યુ કે, લશ્કર ખેંચી લેવામા કશો વાધો નથી અને તે ખેચાઈ જાય પછી ફ્રાન્સ ભલે લુકસેમ્બર્ગ પોતાના મૂલકમા ભેળવે, પરતુ ફ્રાન્સના કહેવાથી જો લશ્કર ખેચી લેવાશે તો જર્મનીમા અત્યત ખળભળાટ થશે. માટે લશ્કર ખેચવાની માગણી નેધરલાન્ડ્ઝના રાજા તરફથી અને લુકસેમ્બર્ગની પ્રજા તરફથી આવવી જોઇએ. તેણે એ પણ સૂચના કરી કે, લુકસેમ્બર્ગ ખાઈ જવુ હોય તો જરૂર ખાઈ જજો, પણ એવી કુનેહથી ખાજો, કે જેથી જર્મન રાષ્ટ્રના ક્રોધના જ્વાળ ઉપર ઘસડાઇ પ્રશિયાને ફ્રાન્સ સાથે કલહમાં ઉતરવુ ન પડે નેપોલિયન આ નરમાશમા ફસાયો અને નેધરલાન્ડ્ઝના રાજા પાસેથી લુકસેમ્બર્ગ ખરીદી લેવાની વાત ચલાવી તેણે સીધુ બિસ્માર્કને પૂછાવ્યુ અને બિસ્માર્કે કહ્યુ કે, આ બાબતમા હું સલાહ આપી શકુ તેમ નથી દરમ્યાનમા ફ્રેંચ સમ્રાટ્ તરફથી વાતો ચલાવવામા આવી કે, આ સાટુ તો પતી ગયુ છે બિસ્માર્કે પણ એ વાતનો તરત ઇન્કાર કર્યો નહિ અને જર્મન રાષ્ટ્રની લાગણી ઉશ્કેરાવા દીધી નોર્થ જર્મન રાઇકસ્ટાગમા પ્રશ્ન પૂછયો ત્યારે જ બિસ્માર્કે કહ્યુ કે, આ સાટુ પતી ગયાની પ્રશિયાની સરકારને કે પોતાને કશી માહિતિ નથી, પરતુ પાડોશી રાજ્યો સાથે કજીયો કર્યા વિના જર્મન નાગરિકો અને જર્મન સસ્થાનોના હક્કનું બરોબર રક્ષણ કરી શકાશે આ જવાબથી ઉત્તેજિત થઈ નેધર્લાન્ડ્ઝે ફ્રાન્સને ઉઠા ભણાવી દીધાં વળી વિગ્રહની પરિસ્થિતિ જાગી અને લડનમા

**૧૮૭૦ના યુદ્ધનાં કારણો**

**બિસ્માર્કની શતરંજ**

**ફ્રાન્સને અંગિત ચેતવણી**

મહારાજ્યોની પરિષદ મળી લુક્સેમ્બૂર્ગ સ્વતંત્ર રહ્યુ અને બિસ્માર્કે લશ્કર ખેંચી લીધુ ફ્રાન્સ સમજ્યુ કે પોતે બની ગયુ છે ૯૭ આ ખીજવાટ ઓછો થયો નહોતો, તેટલામા બાવેરિયા, બાડેન અને વુર્ટેમ્બૂર્ગ સાથે બિસ્માર્કે લશ્કરી સહાય સંબધમા જે છૂપા કોલકરારો કર્યા હતા તે તેણે બહાર પાડ્યા અને ફ્રાન્સને સાનમા સમજાવી દીધુ કે, વિગ્રહ થાય તો દક્ષિણ જર્મની ફ્રાન્સનું નહિ પણ જર્મની સમસ્તનું થશે ફ્રેંચ પ્રજાને આ સ્થિતિ અત્યત ફજેતીભરી અને અસહ્ય લાગી નેપોલિયનને તો આમા એટલી આગત હીણપ લાગી કે વાત નહિ ફ્રાન્સમા પ્રશિયાને નસિહત પહોચાડવાના મતનો એક જબરજસ્ત પક્ષ ઉભો થયો, અને ઑસ્ટ્રિયા તથા ઇટાલીને સડોવવા પ્રયત્નો થવા માડ્યા કૉનિગ્રાટ્ઝની યાદદાસ્ત-વાળુ ઑસ્ટ્રિયા પ્રશિયાને નમાવવા માગતુ હતું ઑસ્ટ્રિયાનું વલણ પણ પોતે શેહ ખાઈને તો નહિ તેણે ફ્રાન્સને કહી દીધુ કે, દક્ષિણ જર્મન સંસ્થાનોને પહેના તમારી સાથે મેળવો, ત્યારપછી જોઈ શકાય ઇટલીએ ફ્રાન્સને રોમમા પોતાની અમર્યાદિત સત્તા જમાવવામા મદદ કરવા કહ્યુ પણ પોપના ફ્રેન્ચ અનુયાયીઓને ગુસ્સે કરીને નેપોલિયન તેમ કરી શકે તેવી સ્થિતિમા નહોતો

**પ્રચાર કાર્ય**

આ બાજુ બિસ્માર્કે ફ્રાન્સ વિરુદ્ધ જર્મન લાગણી ખૂબ ઉશ્કેરાવા દીધી અને પ્રશિયાનો ઉત્તર જર્મનિક માળામડળનો અને દક્ષિણ જર્મન મિત્ર-રાજ્યોનો લશ્કરી વ્યૂહ સખત, અભેદ્ય, અજેય કરવા જેટલા પગલા લેવાય તેટલા લેવા માડ્યા ઑસ્ટ્રિયા અને ઇટલી સાથે ફ્રાન્સ મસલત ચલાવે છે એ તેને બરોબર માહિતી હતી આ જાતનો મામલો હતો, તેટલામાં સ્પેનની રાજ્યમસનદને માટે કોઈ યોગ્ય રાજવશીની

શોધખોળ ચાલતી હતી અને સ્પેનિશ વાલીમંડળે-રીજન્સીએ એ મસનદ લેવા હોહેનસોલેર્ન વંશની કૅથોલિક શાખા

**સ્પેનિસ મસનદ** ના રાજવંશીય લિયેપોલ્ડને નિમંત્રણ આપ્યું બિસ્માર્કના હાથમા ફ્રાન્સને ફજેત કરવા અને ગુસ્સો કરવાનું એક નવુ સાધન મળ્યુ લિયેપોલ્ડની ઇચ્છા આ મસનદ સ્વીકારવાની નહોતી પણ ફ્રાન્સ અને પ્રશિયા લડે ત્યારે સ્પેનની ગાદી ઉપર એક હોહેન-સૅાલેર્ન હોય તો અત્યત ઉપયોગી થઇ પડે એ ભાવનાથી બિસ્માર્કે વિલ્હેલ્મને પ્રેર્યો રાજા વિલ્હેલ્મ લિયેપોલ્ડ ઉપર દબાણ કરવા ઇચ્છતો નહોતો અને લિયેપોલ્ડે સ્પેનિશ લશ્કરની અસ્થિરતા તથા બેવફાઇની દલીલો આગળ ધરીને મસનદ સ્વીકારવાની ના પાડી બિસ્માર્કે આ દલીલોનો લાભ લીધો તેણે પોતાના બે માણસોને સ્પેનમા જઇને આ બન્ને બાબતોની તપાસ કરીને તે વિષે નિવેદન રજૂ કરવા આજ્ઞા આપી તે સાથે સ્પેનિશ સત્તાકેન્દ્રના મુખી માર્શલ પ્રિમને લિયેપોલ્ડને પત્ર લખવા પ્રેર્યો કે, તમારો ઇન્કાર છેવટનો છે એમ અમે માની શકતા નથી બિસ્માર્કના દૂતો સ્પેનમાથી પાછા ફર્યા તેમના નિવેદનમાં તેમણે જણાવ્યુ કે, સ્પેનમા તમામ રીતની સ્થિરતા છે, લશ્કર વફાદાર

**માર્શલ પ્રિમ અને બિસ્માર્ક** છે અને લિયેપોલ્ડને ગાદી સ્વીકારવામા હરકત નથી આ રિપોર્ટ લિયેપોલ્ડના પિતા ચાર્લ્સ ઍન્ટૅાનિને બતાવવામા આવ્યો તેણે પોતાના પુત્રને ગાદી હાથથી ન જવા દેવા સમજાવ્યો બીજી બાજૂથી બિસ્માર્કે માર્શલ પ્રિમ[૨]ને ફરીથી લિયેપોલ્ડને ગાદી અર્પવા કહ્યુ

**પ્રિમે વાત ફોડી દીધી** તેમ છતા પણ પ્રશિયાનરેશ વિલ્હેલ્મની આ બાબતમા આનાકાની હતી તેણે આ બાબત છૂપી રાખવા અને કૅાર્ટેઝ (સ્પાનિશ લોકસભામા) મૂકી,

---

૨ Prim

લિયોપોલ્ડની ચૂંટણી બહુમતિથી થાય તો જ એ ગાદી સ્વીકારે એવી શરતે મંજૂરી આપી. પરંતુ કૉર્ટેઝ વિખરાઈ ગઈ હતી અને માર્શલ પ્રિમને આ વાત છાની રાખવાની જરૂર લાગી નહિ. લિયોપોલ્ડે ૧૯મી જૂન ૧૮૭૦ને રોજ પોતાની અનુમતિ જણાવી અને પ્રિમે ફ્રેંચ એલચીને આ વાત જાહેર કરી. ફ્રાન્સમાં આ ખબર પડતાં અત્યંત ઉહાપોહ થયો. અને પ્રશિયાનરેશ વિલ્હેલ્મને સમજાવવા માટે કાઉન્ટ બેનેડટી[3]ને મોકલવામાં આવ્યો.

**વિલ્હેલ્મની શાંતિપ્રિયતા**

રાજા વિલ્હેલ્મ આ વખતે એમ્સમાં નાદુરસ્ત તબિયતને લીધે તબીબી સલાહ મુજબ સ્નાન-સારવાર લેતો હતો. બિસ્માર્ક થોડી રજા ઉપર પોમેરાનિયામાં પોતાની જાગીર ઉપર હતો. ફ્રાન્સની લોક-સભામાં આ વિષય ઉપર ગરમાગરમ તકરાર થઈ હતી, તેનો રિપોર્ટ વર્તમાનપત્રોમાં વાંચતાં બિસ્માર્કે તરતજ પોતાની રજા રદ કરી અને બર્લિન ગયો. પરંતુ વિલ્હેલ્મ ત્યાં નહોતો. બિસ્માર્કને ખબર મળ્યા કે બેનેડટી વિલ્હેલ્મને મળ્યો હતો; તેની પ્રેરણાથી વિલ્હેલ્મે ચાર્લ્સ ઍન્થૉનીને લખ્યું હતું અને ચાર્લ્સ ઍન્થૉનીએ પોતાના પુત્ર તરફથી માડ્રીડ[૪] અને પારિસ તે ગાદી નહિ સ્વીકારે એમ લખી જણાવ્યું હતું. લિયોપોલ્ડ પોતે તો આલ્પ્સમાં મોસમ ગાળવા ચાલ્યો ગયો હતો અને ત્યાં તેને તાર કે ટપાલ કશું પહોંચે તેમ નહોતું.

**બેનેડટી અને વિલ્હેલ્મ**

બિસ્માર્કે બર્લિનથી કાઉન્ટ એઉલેનબર્ગને[૫] પોતે શું કરવા ધારે છે તે સમજાવીને વિલ્હેલ્મ પાસે એમ્સ મોકલ્યો. વિલ્હેલ્મ પાસે બેનેડટીએ એવી માગણી કરી હતી કે ભવિષ્યમાં પણ તેણે લિયોપોલ્ડને સ્પેનિશ મસનદ નહિ સ્વી-કારવા દબાણ કરવું. વિલ્હેલ્મે ભવિષ્ય વિષે કશું પણ માથે લેવાની ના પાડી હતી. લડાઈમાં નહિ

3 *Benedetti.* ૪ *Madrid.* ૫ *Eulenberg.*

સંડોવાવાની પ્રશિયાનરેશની વૃત્તિનો લાભ હવે ફ્રાન્સ ઉઠાવવા તૈયાર થયુ અને જેવી પોતાની ફજેતી લુકસેમ્બુર્ગના વિષયમા પ્રશિયાએ કરી હતી તેવી અથવા તેથી વધારે ફજેતી સ્પેનના આ પ્રસંગમાં બિસ્માર્કની કરવા તેણે તૈયારી કરી. ફ્રાન્સમા પ્રચારકાર્યથી પ્રધાન ગ્રામોંએ[૬] એવી લાગણી ઉશ્કેરી કે, લિયોપોલ્ડ પોતાની ઉમેદવારી પાછી ખેંચી લે એટલું જ બસ નથી; પ્રશિયાએ ફ્રાન્સને અંધારામાં રાખી એક મોટા દેશની ગાદી ઉપર, પોતાના સંબંધીને ફ્રાન્સના ઇરાદા બેસાડવા પ્રયત્ન કરીને અને યુરપની સત્તાતુલાની સમતુલતા ખડિત કરવા પ્રયત્ન કરીને અસાધારણ ગુન્હો કર્યો હતો. ગ્રામોંએ બેનેડેટીને આજ્ઞા કરી કે તમારે વિલ્હેલ્મને મળવું અને તેને કહેવું કે, તમારે ભવિષ્યની જામીનગીરી આપવી પડશે, એટલું જ નહિ પણ એક માફીપત્ર પણ લખી આપવું પડશે. આ કજિયો તે વિના પતી શકશે નહિ. બેનેડેટી પાછો પ્રશિયાનરેશને મળે તે પહેલાં એઉલેનબર્ગ એમ્સ પહોંચી ગયો હતો અને બિસ્માર્કના વિચારોથી રાજાને વાકેફ કર્યો હતો. રાજાએ વિલ્હેલ્મનો તાર બેનેડેટીને મળવાની ના કહી અને ફ્રાન્સની નવી માગણીઓનો પોતે ઇન્કાર કર્યો છે એ વાત તારથી બિસ્માર્કને જણાવી અને એ તાર પ્રસિદ્ધ કરવા બિસ્માર્કને સત્તા આપી. ચાન્સેલરે આ સત્તાનો બરાબર લાભ લીધો. લડાઇની જાહેરાત કે ચસબ્રાહી યુજિની અને ગ્રામોંના દબાણને વશ થઇ સમ્રાટ્ નેપોલિઅન ત્રીજાએ જુલાઇની પંદરમી તારીખે પ્રશિયા સામે લડાઈ જાહેર કરી.

રશિયા તટસ્થ રહ્યું. ઑસ્ટ્રિયા વિજયી બાજૂ તરફ જોડાવાની રાહ જોતું ઉભુ. ઇંગ્લાંડે બન્ને પાસેથી વચન લીધું અને સહી કરાવી લીધી કે, બેલ્જિમમની આંતરરાષ્ટ્રીયતા તેઓ સાચવશે. બેલ્જિયમનું

[૬] Grammont.

શિયળ લૂંટાતાં લડાઈમાં પડવાની પણ ઇંગ્લાંડે ધમકી આપી. પરંતુ એથી આગળ કોઈ વધ્યું નહિ અને આ

**ઇંગ્લાંડ**

લડાઈ ફ્રાન્સ તથા પ્રશિયાએ પોતપોતાના વચ્ચે જ લડી ન્હેવાનું રહ્યું. દક્ષિણ જર્મન સંસ્થાનોએ પોતાનું સૈન્ય અને સાધનસંગ્રહ પ્રશિયાને સોંપી દીધાં અને જનરલ મોલ્ટકે[૭] ત્રણ લશ્કરો ફ્રાન્સ સામે મોકલ્યાં. સ્ટાઇનમેટ્ઝને[૮] મોસેલ[૯] નદી પરથી, રાજકુમાર ફ્રેડરિક ચાર્લ્સને મેટ્ઝ ઉપરથી અને પાટવી-કુમારને ઉપલી ડ્રાઇન પરથી ફ્રાન્સ ઉપર હુમલો લઈ જવા ફરમાવશ થઈ. તેણે ફ્રાન્સના થોડા લશ્કરને સારમાં પ્રવેશ પણ કરવા દીધો. ઑગસ્ટની ૪ થી અને ૬ ઠ્ઠી તારીખે પ્રશિયાના પાટવીકુમારે વૉર્થ[૧૦] અને વાઇઝેનબુર્ગ[૧૧] આગળ ફ્રેંચ માર્શલ મૅકમૅહોનને સચોટ પરાજય આપ્યો. ફ્રેંચોને આલ્સાસ ખાલી કરવું પડ્યું. હવે પ્રશિયન લશ્કરે સ્ટ્રાસબુર્ગને ઘેરો ઘાલ્યો અને નાસિ તરફ આગળ

**મૅકમૅહોન**

વધ્યું. બીજાં બે લશ્કરોએ દશ દિવસ પછી માર્શલ બેઝેઇનની આસપાસ ઘેરો નાખ્યો, તેને પાછો હઠાવી મેટ્ઝ ફરતું ગુંચળું ખાઈ તેઓ શાલૉં નજીક આવી પહોંચ્યા. મૅકમૅહોને[૧૨] જર્મન લશ્કરના ઉત્તર પડખા પરથી ચકાવો ખાઈ મેટ્ઝ પહોંચવા પ્રયાસ કર્યો, પણ સપ્ટેમ્બરની પહેલી તારીએ સેડાન

**સેડાન**

આગળ તેણે સખત હાર ખાધી; વળીને દિવસે મૅકમૅહોન, તેનું રહ્યુંસહ્યું લશ્કર, અને સમ્રાટ્ નેપોલિયન–સર્વે જર્મનોના હાથમાં કેદ પકડાયા. આ ખબર પારીસ પહોંચતાં ત્યાં તોફાન થયું અને નેપોલિયન ત્રીજાનું સામ્રાજ્ય જમીનદોસ્ત કરી પારીસના લોકોએ રાષ્ટ્રીય રણનું સત્તાકેન્દ્ર–ગવર્મેન્ટ ઑફ નૅશનલ ડિફેન્સ ઉભું કર્યું. મેટ્ઝ, તૂલ, સ્ટ્રાસબુર્ગ વગેરે જર્મનોના હાથમાં

---

૭ Moltke. ૮ Steinmetz. ૯ Moselle ૧૦ Worth.
૧૧ Weissenburg. ૧૨ Macmahon.

આવ્યાં અને જર્મનો પારિસમાં પેઠા. જાન્યુઆરીની ૨૮મીએ પારિસ સર થયું. તાત્કાલિક લડાઈ બંધ કરવામા આવી અને કોઈ ખાસ સરકાર નહોતી તેથી રાષ્ટ્રીય લોકસભા મેળવવાનો ફ્રેંચ પ્રજાને વખત આપવામાં આવ્યો. ફેબ્રુઆરીની ૧૩મી તારીખે રાષ્ટ્રીય લોકસભા મળી અને તેણે ફ્રેંચ તંત્રવિપ્લવના પ્રસિદ્ધ ઇતિહાસકાર મોં. તીઓ (થીઅર્સ[13])ને પ્રમુખપદે ચૂંટયો.

**પારિસનું પતન**

**તહનામાની શરતો**

વરસાઇના રાજપ્રાસાદમા જર્મનોનું ચાણું હતુ ત્યા ફ્રેંચ એલચી ગયો અને તેણે સુલેહ કરી. ફ્રાન્સે પાચ મિલિયાર્ડ* ફ્રાન્ક દડના આપવા કબુલ કર્યા, આલ્સાસ અને મેટ્ઝ સાથે લૉરેન જર્મનીને આપવાં પડયાં; અને સુલેહ ઉપર લોકસભાનું મતુ મરાયું. ત્યાં સુધી જર્મનોને પારિસમાં રહેવા દેવા પડયા. બિસ્માર્કની મુત્સદ્દીગીરીનો ફરી વિજય થયો અને ૧૯૧૪નું જગદ્યુદ્ધ મચાવનાર જર્મન સામ્રાજ્ય આ યુદ્ધયાતનાને અંતે જન્મ પામ્યું.

**એક રાષ્ટ્રત્વની મુશ્કેલીઓ**

એ જન્મ પામવામાં તે છતાં અનેક મુશ્કેલીઓ હતી જર્મન મુકામ વરસાઇના રાજમહેલમાં હતો એ જ યુરપને ક્રોધાયમાન કરવા માટે પૂરતુ હતું. ઉત્તર જર્મનિક માળામડળમાં દક્ષિણ સંસ્થાનોને પ્રશિયા સાથે મળી જવાનું કહેવાય તો યુરપના મહારાજ્યો હવે સત્તાતુલા તૂટી પડી છે એવું બહાનું કાઢીને તરત લડાઈ કરવા ઉભાં થઈ જાય રશિયા અને ઑસ્ટ્રિયાની સરહદ તદ્દન ખુલ્લી હતી. આ બધા વિચારને અંતે બિસ્માર્કે એવી ગોઠવણ કરી કે, માળામડળના સૂત્રમાં પરોવવા માટે દક્ષિણ જર્મન સંસ્થાનો પોતે જ માગણી કરે. રાષ્ટ્રમત સુભાગ્યે એકત્વ માટે પગભેર થઈ ગયો હતો અને દક્ષિણ-

---

13 Thiers. * પચાસ અબજ

**બાવેરિયા**

સંસ્થાનો ઉપર અત્યંત દબાણ કરતો હતો. સપ્ટેમ્બરમાં સાકસની વગેરેની સલાહ લઈ બાવેરિયાએ બીડું ઝડપ્યું અને મ્યુનિચ મુકામે પ્રશિયા, બાવેરિયા, અને વુર્ટેમ્બર્ગની પરિષદ મળી. આ પરિષદ ખાસ નિર્ણય ઉપર આવે તે પહેલાં બાડેને[૧૪] પોતાના પ્રતિનિધિ, વૉન સુકોને બિસ્માર્ક પાસે વરસાઈ મોકલ્યો અને પોતાના સંસ્થાનોને ઉત્તર માળામંડળમાં સ્થાન આપવા વિનંતિ કરી. હવે બાવેરિયા અને વુર્ટેમ્બર્ગે પણ વરસાઈ[૧૫] પોતાના પ્રતિનિધિઓને મોકલ્યા અને ૧૮૭૦ની આખર સુધીમાં તમામ દક્ષિણ જર્મન સંસ્થાનોએ ઉત્તર માળામંડળમાં ભળી જવાના સંમતિપત્ર ઉપર સહી કરી. બાવેરિયાના મહત્ત્વ પ્રમાણે તેને ખાસ પ્રતિષ્ઠિત સ્થાન આપવામાં આવ્યું. તે અને વુર્ટેમ્બર્ગ બીયર અને બ્રાન્ડી ઉપર પોતાનું ખાસ મહેસુલનું ધોરણ રાખે, ટપાલ-તારની પણ પોતાની સ્વતંત્ર વ્યવસ્થા રાખે; બાવેરિયા લડાઇનો વખત નહોય ત્યાંસુધી પોતાના લશ્કરની પોતાની જાતે વ્યવસ્થા કરે, અને જરૂર પડે તો બાવેરિયાનું એલચીમંડળ માળામંડળના એલચીમંડળ તરીકે કામ કરવા માટે નિયુક્ત થાય અને પરદેશ સાથેના વ્યવહારો ઉપર વિચાર કરવા બુંડેસ્રાટની એક સમિતિ નીમાય તેના ઉપર બાવેરિયાનો પ્રતિનિધિ અધ્યક્ષપદ પર બેસે-એ શરતો પણ મંજૂર રહી.

**તેના ખાસ હક્કો**

દક્ષિણ સંસ્થાનોની આ પ્રમાણે સંમતિ મેળવ્યા પછી સમસ્ત જર્મનસમૂહના સત્તાકેન્દ્રનો વિચાર થયો. રાષ્ટ્રનો અને સંસ્થાનોનો એવો વિચાર હતો કે, જર્મન સામ્રાજ્યને પાછું સજીવન કરવું. ડેમોક્રેટ અને સોશિયાલિસ્ટો લોકસત્તાક માળામંડળ ઇચ્છતા હતા; પરંતુ તેમની

**સમસ્ત જર્મની**

૧૪ Borodeán. ૧૫ Versailles.

**પારિસનું પતન**

આવ્યાં અને જર્મનો પારિસમાં પેઠા. જાન્યુઆરીની ૨૮મીએ પારિસ સર થયું. તાત્કાલિક લડાઈ બંધ કરવામાં આવી અને કોઈ ખાસ સરકાર નહોતી તેથી રાષ્ટ્રીય લોકસભા મેળવવાનો ફ્રેંચ પ્રજાને વખત આપવામાં આવ્યો. ફેબ્રુઆરીની ૧૨મી તારીખે રાષ્ટ્રીય લોકસભા મળી અને તેણે ફ્રેંચ તંત્રવિપ્લવના પ્રસિદ્ધ ઇતિહાસકાર મૅા. તીઓ (થીઅર્સ[13])ને પ્રમુખપદે ચૂંટયો.

**તહનામાની શરતો**

વરસાઇના રાજપ્રાસાદમા જર્મનોનું થાણું હતુ ત્યા ફ્રેંચ એલચી ગયો અને તેણે સુલેહ કરી. ફ્રાન્સે પાંચ મિલિયાર્ડ* ફ્રાન્ક દંડના આપવા કબુલ કર્યા, આલ્સાસ અને મેટ્ઝ સાથે લૉરેન જર્મનીને આપવાં પડયાં; અને સુલેહ ઉપર લોકસભાનું મતુ મરાયું ત્યાં સુધી જર્મનોને પારિસમા રહેવા દેવા પડયા. બિસ્માર્કની મુત્સદ્દી-ગીરીનો ફરી વિજય થયો અને ૧૯૧૪નું જગદ્યુદ્ધ મચાવનાર જર્મન સામ્રાજ્ય આ યુદ્ધયાતનાને અંતે જન્મ પામ્યું.

**એક રાષ્ટ્રત્વની મુશ્કેલીઓ**

એ જન્મ પામવામાં તે છતાં અનેક મુશ્કેલીઓ હતી. જર્મન મુકામ વરસાઇના રાજમહેલમાં હતો એ જ યુરપને ક્રોધાયમાન કરવા માટે પૂરતુ હતું. ઉત્તર જર્મનિક માળામંડળમાં દક્ષિણ સંસ્થાનોને પ્રશિયા સાથે મળી જવાનું કહેવાય તો યૂરપના મહારાજ્યો હવે સત્તાતુલા તૂટી પડી છે એવું બહાનું કાઢીને તરત લડાઈ કરવા ઉભાં થઈ જાય. રશિયા અને ઑસ્ટ્રિયાની સરહદ તદ્દન ખુલ્લી હતી. આ બધા વિચારને અંતે બિસ્માર્કે એવી ગોઠવણ કરી કે, માળામંડળના સૂત્રમાં પરોવવા માટે દક્ષિણ જર્મન સંસ્થાનો પોતે જ માગણી કરે. રાષ્ટ્રમત સુભાગ્યે એકત્વ માટે પગભેર થઈ ગયો હતો અને દક્ષિણ-

---

૧૩ Thiers. * પચાસ અબજ

**બાવેરિયા**

સંસ્થાનો ઉપર અત્યંત દબાણ કરતો હતો. સપ્ટેમ્બરમાં સાંકસની વગેરેની સલાહ લઈ બાવેરિયાએ બીડું ઝડપ્યું અને મ્યુનિચ મુકામે પ્રશિયા, બાવેરિયા, અને વુર્ટેમ્બુર્ગની પરિષદ મળી. આ પરિષદ ખાસ નિર્ણય ઉપર આવે તે પહેલાં બાડેને[14] પોતાના પ્રતિનિધિ, વૉન સુકોને બિસ્માર્ક પાસે વરસાઈ મોકલ્યો અને પોતાના સંસ્થાનોને ઉત્તર મહામંડળમાં સ્થાન આપવા વિનંતિ કરી. હવે બાવેરિયા અને વુર્ટેમ્બુર્ગે પણ વરસાઇ[15] પોતાના પ્રતિનિધિઓને મોકલ્યા અને ૧૮૭૦ની

**તેનો ખાસ હક્કો**

આખર સુધીમાં તમામ દક્ષિણ જર્મન સંસ્થાનોએ ઉત્તર મહામંડળમા ભળી જવાના સંમતિપત્ર ઉપર સહી કરી. બાવેરિયાના મહત્ત્વ પ્રમાણે તેને ખાસ પ્રતિષ્ઠિત સ્થાન આપવામાં આવ્યું તે અને વુર્ટેમ્બુર્ગ બીયર અને બ્રાન્ડી ઉપર પોતાનું ખાસ મહેસુલનું ધોરણ રાખે, ટપાલ-તારની પણ પોતાની સ્વતંત્ર વ્યવસ્થા રાખે; બાવેરિયા લડાઇનો વખત નહોય ત્યાંસુધી પોતાના લશ્કરની પોતાની જાતે વ્યવસ્થા કરે, અને જરૂર પડે તો બાવેરિયાનું એલચીમંડળ મહામંડળના એલચીમંડળ તરીકે કામ કરવા માટે નિયુક્ત થાય અને પરદેશ સાથેના વ્યવહારો ઉપર વિચાર કરવા બુંડેસ્રાટની એક સમિતિ નીમાય તેના ઉપર બાવેરિયાનો પ્રતિનિધિ અધ્યક્ષપદ પર બેસે-એ શરતો પણ મજૂર રહી

**સમસ્ત જર્મની**

દક્ષિણ સંસ્થાનોની આ પ્રમાણે સંમતિ મેળવ્યા પછી સમસ્ત જર્મનસમૂહના સત્તાકેન્દ્રનો વિચાર થયો. રાષ્ટ્રનો અને સંસ્થાનોનો એવો વિચાર હતો કે, જર્મન સામ્રાજ્યને પાછુ સજીવન કરવુ. ડેમોક્રેટ અને સોશિયાલિસ્ટો લોકસત્તાક મહામંડળ ઇચ્છતા હતા; પરંતુ તેમની

14 Borodeán 15 Versailles.

અસર હજી રાષ્ટ્રમા જામી નહોતી બિસ્માર્કે ખરડો કરી આપ્યો અને બાવેરિયાનરેશ લુડવિગે[૧૬] પ્રશિયાનરેશ વિલ્હેલ્મને સામ્રાજ્યપદ સ્વીકારવા નિમત્રણ મોકલ્યુ.

**વિલ્હેલ્મને નિમંત્રણ**

વિલ્હેલ્મ સામ્રાજ્યપદ કરતા પ્રશિયાના રાજ્યપદમાં વિશેષ અભિમાન માનતો હતો, પરતુ તમામ જર્મન રાજવીઓએ તથા ઉત્તર જર્મન મ્હાળામડળની રાઈકસ્ટાગે લુડવિગના નિમત્રણ સાથે સમતિ દર્શાવવાથી વિલ્હેલ્મે અંતે આ નિમત્રણ સ્વીકાર્યું આ મજૂરી મળ્યા પછી ઉત્તરજર્મન રાઈકસ્ટાગ–સામુદાયિક લોકસભા અને દક્ષિણ જર્મન લાંડટાગે–જૂદા જૂદા સંસ્થાનોની લોકસભા વચ્ચે આ વિષયના તહનામાઓ થયા.

**એકરાષ્ટ્ર જર્મની**

૧૮૭૧મા જાન્યુઆરીની ૧૮ તારીખે પારિસના વરસાઈના રાજપ્રાસાદના દર્પણખડમા–હૉલ ઑફ મિરર્સમા–દબદબા અને ધામધૂમ વચ્ચે જર્મન સામ્રાજ્ય–ડૉઉશલાન્ડ–રાઈકના જન્મની ખબર જગતને આપવામા આવી અને પ્રશિયાનરેશ વિલ્હેલ્મ પહેલો સમ્રાટ–સીઝર–કાઈઝરપદ ઉપર વિરાજમાન થયો.

ઑસ્ટ્રિયા સિવાયના સમસ્ત જર્મન લોકસમૂહે રાઈકસ્ટાગની ચૂંટણી કરી તેમા પચ્ચીસ જર્મન સસ્થાનોનો સમાવેશ થતો હતો.

**આલ્સાસ લોરેન**

આલ્સાસ–લોરેન રાઈકસલાડ[૧૭] કહેવાયા અને તેની માલેકી સમસ્ત જર્મનોની ગણાઈ, તેને માથે સામ્રાજ્યનો સ્ટાટહૉલ્ટેર[૧૮] કેન્દ્રાધિપ–વાઈસરૉય મૂકવામા આવ્યો બાકીના વિષયોમા ૧૮૬૬નુ બધારણ જરૂરજોગા ફેરફાર સાથે કાયમ રહ્યુ આ રીતે બિસ્માર્કનુ એક મહાન જીવનકાર્ય પૂરૂ થયુ

૧૬ Ludvig ૧૭ Reichsland. ૧૮ Stadtholter.

## પ્રકરણ બારમું

## આંતર સંગઠન · મૂડીની મૃગયા

**૧૮૭૧માં** અર્વાચીન યૂરોપનો અને તેના ઘણા ખરા અત્યારના પ્રશ્નોનો જન્મ થઈ ચૂક્યો હતો જર્મનીના સમાજક્ષેત્રમા જૂના જમાનાના ઉમરાવો હતા તેની પછી તેમના મધ્યમવર્ગના સમિશ્રણથી ઉભો થયેલો વચલો ભદ્રવર્ગ હતો તે પછી તરત અર્વાચીન યૂરોપ વપાર અને ઉદ્યોગના વિકાસથી હયાતીમા આવેલો ધનિક, પણ ભદ્ર નહિ ગણાતો વર્ગ નવેસરથી હયાતીમા આવ્યો હતો ૧૮૦૭મા અને તે પછી ફ્રેંચ તંત્રવિપ્લવના આદર્શોથી ખેડૂતોનુ જમીનદાર વર્ગ પ્રત્યેનુ અંગત દાસત્વ બંધ થયુ હતુ ધનિક અભદ્ર વર્ગ પછી ખેડૂત વર્ગને આપણે મૂકવો જ પડે તે પછી નવી ઉદ્યોગવ્યવસ્થા અને યંત્રોપયોગથી હયાતીમા આવેલો શ્રમજીવી સમૂહ પણ જર્મનીમા લાખોની સંખ્યામા અસ્તિત્વમા આવી ગયો હતો

આ સર્વ સમાજના જૂદા તત્ત્વોના આદર્શો અને ખ્યાલ પણ જૂદા હતા પ્રશિયાનો જંકર–ઉદાત્ત જમીનદારવર્ગ રાજ્યસત્તા અને ભદ્રવર્ગની સત્તા કાયમ રાખવા માગે એ સહજ રીતે સમજાય તેમ છે.

વચલા ભદ્રવર્ગમાંથી રાષ્ટ્રીય ઉદારમતવાદને વધારે પુષ્ટિ મળતી હતી, પરંતુ એ જ વર્ગના વિદ્વાનો અને બુદ્ધિમાનો સમસ્ત લોકદષ્ટિથી વિચાર કરતા થયા હતા અને એ જ વર્ગમાંથી લોકસંમતિવાદ અને સામ્યવાદ ઉંચાં મસ્તક કરી રહ્યા હતા. વેપારીઓ અને મૂડીવાદિઓ પોતાના ધનની રૂચે લોકસહકાર અને લોકસમતિ પોષતા હતા, પણ લોકમાં તેઓ ખેડુતો અને મજૂરોને સમાવતા નહોતા. મજૂરોના કલ્યાણના પોકાર સામ્યવાદ તરફથી આવવા લાગ્યા હતા અને સત્તાકેન્દ્ર ધનિક અને ભદ્ર વર્ગો સામે તેનો ઉપયોગ કરવા પૂરતું જ શ્રમજીવિયોનું શ્રેય વિચારતું હતું.

**સમાજના વર્ગો**

સમાજજીવનમાં આ વર્ગવિરોધ ઉપરાંત ધર્મવિરોધનું તત્ત્વ પણ નવા જર્મન સામ્રાજ્યને માટે એક મહાન પ્રશ્નરૂપ હતું. ઘણોખરો ઉત્તર જર્મની પ્રોટેસ્ટન્ટ હતો અને દક્ષિણમાં પણ પ્રોટેસ્ટન્ટ પ્રમાણ ઘણું હતું, છતાં કેથોલિક સંપ્રદાય પણ સારી રીતે બળવાન હતો. આ સંપ્રદાય ધાર્મિક બાબતમાં રોમના પોપને સર્વોપરિ ગણાતો હતો અને પ્રોટેસ્ટન્ટ બહુમતીના કરતા તેમનું સંગઠન અને ઐકયબલ વધારે સંગીન હતાં. તેઓ સર્વ સત્તા કેથોલિકોના હાથમાં જોવા ઇચ્છતા હતા અને તેમની અસરકારક અને પ્રબળ લઘુમતી દરેક પ્રશ્નના કેથોલિક દષ્ટિનો ચમકારો કરી તે નજરે નિર્ણય કરાવવા પ્રયત્ન કરતી હતી. તેમની આ વૃત્તિને લીધે ધર્મસંસ્થાનનાં વહિવટ, કેળવણી, સંસ્કૃતિ, લગ્નનિયમન વગેરે પ્રશ્નો મુશ્કેલ થઈ પડતા હતા. રાજ્ય અને તેમની વચ્ચેના વિરોધમાં જે પ્રોટેસ્ટંટો પોતાને માટે સ્વાતંત્ર્ય ઇચ્છતાં તે કેથોલિકોને પણ તેટલું જ સ્વાતંત્ર્ય હોવું જોઇએ એવા પ્રામાણિક મંતવ્યથી પ્રેરાઇ તેમને ટેકો આપતા હતા અને સત્તાકેન્દ્રની મુશ્કેલીમાં વધારો કરતા હતા.

**સમાજના વિરોધો**

બહારના જગતમા ૧૯૧૪નો યૂરોપ લગભગ રચાઇ ચૂકયો હતો રશિયા તૂર્કીને દબાવતું હતુ અને બાલ્કનની સ્લાવ પ્રજાઓને પીઠબળ આપી રહ્યુ હતુ ઑસ્ટ્રિયાને રશિયાની બીક લાગવા

**રશિયા અને તૂર્કી**

માડી હતી અને તેને રશિયા કરતા તૂર્કી વધારે વહાલુ લાગતું હતુ. ઈટાલી એકત્ર થઈ રાષ્ટ્રત્વ પામ્યું હતું તેને ટ્રિપોલિ અને આફ્રિકામા સંસ્થાનો જોઇતા હતા સુએઝની નહેર બધાઇ હતી અંગ્રેજો મિસરમા થાણુ નાખી પડયા હતા અને બ્રિટિશ સામ્રાજ્યના

**અંગ્રેજો**

ભૂમધ્ય સમુદ્રના હિત જન્મી ચૂકયા હતા એ હિતના સગઠનના અનુશોચનમાં જીબ્રાલ્ટરની કિંમત વધી હતી સ્પેન અને પોર્ટુગાલ બ્રિટિશ મિત્રો રહે એ પણ આવશ્યક બન્યું હતું ફ્રાન્સના નવા લોકસત્તાક તંત્રને નવા જર્મનીનો જબરો ભય પેઠો હતો અને પરિણામે ગ્રેટબ્રિટનની અને રશિયાની મૈત્રી ફ્રાન્સને અમૂલ્ય થઈ પડી હતી ગ્રેટબ્રિટનને પોતાને પણ નવા જર્મનીના જન્મથી કંઈક વિમાસણ ઉત્પન્ન થઇ હતી છતા બેલ્જીયમ, હૉલાન્ડ અને ડેન્માર્કની તટસ્થતા સચવાય ત્યાં સુધી તેને ફ્રાન્સના જેટલો ભય નહોતો એશિયામા બ્રિટિશ સામ્રાજ્ય તેનું સામ્રાજ્ય હિંદુસ્તાન સીલોન, એડન બ્રહ્મદેશ, મલાયા દ્વીપકલ્પો અને હોંગકોંગ સુધી પ્રસર્યું હતુ અમેરિકામા કૅનેડા સ્વાયત્ત થયુ હતુ પરંતુ તે બ્રિટિશ સામ્રાજ્યની અંદર અંતર્ગત હતુ દક્ષિણ આફ્રિકામા પણ કેપકૉલોની તથા બોઅર સંસ્થાનોમા વિશાળ બ્રિટિશ હિતો હતા એથીય દૂર પાસિફિકમાં ઑસ્ટ્રેલિયા, ન્યુઝીલાંડ વગેરે સંસ્થાનો તેને હાથ આવ્યા હતો આ વિશાળ સામ્રાજ્ય સાચવવામા ગ્રેટબ્રિટન એટલું વ્યગ્ર હતું કે તેને યુરોપના અંદરઅંદરના વિક્ષેપોમાં પડવાનું યોગ્ય લાગતું નહોતું અને દરિયા પર પોતાનું સંપૂર્ણ સર્વોપરિત્વ રહે અને ઉત્તર સમુદ્ર અગર બ્રિટિશ સાગરનેળને સામે કાંઠેથી તેના ઉપર કોઈ હલ્લો ન લઈ જાય તેટલું સાચવી "ભવ્ય

અળગાપણું–સ્પ્લેન્ડિડ આઈસોલેશન" સેવવાના મત ઉપર તેના મુત્સદીઓ આવ્યા હતા. હિન્દુસ્તાનની સરહદ ઉપર તેને રશિયાનો ભય લાગતો હતો અને તેથી તે રશિયાની મૈત્રી ચ્હાતુ હતુ, પરતુ રશિયા ભૂમધ્ય સમુદ્રમા ન પહોચે તે માટે તે તુર્કીને ખડિત થયેલું જોવા પણ ઈચ્છતું નહોતું રશિયા પાસિફિક તરફ પહોચી ગયું હતું પણ જાપાને ચાર વર્ષ પહેલા પોતાનો બુરખો ઉતારી નાખ્યો હતો અને જગતના રાજકારણમા એક નવી શક્તિ પ્રવેશાવી હતી.

**ભવ્ય અળગાપણું**

આફ્રિકાના અંધકારમા પ્રકાશ પડી ચૂક્યો હતો. બ્રિટન, ફ્રાન્સ, હૉલાડ, પૉર્ટુગલ, સ્પેન વગેરે ઘણા વખતથી રાષ્ટ્રત્વ સંપન્ન થયેલી પ્રજાઓએ સર્વત્ર પોતાની વધારાની વસતિ માટે જગ્યા અને પોતાનાં કારખાનાં માટે કાચી જણસો મેળવવા માટે જગતના જૂના વખતથી જાણીતા ખડો ઉપર સપત્તિક્ષેત્રો અને સસ્થાનો–કૉલૉનિઝ મેળવી લીધા હતા મધ્યસ્થ આફ્રિકા હવે તેમના હાથમા આવવાની તૈયારીઓ થઇ રહી હતી.

**આફ્રિકા**

૧૮૭૧માં આ જગત વચ્ચે એકસ્થ જર્મની જન્મ્યુ એ જર્મનીની એકતા હજી કાચી કકણ જેવી હતી. જે મહાપુરુષે તેને જન્માવ્યુ તેણે હવે પોતાની વૃત્તિ બદલી. અત્યાર સુધી એ હમેશા લડાઈ કરવા, પ્રશિયા અગર જર્મનીની સરહદો વધારવા પ્રયાસ કરતો હતો; હવે તેણે લડાયક વલણ છોડી દીધુ. ૧૮૭૦મા વધારેલો સીમાડો સ્થિર કરવા તરફ પોતાના પ્રયાસો વાળ્યા અને ચારે તરફ મિત્રો શોધવા માડયા. સમસ્ત જર્મનસમૂહની સંખ્યા પણ વધી હતી, એટલે એણે ખાલી આફ્રિકાપર નજર નાખી અને અથડામણમાં આવ્યા વિના બીજાઓ સાથે પોતાનો ભાગ પડાવવાનાં પગલાં લીધાં. આંતરરાષ્ટ્રીય

**નવું જર્મની**

શાંતિ, અને સીમાડાની સહિસલામતી માટે સમર્થોની ઓથ સાધીને આંતર-સંગઠન કેળવવા તરફ બિસ્માર્કે લક્ષ્ય આપવા માંડ્યું.

**જર્મનીના રાજકીય પક્ષો**

ભદ્ર વર્ગો અને જમીનદાર વર્ગો સામાન્ય રીતે સંસ્થાનોમાં જ પોતાની પ્રવૃત્તિઓની મર્યાદા બાંધતા હતા. તેઓ ડઉશ કૉન્ઝર્વેટીવ પક્ષ રચી રાજકર્તાઓ તથા જમીનદારોના હક્કો સાચવી રાખવા પ્રયત્ન કરતા હતા. તેમને બિસ્માર્કની પ્રવૃત્તિઓ પસંદ નહોતી. તેમનામાંથી જે લોકો બિસ્માર્કની રાઈકના સમર્થનની પ્રવૃત્તિને ટેકો આપતા હતા તેઓના પક્ષને ડઉશ-રાઈકસપાર્ટીનું[1] નામ આપવામાં આવતું હતું. મધ્યમ ભદ્રવર્ગ વાયવ્ય અને મધ્ય જર્મનીમાં સંખ્યાબળ ધરાવતો હતો તેમાં પણ બે પક્ષ પડી ગયા. બિસ્માર્કના પરદેશના વ્યવહારોને ટેકો આપી બને તેટલો ઉદારમતવાદ રાજતંત્રમાં દાખલ કરવા સહકાર કરનારાઓ નાશ્યોનાલ લિબરલપાર્ટીવાળા કહેવાતા હતા. રાઈકનું બંધારણ વધારે વિશાળ અને ઉદાર ભાવનાપર રચવા ઇચ્છનારા અને વ્યક્તિગત સંસ્થાઓની વગ અને સત્તા પર વધારે અંકુશ રાખવાનું વલણ ધરાવનારા લિબરલો પ્રોગ્રેસિવ[2] પાર્ટીમાં એકત્ર થયા હતા. ઉત્તરમાં ડેમૉક્રેટ અથવા રૅડિકલપક્ષનું બહુ જોર નહોતું. પરંતુ તેમનું પ્રાબલ્ય દક્ષિણમાં ઠીકઠીક હતું. કેથોલિક સંપ્રદાયના સમૂહે ૧૮૫૮થી સેન્ટરપાર્ટીની સંજ્ઞા ધારણ કરી હતી.

**લાસ્સાલ**

ફ્રેડરિક લાસ્સાલના પ્રમુખપદ નીચે સામ્યવાદિ મજૂરોની પહેલી જર્મન પાર્ટી ૧૮૬૩માં રચાઈ હતી અને તેને આલ્ગેમેઈનિર ડઉશેર[3] આરબીટર-પાર્ટિ[4] નામ આપવામાં આવ્યું હતું. ૧૮૭૫માં એ પક્ષ ફરી સંગઠિત થયો હતો અને ત્યારથી તેણે સોશિયલ ડેમોક્રેટિક પાર્ટી એવી

૧ Deutsche–Reishspartei. ૨ Progressio–Partei.
૩ Allgermeiner–Deutcher ૪ Arbeiter–Partie.

સત્તા પોતાને માટે પસંદ કરી હતી આ પક્ષ યૂરોપખંડના સામ્યવાદ માફક કાર્લ માર્ક્સે[૫] ઉપદેશેલા સામ્યવાદનો અનુયાયી હતો અને ૧૮૪૮ના કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એન્જેલ્સે[૬] બહાર પાડેલા કોમ્યુનિસ્ટ મૅનિફેસ્ટોમા આલેખેલા કાર્યક્રમ અને તંત્રરચનાનો હિમાયતી હતો આ પક્ષ ૧૮૭૧મા હજી અત્યંત નજીવા જેવો હતો બિસ્માર્કને પોતાના પક્ષની બહુમતી મેળવવા ઉપર કહ્યું છે તેમ રૂઢિચુસ્ત રાઈકસપાર્ટી અને નેશનલ લિબરલ પાર્ટીનો સાથ સ્વીકારવો પડતો હતો અને આગળ ઉપર પોપની સાથેનો ઝગડો પતાવ્યા પછી સેન્ટર પાર્ટીની મદદ લેવાનો પણ પ્રસંગ પડયો હતો.

માર્ક્સ અને એન્જેલ્સ

ફ્રાન્સે પાંચ વરસમા પોતાનો દંડ ભરી દીધો અને આલ્સાસ-લૉરેન પાછા મેળવવા તનતોડ મહેનત કરવા માંડી પરંતુ આ પ્રદેશનું ખાસ કરીને લૉરેનનું લોખંડ જર્મનીને એટલું ઉપયોગનું હતું કે મૂડીવાદ અને સામ્રાજ્યવાદના જમાનામા બિસ્માર્ક ફ્રાન્સને એ પાછુ હાથમા આવવા દે એ અસંભવિત હતું ફ્રાન્સને એક બાજૂ રહેવા દઇ, બિસ્માર્કે રશિયા, ઑસ્ટ્રિયા, ઇટલી અને ગ્રેટબ્રિટનની મૈત્રી સાધવા માંડી પરંતુ ઑસ્ટ્રિયા અને રશિયા બાલ્કનમા પરસ્પર વિરોધ ધરાવતા હતા ૧૮૫૭માં હર્જોગોવિના[૭] અને બોઝનિયા[૮]એ તૂર્કો સામે રશિયાની પ્રેરણાથી બળવો કર્યો અને એ પવન ત્યાંથી સર્બિયા અને બલ્ગેરિયામાં પ્રસર્યો રશિયાએ તૂર્કો સાથે ૧૮૭૭માં વિગ્રહ જાહેર કર્યો ઑસ્ટ્રિયા અને રશિયા વચ્ચે થતો વિગ્રહ ફક્ત હર્જોગોવિના તથા બોઝનિયા ઑસ્ટ્રિયાને સોંપવાથી જ અટકી શકયો ગ્રેટબ્રિટન પણ

ફ્રાન્સનું પુનર્જીવન

યૂરોપની બાજી

૫ Karl-Marx. ૬ Engels. ૭ Hertzegovina ૮ Bosnia.

તુર્કીનો પક્ષ કરવું હતું પણ તેને લડાઈમાં ઊતરતાં બિસ્માર્કે મહામહેનતે ખાળ્યું, અને ૧૮૭૮માં બર્લિનમાં આ સર્વ પરસ્પર વિરોધી તત્ત્વોને ભેગા કરી બાલ્કનની વ્યવસ્થા કરાવી.

બાલ્કન રાજ્યો — રુમાનિયાએ બેસ્સારાબિયા રશિયાને પાછું આપ્યું, બલ્ગારિયાને તુર્કીના સર્વોપરિત્વનીચે રાખી સ્વાયત્ત બનાવ્યું અને તેનો અરધોઅરધ ભાગ પૂર્વ રુમાનિયાને૯ સોંપ્યો તુર્કી નીચે જ રહેવા દીધો. સર્બિયા અને મૉન્ટીનીગ્રોને પણ તુર્કી નીચે સ્વતંત્ર બનાવ્યા. નૉવિબેઝારમા૧૦ ઑસ્ટ્રિયન લશ્કર રાખવાનું ઠરાવ્યું અને ગ્રેટબ્રિટનને લિવાન્ટ૧૧ અથવા પૂર્વ ભૂમધ્યના સમુદ્રનું સર્વોપરિત્વ સાચવવા સાઇપ્રસ૧૨નો કબજો લેવા દીધો. રશિયાને તો આ વ્યવસ્થાથી ઘણો જ અસંતોષ થયો. વિલ્હેલ્મને પણ ઑસ્ટ્રિયાનો પક્ષ ખેંચવાનું પસંદ પડ્યું નહિ, પણ બિસ્માર્કે તેને સમજાવ્યો કે એક જર્મન સંસ્થાન તરીકે આપણા માર્ગમાંથી તેને કાઢી નાખ્યા પછી અને તેના ન્હોર કાપી લીધા પછી એની

ઑસ્ટ્રો-જર્મન સંધી — મૈત્રી કામની છે તે ઉપરાત ઑસ્ટ્રિયાની મૈત્રી રાજા ન સ્વીકારે તો પોતે રાજીનામું આપવાની પણ બિસ્માર્કે ધમકી આપી, એટલે જર્મન-ઑસ્ટ્રિયન મૈત્રીની સંધિ ૧૮૭૯મા મંજૂર થઈ એ સંધિની શરત એ હતી કે, રશિયા જો બેમાંથી કોઈ ઉપર હુમલો કરે તો પોતાની તમામ શક્તિ મિત્રની મદદમાં ખર્ચવી; બીજુ કોઈ રાજ્ય હુમલો કરે તો સહાનુભૂતિશીલ તટસ્થતા જાળવવી, પણ જો રશિયા વચમાં પડે તો તટસ્થતા છોડી દેવી. રશિયા સાથે બિસ્માર્કને

રશિયા સાથે સંધિ — દુશ્મનાવટ કરવી પોસાય તેમ નહોતું ૧૮૮૧મા તેણે જર્મની, રશિયા અને ઑસ્ટ્રિયા-ત્રણેના સમ્રાટો વચ્ચે મૈત્રી કરાવી. ત્રણ ત્રણ વરસે ચાલુ

૯ Roumelia ૧૦ Novibazaar. ૧૧ Levant. ૧૨ Cyprus.

કરતાં આ મૈત્રી ૧૮૮૭ સુધી રહી. તેની ખાસ શરત એ હતી કે, બાલ્કનમા સીમાડાનો ફેરફાર ત્રણેની સંમતિ હોય તો જ કરવો. આ મૈત્રી જાળવવી અત્યત મુશ્કેલીની વાત હતી. ૧૮૮૪–૮૫મા બર્લિનની વ્યવસ્થા તોડીને રશિયાએ પૂર્વ રુમેલિયાને તૂર્કી નીચેથી કઢાવી બલ્ગારિયા સાથે ભેળવ્યો હતો. ૧૮૮૭મા ત્રિસમ્રાટ્ મૈત્રીની સંધિ પૂરી થતાં બિસ્માર્કે બલ્ગારિયા રશિયાના "હિતનો પ્રદેશ" છે એમ સ્વીકાર્યું અને તેને જે ઇસ્તંબૂલ થોડા સમય રોકવુ પડે તો તે રોકવામાં વગવસીલેદાર મદદ આપવાનુ વચન આપ્યુ બીજી બાજૂથી ઑસ્ટ્રિયા અને ઇટલીની પાસેથી વચન લીધુ કે, બાલ્કનમા તેઓ કોઈ પ્રદેશનો થોડા વખત માટે અગર હમેશને માટે કબજો લે

**ત્રિરાષ્ટ્ર સંધિ**

તો તે પ્રદેશની સરકારને વળતર આપવુ. તે સાથે ગ્રેટબ્રિટન, ઑસ્ટ્રિયા અને ઇટલી પાસે પોતે અળગા રહી બાલ્કન અને તૂર્કી પરત્વે ૧૮૮૭મા જે સ્થિતિ હતી તે ચાલુ રાખવાની પરસ્પર કબૂલાત કરાવી. ૧૮૮૨માં ઇટલી, ઑસ્ટ્રિયા અને જર્મનીએ ત્રિરાષ્ટ્ર સંધિ કરી ઇટલીને નક્કી કરી આપ્યું કે, ટ્યુનિસિયા[13] રોકયા પછી ફ્રાન્સ ઇટલી ઉપર હુમલો કરશે તો આ બન્ને જર્મન રાજ્યો તેની વાહરે ધાશે. આ પ્રમાણે રશિયાને શાંત પાડી રાહત આપી; બીજી બાજૂ રશિયા પોતાના વચનનો લાભ લઈ શકે નહિ તેવો બંદોબસ્ત કર્યો અને રશિયા, ઑસ્ટ્રિયા અને ઇટલી ત્રણેને પોતાના હાથમાં રાખ્યાં.

જર્મન રાષ્ટ્રકનો જન્મ થયો તે વખતે જગતની ખાલી અથવા સમૃદ્ધ જગ્યાઓ યૂરોપની જૂદીજૂદી પ્રજાઓએ હાથ કરી લીધી. હવે ફક્ત ચીન અને આફ્રિકા બાકી રહ્યાં હતાં. ચીનની

**જગતની જમીનો**

દક્ષિણે ફ્રાન્સ તથા બ્રિટને અનામ વગેરેમાં પોતાનો પગ ખોડી દીધો હતો અને મુખ્ય ચીનાઈ સામ્રાજ્યનો

[13] Tunisia

આંતરપ્રદેશ હાથમાં લઈ તેના ભાગલા પાડવાનું પરસ્પરના દ્વેષભાવથી તથા જાપાનના અભ્યુદયથી જ માત્ર આફ્રિકાના ઉત્તરભાગમાં સ્પેન અને ફ્રાન્સે મોરકો, અને અલ્જીર્સ ટ્યુનિસિયા હાથ કર્યાં હતાં, અને બ્રિટને મિસર મેળવ્યું હતું. જર્મનીએ નૈઋત્ય આફ્રિકામાં લુડેરિટ્ઝ કરીને જર્મન વસાહત કરી હતી; તે ઉપરાંત જર્મનોએ કેમેરોન્સ અને ટોગાલેન્ડમાં, ઝાંઝીબારનાં દ્વીપ ઉપર તથા તેની સામેની ખંડસ્થભૂમિ ઉપર વેપાર શરૂ કર્યો હતો. ૧૮૮૪માં ગ્રેટબ્રિટનની સંમતિથી નૈઋત્ય આફ્રિકા, ન્યુગીની અને તેની પાસેના દ્વીપોને તેમણે જર્મનીનાં રક્ષિત સંસ્થાને તરીકે જાહેર કર્યાં. એ જ સમયે ડા. કાર્લ પીટર્સે ઝાંઝીબારના સુલતાનની સાથે સંધિ કરી ખંડભૂમિનો ભાગ જર્મન વેપાર તથા વસાહત માટે રખાવ્યો. ડા. ના ટીગાલે કેમેરૂન્સ તથા ટોગોલેન્ડમાં સુલતાનો સાથે સંધી કરી જર્મન સંપત્તિક્ષેત્રો અને વસતિનીકાની શરૂઆત કરી.

એશિયા આફ્રિકા ઝાંઝીબાર

જ્યારથી યંત્રો અને અંખ્યાબંધ નિસ્તેજબુદ્ધિક માનવસમૂહથી ચાલતાં ચીજો બનાવવાનાં કારખાનાં હયાતીમાં આવ્યાં ત્યારથી જ યૂરપની મનોદશા અને સંજોગો ફરવા માંડ્યા હતા. અગાઉ પૂર્વ તરફ યૂરપની રોકડ અને લગડી ધાતુ ઘસડાતાં જતાં હતાં, પરંતુ વાહનનાં સાધનો અને કારખાનાંઓ વધતાં પૂર્વના દેશોનું ધન પશ્ચિમ તરફ વળવા માંડ્યું. એ ધનનું વ્યાજ યૂરપમાં અને સ્વદેશમાં મેળવવું મુશ્કેલ થઈ પડ્યું, એટલે યૂરપની બહાર એ મૂડી રોકી તેનું વ્યાજ ઉપજાવવાના રસ્તાઓ શોધવા પડ્યા. તૂર્કી, ઈરાન, અફઘાનીસ્તાન, હિન્દ અને ચીન, આફ્રિકા અને નવા મૂલકો આ પ્રમાણે યૂરપ ધનિકોના ઉપયોગ માટે કામમાં આવ્યા. જર્મની આ

ધનિક યુરોપના પ્રશ્નો

મૂડીની રોકતના ક્ષેત્રમા મોડુ આવ્યુ એટલે તેને કઈ અંશે ચીન, તૂર્કી અને આફ્રિકાના પોતાના ક્ષેત્રો તમામ ગમત રમવા માટે રહ્યા મૂડી રોકાય એટલે તેની સહિસલામતી જોવી જોઈએ અને એ મૂડીનો ઉપયોગ તથા ફારફેર કરાવવા માટે ગુમાસ્તાઓ અને મજૂરો જોઈએ આ હેતુથી એશિયાના રાજ્યોના વહિવટો પશ્ચિમે પોતાના હાથમા લીધા, તેમની વસતિને પોતાને ઉપયોગમા આવે તેવી તૈયાર કરવા પૂરતી કેળવણી આપવા માડી, પોતાની મૂડી વધારે વ્યાજ ઉપજાવે માટે તે તે દેશોમા રસ્તા, રેલ્વે તાર, ટપાલ વગેરે દાખલ કરાવ્યા પશ્ચિમમા જેમ જેમ કારખાના વધતા ગયા તેમ તેમ ખેતી ઓછી થતી ગઈ ૧૮૫૦ સુધી અને હજી પણ જર્મની ખેતીપ્રધાન દેશ છે પણ વસતિ વધી અને કારખાનામા છૂટા ઉભડ મજૂરો વધ્યા એટલે કાચી જણસો તથા અનાજ બહારથી લાવવાની જરૂર પડી, એટલે તેને પણ ઇંગ્લાડ પેઠે મૂલક અને ક્ષેત્રોની ભૂખ વધતી ગઈ રાજકારણની આખી મનોદશા બદલાઈ અને પરાયા તથા આ બધી ગત નહિ જાણતા દેશોનું રાજકારણીય, આર્થિક અને સાસ્કૃતિક પારતંત્ર્ય સાધવાના અનેક દાવપેચ એ આખા યૂરપનું ધ્યેય થઈ પડ્યું આ મનોદશા અને ભાવનાને યુરોપીય વિદ્વાનો ઇમ્પીરિયા-લિઝમનું નામ આપે છે જેમ રોમન એમ્પાયર, રોમન લશ્કરી બળ ઉપર રચાયુ હતું અને જેના ઉપર અનુરોધની અપેક્ષાથી જ આજ્ઞા કરી શકાય તેમ લશ્કરી જોરથી જીતેલા પોતાના અમલ નીચેના પારકા દેશોના સમૂહને એમ્પાયર શબ્દ લાગુ પાડવામા આવતો હતો આ જમાનાને ' એજ ઑફ ઇમ્પીરિયાલિઝમ " કહેવામા આવે છે

**વિલંબિત જર્મની**

**ઇમ્પીરિયાલિઝમનો જન્મ**

• આતરરાષ્ટ્રીય વેપારની શરૂઆત થઈ સારે ઉદારભાવન અર્થ-શાસ્ત્રીઓ માલના પરસ્પર નિરકુશ વિનિમયથી–ફ્રી એક્સચેન્જ ઑફ

શુ:સથી–આમ પ્રજાને કેટલી સગવડ અને સુખ થાય તેનો વિચાર કરતા હતા અને શરૂઆતમાં આખા યૂરપમાં આ પવન હતો; પરંતુ ખેતીમાંથી માણસો ઓછા થતાં ગયાં તેમ તેમ સ્વદેશમાં અનાજના ભાવ વધતા ગયા અને અમેરિકા, રશિયા, ઑસ્ટ્રેલિયા વગેરેનું અનાજ, આર્જેન્ટાઈન વગેરેનું કોલ્ડ સ્ટારેજનું માંસ વગેરે સસ્તે ભાવે યૂરપમાં આવવા માંડયું. પરિણામે સ્વદેશના અનાજને બદલે નવા મૂલકોનું અનાજ અને ખોરાક લોકોને પોસાવા લાગ્યાં અને ખેડૂતોની દશા વિષમ થઈ પડી. કાતો તેમને કારખાનામાં કામ મળવું જોઈ એ, અગર તો તેમની ખેતીના ધધાનું રક્ષણ થવું જોઈ એ; તેથી બે વસ્તુ દરેક દેશને હવે જોવાની રહી કે, અને તેટલી પોતાની ઉપયોગી ચીજ પોતે બનાવી લઇને ખેતીમાં ન નભી શકે તેવી પોતાની રૈયતને ધધો આપવો અને પોતાના ખેડૂતોને ખેતી કરવી પોસાય તેટલી જકાત પરદેશના અનાજ અને માલ ઉપર નાખવી. આ પ્રમાણે પ્રોટેકશનનો અથવા જકાતી સરક્ષણનો જન્મ થયો. જે દેશને મોટી વસતિવાળા એશિયન મૂલકો હતા તેમને જકાતી સરક્ષણની જરૂર નહોતી; કારણકે પોતાનો માલ વધારેમાં વધારે ખપે તેવી વ્યવસ્થા તેઓ તે દેશોમાં કરી શકતા હતા અને તે દેશની ખેતીની પેદાશો પોતાને ત્યાં લાવી પોતાની વસતિને કારખાનામાં કામ અપાવી શકતા હતા. પરંતુ જર્મની પાસે તેવા દેશો નહોતા. તે ઉપરાંત રાઈકના પોતાના ખર્ચને માટે પણ નાણાંની જરૂર હતી એટલે બિસ્માર્કને નાણાં–પ્રકરણનો એકદમ વિચાર કરવો પડયો.

**વેપાર અને ખેતી**

**જકાતી રક્ષણ**

૧૮૭૭માં તેણે રેલ્વેનું મહેસુલ રાઈકને માટે લઈ લેવાનું નક્કી કર્યું; પણ સંસ્થાનોને તે પસંદ પડયું નહિ. તે પછી આબકારી વેરા ઉપરાવવાનો વિચાર કર્યો અને જેમ હિન્દી સરકારે નીમકને પસંદ

કર્યું છે તેમ બિસ્માર્કે તંબાકુનો ઇજારો પસંદ કર્યો, પણ તેમાં તેને ઉદારમતવાદિઓનો સાથ મળ્યો નહિ. હવે તેણે જકાતી મહેસુલ વધારવાનો વિચાર કર્યો. ઉદારમતવાદિઓનો સાથ તો તેને આ યોજનામાં પણ મળે તેમ નહોતો, કારણકે તેઓ સર્વ ' ફ્રીટ્રેડ ' અથવા નિરંકુશ વેપારમા શ્રદ્ધા ધરાવતા હતા; પણ જમીનદારો, કારખાનાવાળાઓ, મૂડીદારો વગેરે આ યોજનામા પૂરતો સાથ આપશે એવી તેને ખાત્રી હતી. અંગ્રેજ અને ફ્રેંચ હરીફાઈ જર્મન મૂડીવાળાઓને અને કારખાનાવાળાઓને સખત રીતે હેરાન કરતી હતી.

**જર્મનીનું જકાતી ધોરણ**

અનાજના ભાવ પડતા જતા હતા અને ખેતરપર મજૂરીના દર વધતા જતા હતા. વસતિ વધતી જતી હતી તેમ બહારના અનાજની પણ એટલી જ જરૂર રહેતી હતી. આ કારણોથી આ આખો પક્ષ સંરક્ષણની રાજનીતિને ટેકો આપવા તૈયાર હતો; પણ રાઈકસ્ટાગમાં તેમની બહુમતી નહોતી, તેથી બિસ્માર્કે નેશનલ લિબરલોની મદદ માગી. આ પક્ષ સત્તાનો લોભી હતો અને મોઢું મેં ફાડવા માંડયો એટલે તેને પણ પડતો મૂકવો પડયો. સેન્ટરપાર્ટી સંગઠિત હતી પરંતુ કૅથોલિક સંપ્રદાયની અનેક પ્રથાઓ સામે બિસ્માર્ક લડત ચલાવી રહ્યો હતો. તેણે એ ઝગડો પતાવી દેવાનો વિચાર કર્યો અને સેન્ટર તથા કૅાન્ઝરવેટિવની મદદથી જર્મનીના પરદેશના વ્યવહારમાં જકાતી સંરક્ષણનું ધોરણ દાખલ કરવા નિર્ણય કર્યો.

**આંતરરાષ્ટ્રીય હરીફાઈ**

૧૮૭૦માં વૅટિકન પ્રાસાદમાંથી પોપ તરફથી શાસન નીકળ્યું હતું કે, એ પદનો પદ્દિધર પોતે અચૂક છે અને તેના અભિપ્રાયો વજ્રલેપ ગણવા. કૅથોલિક દુનિયામાં આ શાસનોથી ખળભળાટ થઈ રહ્યો અને જર્મનીના કેટલાક વિદ્વાન કૅથોલિકોએ એ શાસન માનવાની ના પાડી. પોપે આ કૅથોલિકોને ધર્મસ્થાનથી બહિષ્કૃત કર્યા

**પોપની અચૂક શક્તિ**

અને જર્મન રોમન કૅથોલિક ધર્મસંસ્થાને પોપના આદેશથી તમામ સત્તાકેન્દ્રોને જણાવ્યું કે આ વિદ્વાનોને વિશ્વવિદ્યાલયના અધ્યાપકપદ ઉપરથી તેમજ જ્યાં જ્યાં તેઓ લોકમનને અસર કરી શકે ત્યાં ત્યાંથી પદભ્રષ્ટ કરવા. સેન્ટરપાર્ટીનો નેતા વિન્થોર્સ્ટ[૧૪] હાનોવરની ગ્યેલ્ફ પ્રવૃત્તિનો નેતા હતો. એટલે બિસ્માર્કની જર્મન

**સનાતન કૅથોલિકો**

સામ્રાજ્યની તમામ પ્રવૃત્તિઓનો વિરોધી હતો કંઈક અંશે વિન્થોર્સ્ટના વ્યક્તિત્વ તરફના તેજોદ્વેષથી, પણ ૯૮ ટકા સામ્રાજ્યની પ્રતિષ્ઠાના વિચારથી પ્રેરાઈને બિસ્માર્કે આ ધર્મસંસ્થાનનો આદેશ કબૂલ રાખવાનો ઇન્કાર કર્યો અને તેમાં તેને ઉદારમતવાદિઓએ સંપૂર્ણ સહાય્ય આપી. આ ઇન્કારથી ઇતિહાસકારો જેને 'કુલ્ટુરકાફ'[૧૫]–સંસ્કૃતિ વિગ્રહ–કહે છે તે શરૂ થયો. બિસ્માર્કે સરકારી ધર્મખાતામાંથી કૅથોલિક વિભાગ બંધ કરવાનો, જન્મમરણ અને લગ્નનું દફતર કૅથોલિકો પાસે નહિ રાખવા દેવાનો, શિક્ષણ સંસ્થાઓ ઉપરથી કૅથોલિક

**કુલ્ટુરકાફ**

દેખરેખ નાબૂદ કરવાનો, કૅથોલિક પાદરીઓનો અભ્યાસક્રમ બદલવાનો અને લગ્નગ્રંથી બાંધવાનો તેમનો અધિકાર ખૂંચવી લેવાનો પગલાંઓ તૈયાર કર્યાં. ધર્માધ્યક્ષોએ કૅથોલિકોને 'સનાતન કૅથોલિકો' જ્યાં પદારૂઢ હોય ત્યાં નહિ જવાનો આદેશ કર્યો. પ્રત્યુત્તરમાં બિસ્માર્કે તમામ જેઝિનટોને સામ્રાજ્યમાંથી દેશનિકાલ કર્યા, ધર્માધિકારીઓનાં વતન બંધ કર્યાં અને ધર્મપીઠ ઉપરથી રાજપ્રકરણી વ્યાખ્યાન અથવા આદેશ આપવા સામે પ્રતિબંધ મૂક્યો. ૧૮૯૩ના મે માસમાં

**કૅથોલિકો પર અંકુશ**

પ્રશિયાની લોકસભાએ બિસ્માર્કના સૂચવેલા શાસનો મંજૂર કર્યા. કોઈપણ કૅથોલિક સત્તાકેન્દ્રે સ્વીકારેલી વિદ્યાપીઠમાં ત્રણ વર્ષ અભ્યાસ કરીને

---

૧૪ Winthorst   ૧૫ Kulturkampf

ફિલોસોફી, ઇતિહાસ, જર્મન ભાષા અને પુરાણ વાઙ્મયની સરકારી પરીક્ષા પસાર ન કરે તે પાદરી થઇ શકે નહિ. સત્તાકેન્દ્ર ધર્મસસ્થાનની નિમણૂકો નામંજૂર કરી શકે. સત્તાકેન્દ્રે ધાર્મિક બાબતો માટે એક અદાલત પણ સ્થાપી.

જર્મન કૅથોલિક ધર્મસસ્થાને એ સત્તાકેન્દ્ર સ્હામે સત્યાગ્રહ માડ્યો, અસહેકાર અને સવિનય નિરાદર શરૂ કર્યા સત્તાકેન્દ્ર તરફથી વધારે સખત પગલાં લેવાયા. ૧૮૭૪મા બિસ્માર્કનું ખૂન કરવાનો પ્રયત્ન થયો ૧૮૭૫ મા પોપે સવિનય નિરાદરને મજુરી આપી; પરંતુ એ દરમ્યાન 'સનાતન કૅથોલિકો' ને પીઠબળ નહોતુ અને બિસ્માર્ક તથા ઉદારમતવાદિઓને અનેક બીજી બાબતોમા મતભેદ ઉભા થયા હતા. જકાતી સરક્ષણ ઉપર ઉદારમતવાદિઓ સાથેની તેની મૈત્રી તૂટી અને તેથી કૅથોલિક પક્ષ સાથે સમાધાન કરવાની તેને જરૂર પડી. ૧૮૭૯ ના માર્ચની ૩૧મી તારીખે બિસ્માર્કે વિન્થૉર્સ્ટને મુલાકાત માટે બોલાવ્યો તેણે જકાતી સરક્ષણ તથા આડકતરા આબકારી કરવેરા શરૂ કરવામા પોતાની મદદ આપવાનું વચન આપ્યુ. બિસ્માર્કે 'સંસ્કૃતિવિગ્રહ' બધ કરવાનું કબૂલ કર્યુ અને ૧૮૮૦મા રાઇકસ્ટાગે બિસ્માર્કને કૅથોલિકો સ્હામેના કાયદાઓ વ્યક્તિગત પ્રસંગોમાં તાતકાલિક અમલમા ન મૂકવાની મંજૂરી આપી. ૧૮૮૭માં ધર્મસસ્થાન અને સત્તાકેન્દ્ર વચ્ચે સુલેહ થઈ, જેસ્વિટો દેશનિકાલ રહ્યાં. સાસારિક કોલકરારની રૂયે થતી લગ્નપ્રથા પણ રહી. રાજ્યે ધર્મસસ્થાનોના વેતન શરૂ કર્યાં, પરીક્ષાઓ કાઢી નાખી, થોડા ફેરફાર સાથે કૅથોલિક સોગંદનામાના શબ્દો કાયમ રાખ્યા, અને પોપ તરફથી સત્તાકેન્દ્રની નિમણૂકો માટે મજૂરી આપવાનો અધિકાર કબૂલ રાખવામાં આવ્યો.

કૅથોલિક સત્યાગ્રહ

વિન્થૉર્સ્ટ

જેસ્વિટો દેશનિકાલ

આ સુલેહને પરિણામે સેન્ટરપાર્ટીની મદદથી ૧૮૭૯ના જૂનમાં નવા જકાતના દર અને વધારાના આબકારી વેરા મજૂર થયા.

**જકાતનું નવું ધોરણ**

હામ્બર્ગ અને બ્રેમેનને છૂટું બંદર આપી જર્મની જકાતી સંઘમાં સમાવ્યા. આખા સામ્રાજ્ય ફરતો જકાતી દુર્ગ બંધાયો અને જર્મન આગબોટો ચલાવતી પેઢીઓને ૧૮૮૫મા રાજ્ય તરફથી મદદ આપવાની શરૂઆત થઈ. રાઈકસ્ટાગના હક્ક સચવાય માટે એવી શરત થઈ કે, નવા ધોરણથી જો દરવર્ષમા ૧૩૦,૦૦૦,૦૦૦ માર્ક કરતાં વધારે મહેસુલ ઉપજે તો તે વધારો દરેક સસ્થાનોને મપ્રમાણ પાછો વાળવો, અને ૧૩૦,૦૦૦,૦૦૦ થી વધારે નાણાની મધ્યસ્થ સત્તાકેન્દ્રને જરૂર પડે તો મસ્થાનોએ આપવાનો નક્કી કરેલો ફાળો મેળવવા દરવર્ષ રાઈકસ્ટાગ પાસેથી મજૂરી માગવી.

## પ્રકરણ તેરમું

### ચાર ચોરની વાર્તા : જર્મની અને જગત્‌શાંતિ

બિસ્માર્કે ૧૮૭૩થી ૧૮૮૮માં જર્મન સામ્રાજ્યને માટે ઘણું કર્યું શરૂઆતમાં તેને લિબરલ પક્ષનો ટેકો હતો અને તેમની મદદથી દિવાની કાયદાનો સંગ્રહ કર્યો; લીપ્ઝીક શાઈકની અદાલત સ્થાપી, ફોજદારી કાયદો અને દિવાની તથા ફોજદારી કેસ ચલાવવાની રીતોના કાયદાઓ ઘડયા. ૧૮૭૪ના છાપાના કાયદાથી વર્તમાનપત્રોને સ્વાતંત્ર્ય આપ્યું. નાણું અને બેન્ક, ટ્રેડમાર્ક અને પેટન્ટ, નવી શોખખોળ કરનારાના હક્ક, શાઈકસ બેન્ક વગેરે બિસ્માર્કના અંગુલી-સ્પર્શ અને રચનાત્મક બુદ્ધિની અસર બતાવે છે. આ તમામ વિષયમાં ઉદારમતવાદિઓની તેને સહાય્ય હતી; પરતુ તે પછી ઉદાર મત સાથે તેને વાધા ઉઠવા માંડવા. તેની પરદેશખાતાની રાજ્યનીતિમાં જે દાવપેચ અને કુનેહ ભર્યાં હતાં તે આ પક્ષ સ્હમજી શકતો નહોતો. યુરપનું વાતાવરણ જોતાં બિસ્માર્કને લશ્કર અને નૌકાને એકદમ વધારવાની અને અત્યત ઉંચા ધોરણ ઉપર મૂકવાની જરૂર લાગતી હતી. આ વિષયમાં તેનો મત ઉદારમતવાદિઓ કરતાં તદ્દન જુદો હતો.

**બિસ્માર્કના સુધારા**

જકાતી સંરક્ષણની ચર્ચા ગયા પ્રકરણમાં થઈ ગઈ છે, તે ઉપરાંત, આર્થિક પ્રવૃત્તિઓ સત્તાકેન્દ્રથી નિરંકુશ રહેવી જોઈએ એમ ઉદારમતવાદિઓ માનતા હતા; પરંતુ દિવસે દિવસે મજૂરો અને તેને લગતા પ્રશ્નોની સંખ્યા વધતી જતી હતી. સોશિયલ ડેમોક્રેટ પક્ષનું રાઈકસ્ટાગમાં સંખ્યાબળ પણ વધતું જતું હતું. ૧૮૭૭ની ચૂંટણીમાં રાઇકસ્ટાગમાં તેમને બાર બેઠકો મળી. મજૂરોની સ્થિતિ સામાન્ય માનવતા અને ખ્રિસ્તના આદર્શોની રૂએ પણ સારી રહેવી જોઇએ એવું ઘણા પ્રોટેસ્ટન્ટ અને કેથોલિક લોકો પણ માનતા હતા, મજૂરોદ્ધાર અને ગ્રામોદ્ધાર માટે ધર્મપરાયણ વચલા ભદ્રવર્ગે વરીન[1] ફુર[2] સોશિયલપૉલિટિક[3] નામની સંસ્થા સ્થાપી હતી. બિસ્માર્કને પણ આ વાત યોગ્ય લાગતી હતી. તે સામ્યવાદના પ્રચારથી વિરુદ્ધ હતો, પણ સત્તાકેન્દ્ર મજૂરોના કલ્યાણનું ધ્યાન સતત રાખ્યા કરે તો જ એ પ્રચારની અટકાયત થઈ શકે એવું તેનું માનવું હતું.

**સોશિયલ ડેમોક્રેસી**

હિન્દી સરકારની માફક જ લશ્કરી ખર્ચ લોકસભાના અંકુશ નીચે દર વર્ષે ન આવવું જોઈએ એમ બિસ્માર્ક માનતો હતો. તેને ૪૦૦,૦૦૦ માણસનું લશ્કર હમેશને માટે નિભાવવાનું ખર્ચ કશી પણ અવધિ નાખ્યા વિના જોઈતું હતું. અત્યંત વિષ્ટિ અને દબાણ પછી 'સેપ્ટનાટ' સપ્તવર્ષીય ઠરાવથી આ ખર્ચ સાત વર્ષ માટે મંજૂર થયું. નૌકા અને કિનારાના બચાવ માટે પણ ખર્ચ મંજૂર કરવામાં આવ્યું, પણ એ ખર્ચ નૌકાના ઉપયોગ, વેપાર અને કાંઠાના બચાવ માટે જ કરવાની શરત નાખવામાં આવી.

**લશ્કરી ખર્ચ**

૧૮૭૮માં હોડેલ નામના પ્રવાસી દલાલે કાઈઝાર વિલ્હેલ્મના જાન ઉપર હુમલો કર્યો. આ તકનો લાભ લઇને બિસ્માર્ક પોતાની

૧ Verein. ૨ Fur. ૩ Socialpolitik.

બેધારી ગત ખેલવા ઈચ્છતો હતો સોશિયલ ડેમોક્રસીને દાબી દેવાનો અને મજૂરોને મર્યાદિત સરક્ષણ આપવાનો

**સામ્યવાદિ ત્રાસ** કાયદો મજૂર કરાવવા તેણે ઉદારમતવાદિઓનો સાથ માગ્યો પરતુ તેમા તે નિષ્ફળ ગયો પહેલા હુમલા પછી એકવીસમે દિવસે જૂનની બીજી તારીખે ડા નોબિલિન્ગે[૪] ફરી સમ્રાટનો જાન લેવા પ્રયત્ન કર્યો અને આ વખતે એ ગભીર રીતે ઘાયલ થયો બિસ્માર્કે હવે નિર્ણય કરી લીધો અને રાઇકસ્ટાગને રૂખસદ આપી નવી ચૂટણીમા કોન્ઝરવેટિવ તત્ત્વો મોટી સખ્યામા આવ્યા અને બિસ્માર્કે પોતાનુ મનનુ ધાર્યું કર્યું

**સામ્યવાદ પર અકુશ** સોશિયલ ડેમોક્રેટિક સભાઓ સસ્થાઓ, ફાળાઓ, છાપાઓ તમામ બધ કરવામા આવ્યા અગ્રણી સામ્યવાદ પ્રચારકોને દેશવટો મળ્યો, અને જ્યા જ્યા સામ્યવાદનું જોર વધારે હતુ ત્યા ત્યા લશ્કરી કાયદો જાહેર થયો અઢી વર્ષને માટે જ આ જાપ્તો રાખવાની શરતે નેશનલ લિબરલો અને કોન્ઝરવેટિવોએ ૨૨૦ વિરૂદ્ધ ૧૪૯ મતે આ પગલાઓને મજૂરી આપી સોશિયલ ડેમોક્રેટ વિચારકો જર્મની છોડી સ્વિટ્ઝર્લાંડ ચાલ્યા ગયા અને ત્યાની સરહદ ઉપરથી છૂપી રીતે પ્રચારકામ ચાલુ રાખ્યુ.

૧૮૮૧મા બિસ્માર્કે મજૂરોનો ફરજિયાત વિમાને લગતો ખરડો રાઇકસ્ટાગમા દાખલ કર્યો તેની દરખાસ્ત એવી હતી કે, એક મધ્યસ્થ વિમા સસ્થા સ્થાપવી અને દરેક મજૂરનો

**મજૂરોનો ફરજિયાત વિમો** આ સસ્થાએ અકસ્માત સામે વિમો ઉતારવો અને વિમાના પ્રિમિયમો મજૂરો માલેકો અને મધ્યસ્થ તીજોરી ત્રણેએ આપવા ઉદારમતવાદિઓ રાજ્ય ઉપર કશો પણ બોજો નાખવા તૈયાર નહોતા અને કોન્ઝરવેટિવો

---

૪ Nabihling

સામ્યવાદની અસર અથવા ખ્યાલો વધારે પ્રમાણમા પ્રસરે એ જેવા માટે ખુશી નહોતા રાઈકસ્ટાગમા ફરજિયાત વિમાનો સિદ્ધાત કબૂલ રહ્યો, પણ મધ્યસ્થ વિમામંડળને બદલે દરેક સંસ્થાન જૂદુ વિમાખાતું પોતપોતાની તરફથી નિભાવે એવુ પસાર થવાથી, બિસ્માર્કે પોતાનો ખરડો પાછો ખેચી લીધો, કારણકે તેને રાઈક અને મજૂરવર્ગ વચ્ચે સારો સંબધ બાધવો હતો ૧૮૮૧થી ચૂટણીમા લિબરલો અને સોશિયલ ડેમોક્રેટો ફરી બહુમતિમા આવ્યા અને કૅાન્ઝરવેટિવ પ્રમાણ ઓછુ થયુ નવી રાઈકસ્ટાગ મળતા જ ગજમદેશ સાથે આ વિષયનો નવો ખરડો ફરી પાછો બિસ્માર્કે દાખલ કર્યો ગઈક

**રાઈકમા અથડામણ**

તરફથી ચલાવવાનું મધ્યસ્થ વિમામડળ પડતુ મૂક્યુ અને તેને બદલે સંસ્થાનોના અકુશ નીચે કામ અને ધધા પ્રમાણે જૂદા જૂદા મડળોનો બદોબસ્ત થયો બિસ્માર્કે વિમાના ખર્ચના પચ્ચીસ ટકા રાઈક આપે તેમ પ્રબધ કર્યો હતો છેવટે રાઈકના ફાળાને બદલે ફક્ત રાઈકની જામીનગીરીનો સિદ્ધાત મજૂર રહ્યો ૩૦૦૦ માર્ક સુધીના વાર્ષિક વેતનવાળા દરેક મજૂર વર્ગના માણસોને બિમારીનો વિમો ઉતરાવવાની ફરજ પાડવામા આવી આ કાયદા મુજબ બે તૃતીયાશ પ્રિમિયમ મજૂરો પોતાના વેતનમાથી માલિકો મારફત આપે અને બાકીનો એક તૃતીયાશ માલિકો આપે છે ૧૮૮૪મા અકસ્માતના ફરજિયાત વિમાને લગતો કાયદો પસાર થયો આ વિમાનું પ્રિમિયમ માલિકો આપે છે અને પોતાના હિતની જાળવણી માટે તેઓને પોતાના મડળો બાંધવાની છૂટ આપવામા આવી છે ૧૮૮૯મા વૃદ્ધાવસ્થા અને અશક્તિનાં પેન્શનોનો કાયદો પસાર કરવામા આવ્યો અને તેમા બિસ્માર્કે રાઈકની તીજોરીમાથી ફાળો આપવાનો સિદ્ધાત કબૂલ કરાવ્યો

**રાઈકનો ફાળો**

૧૮૮૭ના ફેબ્રુઆરીમા રાઈકની નવી ચૂંટણીમા કૅાન્ઝરવેટિવ

અને નેશનલ લિબરલોની સયુક્ત ચોકખી બહુમતિ હતી અને તેનો લાભ લઈને બિસ્માર્કે લશ્કર માટે ૪૧,૦૦૦ માણસો વધારે મેળવ્યા અને સાત વર્ષના વધારા માટે ખર્ચ મજૂર કરાવ્યો ૧૮૮૮મા લૅાડવેહ્ર અથવા લોકસેનામા ફરજિયાત નોકરી કરવા માટેની ઉમર ૩૦ વરસ સુધી વધારી

**લશ્કર**

૧૮૮૮ના માર્ચની નવમી તારીખે કાઈઝાર વિલ્હેલ્મ પહેલો ૯૧ વરસની ઉમરે મરણ પામ્યો તેના પછી તેનો વડો પુત્ર ફ્રેડરિક મસનદપર આવ્યો, પરતુ તે ગળાના દુ ખાવાને લીધે જૂલાઈની પદરમીએ મૃત્યુ પામ્યો તેના પછી તેનો અને આંગ્લ રાજવશિની વિકટોરિયાનો પુત્ર વિલ્હેલ્મ બીજો જર્મન રાઈકના કાઈઝ્રારપદ પર નિયુક્ત થયો આ વખતે તેની ઉમર ૨૯ વર્ષની હતી તે વિશ્વ દાવાનળના પ્રતાપે ૧૯૧૮મા પદભ્રષ્ટ થયો અને હજી હૉલાડમા પોતાનુ વૃદ્ધજીવન વ્યતીત કરે છે.

**વિલ્હેલ્મ બીજો**

બિસ્માર્કને તેણે ચાન્સેલરના પદ ઉપર ચાલુ રહેવાનું કહ્યું, પરતુ થોડા જ વખતમા બન્ને વચ્ચે સખત મતભેદ ઉભો થયો. ૧૮૮૯મા જ હજી વૃદ્ધાવસ્થા અને અશક્તિના પેન્શનોનો કાયદો પસાર થયો હતો યુવાન વિલ્હેલ્મે એથી વધારે આગળ વધીને સામાજિક કાયદાનો એક ખરડો બનાવી બિસ્માર્કને તે રાઇક્સ્ટાગમા રજૂ કરવા આજ્ઞા કરી ચાન્સેલરે ઉતાવળ નહિ કરવા અને એ ખરડા પર વિચાર કરી તેના પ્રબધો ધ્યાનપૂર્વક તપાસવાની સૂચના કરી, પણ યુવાન સમ્રાટને ગળે એ વાત ઉતરી નહિ. તેને તો એ ખરડો એક જાહેર ઢઢેરા તરીકે લોક સમક્ષ મૂકવો હતો આ તકરાર ચાલતી હતી તેટલામાં સામ્યવાદિઓ સામેનો કાયદો ૧૮૯૦મા

**બિસ્માર્ક અને વિલ્હેલ્મ**

**પ્રતિસામ્ય કાનૂનો**

પૂરો થવા આવ્યો. કૈસેર ફ્રેડરિક ૧૮૮૮માં પૂરો થયા પછી હિન્ડી સરકારે એ પાઠો ન જ ગાવ્યો નહોતો, પરંતુ ક્યાંક નરમ સ્વરૂપમાં આ કાયદો ચાલુ રાખવાની બિસ્માર્કની મરજી હતી. જર્મનપ્રથા પ્રમાણે રાઈકસ્ટાગને ફક્ત રાઈક્સ કાન્સ્લર૫—રાજ્યમંત્રી ચાન્સેલર—જવાબદાર હતો અને બીજા 'સેક્રેટરીઓ'

**ચાન્સેલરની જવાબદારી**

અગર મંત્રીઓ ચાન્સેલરને પોતાને જવાબદાર અને તેની નીચે હતા. ૧૮૭૭માં સેક્રેટરીઓને ચાન્સેલરના પ્રતિનિધિ તરીકે રાજ્યકર્તાનાં ફરમાનો ઉપર સહી કરવાની સત્તા આપવામાં આવી હતી; પણ સામુદાયિક જવાબદારીનો સિદ્ધાંત હજી દાખલ કરવામાં આવ્યો નહોતો. ૧૮૯૦માં સામ્યવાદીઓ સ્હામેના કાયદાના સંબંધમાં બિસ્માર્કે પોતાના મંત્રીઓને પોતાના આદેશ પ્રમાણે વર્તવાનું કહ્યું અને સીધા કાઈઝારને મળવાની મના કરી. આ મંત્રીઓ હજી પ્રશિયાની અમલદારી રીત પ્રમાણે રાજાના અને સમ્રાટના નોકર ગણાતા હતા અને પોતાના વડાપ્રધાનની સાથે સમ્મત થવું જ જોઈએ એ સિદ્ધાંત સ્વીકારવા તૈયાર નહોતાં. સમ્રાટે પણ બિસ્માર્કની વાત કબૂલ ન રાખી. વડા

**કલેશ**

પ્રધાન સમ્રાટને મર્યાદા અને અંકુશમાં ન રાખી શકે. જો સમ્રાટ્ તેના વિના પોતાના અમલદારોને ન મળે, તો પછી એ પદભ્રષ્ટ જેવી સ્થિતિનો શો અર્થ ! એવી દલીલ કરી કાઈઝાર વિલ્હેલ્મે બિસ્માર્કને એ હુકમ પાછો ખેંચી લેવા આજ્ઞા કરી. ચાન્સેલરની સત્તા અને મોભો નબળાં પડે

**બિસ્માર્કનું રાજિનામું**

તો રાજ્યકનું તંત્ર અવ્યવસ્થિત થઈ જાય એ મુદ્દાસર બિસ્માર્કે તેમ કરવાની ના પાડી. વિલ્હેલ્મે આ હુકમ રદ કરવાનો ખરડો તૈયાર કરી રાઈકમાં રજૂ કરવાનો અથવા તો બિસ્માર્કને રાજિનામું

૫ Reichskanzler.

આપવાનો હુકમ કર્યો અને ૧૮૯૦ના માર્ચની ૧૮મી તારીખે પ્રિન્સ બિસ્માર્કે ચાન્સેલરપદનું રાજીનામું આપી દીધું.

નાના ફડનવીસની પેઠે બિસ્માર્કની નિવૃત્તિ સાથે જ રાઇકની શક્તિ, મુત્સદ્દીગીરી અને પ્રમાણભાન પણ ચાલ્યા ગયા. રાઇકને જન્મ આપ્યા પછી બિસ્માર્કે યૂરપને ઓગણીસ વર્ષ સુધી શાંત રાખ્યો હતો. ઑસ્ટ્રિયા અને રશિયાને, રશિયાને

**બિસ્માર્કનું કાર્ય**

અને ઇંગ્લાંડને, અને ઑસ્ટ્રિયા અને ઇટલીને લડતાં અટકાવ્યાં હતાં. ફ્રાન્સને એકલું પાડ્યું હતું, પણ તે છતાં એવું કશું કર્યું નહોતું કે જેથી એ વૈરભાવથી પ્રજ્વળી રહેલો રાષ્ટ્ર, આંતરરાષ્ટ્રીય શાંતિમાં વિક્ષેપ નાખી શકે. તેના જતાંની સાથે યૂરપનો શાંતિદંડ પડી ભાંગ્યો

**યૂરપનો શાંતિદંડ**

અને ૧૮૯૦થી ૧૯૧૪ સુધીમાં એક પછી એક એવા બનાવો બનતા ગયા કે જેના પરિણામમાં વિશ્વદાવાનળ પ્રકટ્યો. એ દાવાનળના તણખા હજી હોલાયા નથી અને એ અગ્નિગર્ભ તણખામાંથી ફરી પાછી યુદ્ધજ્વાળાઓ ક્યારે પ્રગટી નીકળશે તેની કોઇને ખબર પણ નથી. ૧૮૯૦ થી ૧૯૧૮ સુધીના યૂરપના રાજકારણીય બનાવો આપણે પહેલાં તપાસી લઇએ, અને એ અવલોકન પૂરું કર્યા પછી યૂરપનું સમાજ અને સંસ્કૃતિ પ્રકરણ તપાસીએ.

કાઇઝાર વિલ્હેલ્મ મસનદ ઉપર આવ્યો ત્યારે તેની ઉમર ફક્ત ૨૯ વરસની હતી. તેના ઉદ્દેશો સારા હતા, તેના આદર્શો ઉંચા હતા, પણ તેનામાં બિસ્માર્કની પરિપકવતા નહોતી, દાવ

**કાઇઝાર વિલ્હેલ્મ**

માર્યા પછી શાંતિથી તેના ફળની રાહ જોવા જેટલી ધીરજ નહોતી અને મંત્રણા પૂરી થયા પહેલાં મંત્ર વિષે ઉચ્ચાર સરખો પણ નહિ કરવા જેટલી મુત્સદ્દીગીરી ન હતી. બિસ્માર્ક પછી કાપ્રિવિ, હોહેન્લોહે, બ્યુલો અને બેથ્માન-હોલ્વેગ

**જર્મનતંત્રની શાંતિપ્રિયતા**

એમ ચાર ચાર શાઈકસકાન્સલરો ઉત્તરોત્તર ૧૯૧૪ સુધીમાં આવ્યા, પરંતુ બિસ્માર્કની પ્રતિભા તેમાંના કોઈમાં નહોતી, અને કાઇઝાર અને તેમની વચ્ચે માનમ અને મનનું ઐક્ય પણ નહોતુ. તે બધા–કાઇઝાર સહિત–શાંતિ ચાહતા હતા અને જર્મનીને સમૃદ્ધ અને સુરક્ષિત રાખવા માગતા હતા. તેમનામાં બિસ્માર્કની પ્રતિભા નહોતી તેથી પરરાજ્યોના મુત્સદ્દીઓ ઉપર તેમનો પ્રતાપ પડતો નહોતો. જર્મનીને સમૃદ્ધ બનાવવા તેમને નવા મૂલકો અને નવાં ક્ષેત્રો શોધવા પડતા હતાં શાઈકના પ્રદેશને સુરક્ષિત રાખવા માટે તેમને અત્યંત વેગવાળી અને અજેય સેના રાખવી પડી હતી અને નૌકાબળ કેળવવુ પડયું હતુ. તેમના સંરક્ષણની જરૂરિયાત બરોબર જોયા વિના તેના પાડોશીઓ પોતાની લશ્કરી તૈયારીઓ વધાર્યે જતા હતા અને તેઓ આ શાંતિપ્રિય જુવાન રાષ્ટ્રને જગતની નજરમાં હીણુતા હતા. રાજાઓ અને પરદેશ સાથેના વ્યવહાર સાચવવાની જવાબદારી જેને સોંપવામાં આવે તેવા માણસોએ ખાસ કરીને વાક્‌સંયમ સાચવવાની જરૂર છે, પણ થથરાવી નાંખે એવા ભાષણો કરવાની વિલ્હેલ્મ બીજાની વૃત્તિ હમેશાં તેના પ્રધાન અને રાષ્ટ્રને મુશ્કેલીમાં નાખતી હતી.

**કમ આવડત**

**જર્મની વિરુદ્ધ પ્રચાર કાર્ય**

બિસ્માર્ક પદચ્યુત થયો ત્યારે જર્મની એક બાજૂથી રશિયા અને ઑસ્ટ્રિયા સાથે અને બીજી બાજૂથી ઑસ્ટ્રિયા અને ઇટલી સાથે સંધિસંકલિત હતું. ફ્રાન્સ તો પહેલેથી જ વૈરથી તડપી રહેલું હતું અને જર્મની જગદ્દિગ્વિજય કરવા ઇચ્છે છે એવું પ્રચાર કાર્ય પહેલેથી કરી રહ્યું હતુ ઇંગ્લાંડ વિચાર કરતું હતું કે, તેણે પોતાની મૈત્રીનો કળશ જર્મની, રશિયા કે ફ્રાન્સમાંથી કોના ઉપર ઢોળવો?

તેને પોતાના સામ્રાજ્યનો સ્વાર્થ પહેલો ગળે વળગ્યો હતો

**રશિયા અળગુ પડયુ**

રશિયા જર્મનીથી પહેલુ અળગુ પડયુ ૧૮૮૭મા બિસ્માર્કે ઝાર સાથે પરાવર્ત્તિ રક્ષણની સધિ–'રિઈન્સ્યોરન્સ ટ્રીટી' કરી હતી એ સધિને પ્રામાણિક તો ન જ કહી શકાય, પરતુ ઑસ્ટ્રિયા અને ઈટલિ સાથેની સંધિમા જે અવકાશ રાખ્યો હતો તેથી યુરપની શાતિ માટે એ અત્યત જરૂરી હતી બિસ્માર્કની અનીતિમય ચાણાક્ય નીતિ વિષે ક્રાન્સ અત્યત પ્રચારકાર્ય કરતુ હતુ કાપ્રિવિ અનુભવ હીન હતો અને વિલ્હેલ્મ આદર્શવાદિ અને પ્રામાણિકતાના આડબરથી અકળાયેલો હતો તેમછે રશિયાની ઇચ્છા આ સધિ ચાલુ રાખવાની હતી છતા એ છૂપી ચાલ વાજબી નથી એ સિદ્ધાત ઉપર જઈ તેમ કરવાની ના પાડી રશિયાને અત્યત આશ્ચર્ય થયુ પણ જર્મની પોતાની પ્રમાણિકતા ઉપર સ્થિર હતુ આનો લાભ ક્રાન્સે લીધો અત્યારસુધી બિસ્માર્કની માકિયાવેલી રાજનીતિએ ક્રાન્સને એકલુ પાડી દીધુ હતુ હવે ક્રાન્સે જર્મનીને એકલુ

**ક્રાન્સની બાજી**

પાડવાની બાજી ખેલવા માંડી રશિયાને આ ન્યમા સર્વોપરિ થવુ હતુ દર્દનાળ–ડાર્ડેનલ્સની સામુદ્ર ધુનીનો કબજો જોઈ તો હતો ઈસ્તબૂલમા ગ્રીક સપ્રદાયનું થાણુ નાખવુ હતુ ક્રાન્સને આલ્સાસ–લોરેન પાછા જોઈતા હતા અને યુરપના રાજકારણમા તેનું ગુમાવી દીધેલુ અગ્રસ્થાન ફરી મેળવવુ હતુ એ બન્નેએ પહેલા પરસ્પર સરક્ષક–ડિફેન્સિવ સધિ કરી, જર્મનીને રશિયાથી અળગુ પાડયુ અને પોતાની આકાક્ષા ઉપર દૃષ્ટિ ફેરવી

**જાપાનની અવહેલના**

છતા પણ કાઈઝાર કે કાપ્રિવિ પરદેશખાતાના પ્રધાન માર્શાલ કે મસનદ પાછળના સગજરૂપ હોલ્સ્ટાઈન કોઈના હૃદયમા ક્રાન્સ માટે ખાસ શત્રુતા નહોતી ચીન સાથેના વિગ્રહમા જાપાન

જીત્યું ત્યારે તે મંચુરિયાનો કોળિયો ન કરે તેટલા માટે જર્મનીએ ફ્રાન્સ અને રશિયા સાથે મળીને જાપાનને શેમોનોસેકિના કોલ-કરારોનો એક જરા સરખો પણ લાભ ઉઠાવવા દીધો નહિ

**ગ્રેટબ્રિટન**

આ વખતે ગ્રેટબ્રિટનને ભૂમધ્યસમુદ્રનુ મરક્ષણ જરૂરનું લાગ્યું અને યુરપખડમાં પોતે અત્યારસુધી સાચવી રાખેલુ અળગાપણુ ત્યજી દેવા માટે પગલા લેવા માડયા' ભૂમધ્યમાં ઈટલી, ફ્રાન્સ અને રશિયાનો તેને અત્યત ભય હતો અને એ દુશ્મનો સાથે વાટાઘાટ કરતા પહેલા જોસેફ્ ચેમ્બરલેનને[૬] જર્મનીનો ચોખો ચાપી જોવાની ઇચ્છા થઈ. ગ્રેટ-બ્રિટને તો એમ જ માન્યુ હતું કે, જર્મની તેની આ માગણીથી ફૂલણ-જીની માફક કૂદકો મારશે; પરંતુ ગ્રેટબ્રિટન દૂર રહ્યુ અને રશિયા તથા

**ફ્રાન્સ અને રશિયા તરફ ઝેર**

ફ્રાન્સ આ સધિથી ઉકળી જઈ લડાઈ જાહેર કરે તો જર્મની ઘટીનાં બે પડ વચ્ચેના દાણાની પેઠે પીસાઈ જાય એવો સંભવ જર્મન શાઈક પાસે આવીને ઉભો રહ્યો. ગ્રેટબ્રિટનને રશિયા અને ફ્રાન્સ બન્ને સાથે દુશ્મનાવટ હતી અને મિસીરમા ફ્રાન્મ સાથે અને હિન્દુસ્તાન, ચીન તથા ઈરાનમાં ગ્રેટબ્રિટનને રશિયા સાથે કયારે લડાઇ સળગી ઉઠે તે કહી શકાતું નહોતુ જર્મનીની સહિમલામતીનો ચોખો વિચાર કરીને

**અત્યંત સાવધાન જર્મની**

તે દેશના સત્તાકેન્દ્રે છેવટનો નિર્ણય હાલ તુરત જણાવવાની ના કહી તે બ્રિટનનું હથિયાર બનવા તો માગતુ જ નહોતુ; પરતુ તેને આજ નહિ તો કાલ પણ પોતાનું હથિયાર બનાવવા માટે બ્રિટને આફ્રિકામા તથા બીજે થોડી સપત્તિક્ષેત્રની સગવડ કરી આપી જર્મનીએ બ્રિટન સાથે સાવ બગાડવામા લાભ નથી એમ જાણી ઝાંઝીબારનો દ્વીપ બ્રિટનને સુપ્રત કર્યો. પરતુ રશિયા અને ફ્રાન્સની

૬ Chamberlain

ઘટી વચ્ચે પીસાતાં બ્રિટિશ કાફ્લો જર્મનીનું રક્ષણ કરી શકે કે કેમ, તે સંશય તો ૧૯૦૧માં પણ પાછો સામો આવીને ઉભો રહ્યો. ગ્રેટબ્રિટનની સમ્રાજ્ઞી વિક્ટોરિયાને ફ્રાન્સનું મ્હોં ગમતું નહોતું. તેને બને ત્યાંસુધી જર્મની સાથે જ સબંધ બાંધવો હતો,

**વિક્ટોરિયા અને ફ્રાન્સ**

પણ આ પ્રશ્ન મોટો હતો. એડવર્ડ સાતમાને કાઈઝાર વિલ્હેલ્મ સાથે બનતું નહોતું, અને વિલ્હેલ્મ ઈંગ્લાંડ ગયો હતો ત્યારે તેણે પોતાના મામાનો સારો અભિપ્રાય મેળવવા બહુ તકલીફ લીધી નહોતી. આ બેદરકારીનો જર્મનવિરોધિ અને ફ્રાન્સપ્રિય પક્ષોએ ઈંગ્લાંડમાં ખૂબાટ ઉઠાવ્યો હતો. રાઇકસકાન્સ્લરે પણ સમ્રાટ્ તરફથી એવી બેદરકારી ન બતાવાય તો ઠીક એવું જણાવ્યું હતું. તે છતાં ૧૯૦૧માં જર્મનીએ બ્રિટન સાથે સંધિ કરવા માટે પોતાના તરફથી પ્રયાસ શરૂ કર્યા.

**જર્મનીના સંધિ માટેના પ્રયત્નો**

સંધિ થાય તો સારૂં એમ લોર્ડ લેન્સડાઉન[૭] માનતો હતો; પરતુ સંધિ થાય અને થાય તોપણ લાંબો સમય ટકે તેવા બહુ સંભવો જોતો નહોતો. વડો પ્રધાન સૅલ્સબરી[૮] અને અંડર સેક્રેટરી ઑફ સ્ટેટ સર ફ્રાન્સીસ બર્ટી હજી યૂરપની સંધિવ્યગ્રતાથી અલગ રહી ફ્રાન્સને ખુશ કરવા માગતા હતા.

ઘટી વચ્ચે પીસાતાં બ્રિટિશ કાફલો જર્મનીનું રક્ષણ કરી શકે કે કેમ, તે સંશય તો ૧૯૦૧મા પણ પાછો સામો આવીને ઉભો રહ્યો. ગ્રેટબ્રિટનની સમ્રાજ્ઞી વિક્ટોરિયાને ફ્રાન્સનું મ્હો ગમતુ નહોતુ. તેને બને ત્યાસુધી જર્મની સાથે જ સબધ બાધવો હતો,

**વિક્ટોરિયા અને ફ્રાન્સ**

પણ આ પ્રશ્ન મોટો હતો. એડવર્ડ સાતમાને કાઈઝાર વિલ્હેલ્મ સાથે બનતુ નહોતું, અને વિલ્હેલ્મ ઈંગ્લાડ ગયો હતો ત્યારે તેણે પોતાના મામાનો સારો અભિપ્રાય મેળવવા બહુ તકલીફ લીધી નહોતી. આ બેદરકારીનો જર્મનવિરોધિ અને ફ્રાન્સપ્રિય પક્ષોએ ઈંગ્લાડમાં ખૂબ્રાટ ઉઠાવ્યો હતો. રાઇકસકાન્સ્લરે પણ સમ્રાટ્ તરફથી એવી બેદરકારી ન બતાવાય તો ઠીક એવુ જણાવ્યું હતુ તે છતા ૧૯૦૧માં જર્મનીએ બ્રિટન સાથે સધિ કરવા માટે પોતાના તરફથી પ્રયાસ શરૂ કર્યો.

**જર્મનીના સંધિ માટેના પ્રયત્નો**

સંધિ થાય તો સારૂ એમ લૉર્ડ લૅન્સડાઉન[૭] માનતો હતો; પરતુ સધિ થાય અને થાય તોપણ લાબો સમય ટકે તેવા બહુ સભવો જોતો નહોતો. વડો પ્રધાન સેલ્સબરી[૮] અને અંડર સેક્રેટરી ઑફ સ્ટેટ સર ફ્રાન્સીસ બર્ટી હજી યૂરપની સંધિવ્યગ્રતાથી અલગ રહી ફ્રાન્સને ખુશ કરવા માંગતા હતા

આ વાટાઘાટ શરૂ કરતા પહેલા જર્મનીએ પોતાની અસલ બોઅેર સ્વાતંત્ર્ય તરફની રાજનીતિ ફેરવી નાખી હતી અને જેમ્સનના દરોડા વિષે, બોએરો તરફથી લડાઈમા ઉતરવા વિષે અને ક્રુગરને કરેલા તાર વિષે બ્રિટન સાથે સમજાવટ કરી લીધી હતી. આખી યે વાટાઘાટમા ૧૭૯૭-૯૮મા ટિરપિટ્ઝે[૯] જર્મન નૌકાબળ વધાર્યું હતું તેનો ખુલાસો પણ આપી દીધો હતો અને ઈંગ્લાંડ સાથેના સસ્થાનિક કજિયાઓ પણ બે વર્ષ પહેલા પતી ગયા હતા. જર્મનીએ

૭ Lansdoung. ૮ Salsbury. ૯ Tirpitz.

હવે એવી સૂચના મૂકી કે, જો મૈત્રિ રચવી હોય તો જર્મની અને ઇંગ્લાંડ વચ્ચે નહિ, પરંતુ એક તરફ ત્રિરાષ્ટ્ર–ઑસ્ટ્રિયા, ઇટલી અને જર્મની; બીજી બાજૂ સમસ્ત બ્રિટિશ સામ્રાજ્ય, એવી રીતે સંધિ કરવી. તેની બીજી ઇચ્છા એવી હતી કે, બન્ને પક્ષમાંથી કોઈના પણ અંગભૂત

**જર્મન નોકા**

ઉપર એક કરતાં વધારે રાષ્ટ્ર અત્યાચાર કરે અગર વિગ્રહ જાહેર કરે તો છૂટા રહેલા આખા પક્ષે વ્હારે ચ્હડવુ. સેલ્સબરીનો વિરોધ ધ્યાનમાં લેતાં લેન્સડાઉને આ કબૂલ રાખ્યુ નહિ, એટલે બન્ને પક્ષ છૂટા છૂટા એક એક પ્રદેશ લઈ તે વિષે કંઈ સમજૂતી પર અવાય તેમ છે કે નહિ તે વિચારપર બેઠા. મોરોક્કોનો સવાલ તપાસતાં ફ્રાન્સ સાથે એકદમ અથડામણુ આવે એવું લાગતા જર્મનીએ એ સવાલ એમ ને એમ રહેવા દીધો. ભૂમધ્ય સમુદ્રનો મામલો તપાસતા ફ્રાન્સ, ઇટલી અને રશિયા, ત્રણે સાથે અથડામણમાં આવવાનો સંભવ લાગતાં એ સવાલ પણ છોડી દીધો. ઇરાની અખાત માટે સમજૂતી કરવામાં રશિયાનો ભય લાગ્યો એટલે એના ઉપર પણ ઇંગ્લાંડ સાથે જર્મની

**અતિ પ્રામાણિકતા**

કાંઇપણ કરી શક્યુ નહિ એટલે કેવળ ભય અને વેદિયા જેવી પ્રમાણિકતા જાળવવા જતા જર્મનીએ ઇંગ્લાંડની મૈત્રી ખોઈ. દરમ્યાનમાં ફ્રાન્સમાં ડેલ્કાસ્સેએ[10] પોતાની, લોકસત્તાક રાષ્ટ્રને ન છાજે એવી વૈપુલ્યનીતિ–એક્સપાન્શન પોલિસી–શરૂ કરી દીધી હતી. ૧૮૮૦માં માડ્રીડમાં આંતરરાષ્ટ્રીય કરારો થયા હતા તેમા બીજા

**ડેલ્કાસ્સેની ભેદનીતિ**

રાજ્યો સાથે જર્મનીને પણ મોરોક્કોમાં વેપાર વગેરેના હક્ક છે એવું કબૂલ રાખવામાં આવ્યું હતુ. ૧૯૦૧માં ડેલ્કાસ્સેએ સ્પેન સાથે છૂપા કરારો કર્યા, તેમાં આટલાંટિક કિનારા ઉપર જર્મનીને

૧૦ Delcasse.

કેટલાક ખાસ હક્ક આપવાનુ નક્કી કર્યું હતું. હવે ડેલ્કાસ્સેએ રશિયા સાથે ફ્રાન્સનો સંબંધ વધારે સંઘટ્ટ કર્યો. આ સંધિમાં જર્મનીને દાબી દેવાની વાત સ્પષ્ટ થઈ હતી અને તુર્કીના અવસાન પછી ઑસ્ટ્રિયા-હંગરીના હાબ્સબર્ગ મૂલકને કેવી રીતે ગળી જવો એ સભાવના વિચારવામાં આવી હતી. ૧૯૦૨મા ડેલ્કાસ્સેએ ઈટલીને ત્રિરાષ્ટ્રના મિત્રસઘમાથી ફોડયુ. ત્રિરાષ્ટ્રસંધિ એ પરસ્પર સહાય્યની સંધિ હતી અને તેમા ઇટલીને જો ફ્રાન્સ તેના ભૂમધ્યસમુદ્રના હક્ક ઉપર તરાપ મારે અગર તેના અનુસંધાનમાં તેના ઉપર હુમલો કરે તો મદદ કરવાનુ વચન અપાયુ હતું. ૧૮૯૭માં ગ્રેટબ્રિટને ઈટલીના ભૂમધ્યસમુદ્રના હક્ક વિષેનું કરારનામુ રદ કર્યું. હવે ફ્રાન્સ અને ઇટલીને તો આ વિષયમાં જબરી અથડામણ હતી. મોરોક્કો અને અલ્જીર્સમાં ફ્રાન્સનો પગ બરોબર ખોડાતાં ઇટલીને તો પોતાનો રાષ્ટ્ર ફ્રેંચ ચરણે ઢળી પડેલો દેખાવા લાગ્યો. ૧૯૦૨માં ડેલ્કાસ્સેની પ્રેરણાથી ઈટલીએ ત્રિરાષ્ટ્રસંધિ ઉપર પોતાનું વાર્તિક બહાર પાડ્યું. જો ચોકખો, સીધો ખીજવાટ ઉભો કરી જર્મની વગેરે ફ્રાન્સને યુદ્ધમાં ઉતરવા ફરજ પાડે તો ઈટલી તટસ્થ રહે, આને બદલે ડેલ્કાસ્સેએ ટ્રીપોલીની આસપાસના પ્રદેશમાં પગપેસારો કરવાના ઇટલીના હક્કો સ્વીકાર્યા અને મોરોક્કોમાં પણ ઇટલીનાં હિત મંજૂર રાખ્યાં.

**ઇટલીની કુટિલતા**

૧૯૦૧ની જર્મની સાથેની વાટાઘાટનું કંઈ પરિણામ નહિ આવતાં અંગ્રેજ રાષ્ટ્રે ફ્રાન્સ સાથે ચેનચાળા કરવા માંડયા ડેલ્કાસ્સેને ઈંગ્લાંડની જરૂર હતી. ઈંગ્લાંડનો રાજા શાંતિવિધાયક એડવર્ડ ફ્રાન્સમાં જઇ આવ્યો અને ૧૯૦૪માં અંગ્રેજો અને ફ્રેંચ વચ્ચે મિત્રાચારીના કોલકરારો થયા. મિસર ખાલી કરવાનાં અનેક

**શાંતિવિધાયક એડવર્ડ**

કેટલાક ખાસ હક્ક આપવાનુ નક્કી કર્યું હતુ. હવે ડેલ્કાસ્સેએ રશિયા સાથે ફ્રાન્સનો સંબધ વધારે સંઘટ્ટ કર્યો. આ સંધિમા જર્મનીને દાબી દેવાની વાત સ્પષ્ટ થઈ હતી અને તૂર્કીના અવસાન પછી ઑસ્ટ્રિયા-હુંગરીના હાપ્સબર્ગ મૂલકને કેવી રીતે ગળી જવો એ સભાવના વિચારવામા આવી હતી. ૧૯૦૨માં ડેલ્કાસ્સેએ ઈટલીને ત્રિરાષ્ટ્રના મિત્રમંઘમાથી ફોડ્યું. ત્રિરાષ્ટ્રસધિ એ પરસ્પર સહાય્યની સંધિ હતી

**ઇટલીની કુટિલતા**

અને તેમા ઇટલીને જો ફ્રાન્સ તેના ભૂમધ્યસમુદ્રના હક્ક ઉપર તરાપ મારે અગર તેના અનુસંધાનમા તેના ઉપર હુમલો કરે તો મદદ કરવાનુ વચન અપાયુ હતુ. ૧૮૯૭મા ગ્રેટબ્રિટને ઈટલીના ભૂમધ્યસમુદ્રના હક્ક વિષેનું કરારનામુ રદ કર્યું. હવે ફ્રાન્સ અને ઇટલીને તો આ વિષયમા જબરી અથડામણ હતી. મોરોક્કો અને આલ્જીર્સમાં ફ્રાન્સનો પગ બરોબર ખોડાતાં ઇટલીને તો પોતાનો રાષ્ટ્ર ફ્રેંચ ચરણે ઢળી પડેલો દેખાવા લાગ્યો. ૧૯૦૨મા ડેલ્કાસ્સેની પ્રેરણાથી ઈટલીએ ત્રિરાષ્ટ્રસંધિ ઉપર પોતાનુ વાર્તિક બહાર પાડ્યુ જે ચોકખો, સીધો ખીજવાટ ઉભો કરી જર્મની વગેરે ફ્રાન્સને યુદ્ધમાં ઉતરવા ફરજ પાડે તો ઈટલી તટસ્થ રહે, આને બદલે ડેલ્કાસ્સેએ ટ્રીપોલીની આસપાસના પ્રદેશમાં પગપેસારો કરવાના ઇટલીના હક્કો સ્વીકાર્યા અને મોરોક્કોમાં પણ ઇટલીનાં હિત મંજૂર રાખ્યાં.

કોઈ રીતે સમજાવી શક્યો નહિ. ઑસ્ટ્રિયાએ તો રશિયાની સંમતિનો લાભ લઈ એ બન્ને પ્રાંતો પોતાના મૂલકમાં જોડી દીધા. જર્મનીએ પણ તેમાં સંમતિ આપી. રશિયાથી ઉઘાડી રીતે આગળ પડાય તેમ નહોતું, એટલે તેણે સર્વિયાને ઉશ્કેર્યું અને એ પુલણજી રાષ્ટ્રે જબરો વિરોધ તથા કકળાટ ઉઠાવ્યાં. રશિયા વગેરે તેને મદદ કરશે એવી શ્રદ્ધાથી એણે જબરી નુકસાની માગી અને રણાંગણ માટે લશ્કરને તૈયાર કર્યું. જર્મનીએ જોયું કે ઑસ્ટ્રિયા અને સર્વિયા લઢી પડશે તેથી તેણે તરત રશિયાને અંતિમ સંદેશ પાઠવ્યો. રશિયા હજી જાપાનના ઘા ભૂલી ગયું નહોતું અને તેથી લડવાને તૈયાર નહોતું. એટલે તેણે સમય વર્તી જઈ સર્વિયાને નરમ પાડયું અને ૧૯૦૮નું વેર ૧૯૧૪માં વાળ્યું. પરંતુ જર્મની પોતે પણ તે વખતે લડવાને તૈયાર નહોતું અને આ અંતિમ સંદેશ વિગ્રહ થતો અટકાવવા માટે જ રશિયાને મોકલવામાં આવ્યો હતો. આ જ પ્રમાણે ૧૯૦૯માં ફ્રાન્સ સાથે જર્મનીએ મોરોક્કો વિષે નવેસરથી કોલકરારો કર્યા, પણ ૧૯૦૪માં સ્પેન અને ફ્રાન્સ વચ્ચે છૂટા કોલકરારો એ આખો પ્રદેશ પોતપોતામાં વહેંચી લેવા માટે થયા હતા અને ઇંગ્લાંડે તેમાં સંમતિ આપી હતી. ૧૯૧૧માં અલ્જેસિરાસની આ સંધિ તોડી ફ્રાન્સે ફેઝ ઉપર હુમલો કર્યો. જર્મનીએ આ બાબતમાં વાંધો દર્શાવ્યો અને ફ્રાન્સે નરમ પડી જર્મનીના હક્ક કબુલવા જેવો ભાવ દર્શાવ્યો; છતાં પણ મહિનાઓ સુધી કશો નિકાલ આવ્યો નહિ. જર્મનીમાં રાષ્ટ્ર આવેશ વધતો જતો હતો એટલે જર્મનીએ અગાદીર ખાતે "પાંથર" નામના

**સર્વિયા**

**જર્મનીનો અંતિમ સંદેશ**

**અગાદીર**

દરમ્યાનમાં અંગ્રેજ અને રશિયન રાષ્ટ્રો વચ્ચેનો સબંધ ગાઢો કરતુ જતુ હતુ. ૧૯૦૫માં રશિયાને જાપાને ખૂબ ખોખરૂં કર્યું હતુ તેથી પાસિફિક તરફથી પોતાની નજરને પાછી વાળી તૂર્કી અને ઈરાન ઉપર દોડાવવાની ફરજ પડી હતી. ૧૯૦૭મા પર્શિયાના રશિયા તથા ગ્રેટબ્રિટને ભાગલા પાડી લીધા અને જર્મનીના તે બાજૂનાં સ્વપ્નોને ફુક મારી ઉડાવી દીધાં. આ પ્રમાણે પર્શિયામા સંતોષ પામી, રશિયાએ એ વર્ષ દમ ખાઈ, પોતાની બાલ્કનની બાજી શરૂ કરી; પરંતુ જાપાનને હાથે એ રાષ્ટ્ર છક્કડ ખાઇએલ પછી અને ઇંગ્લાંડ અને જાપાનની મૈત્રી ગાઢ થતી દેખીને વિલ્હેલ્મે તેનો લાભ લેવા પ્રયત્ન કર્યો હતો. ખંડસ્થ ત્રણ મહારાજ્યોનું ઐકય સાધવાના હેતુથી બ્યોર્કોની મૈત્રસંધિ ઉપર નિકોલસની[૧૪] સહિ લીધી, પણ ફ્રાન્સ ચેતી ગયું અને એ સંધિ રદ કરાવી. ગ્રેટબ્રિટને ચેતીને ઉપર કહ્યા પ્રમાણે અફઘાનીસ્તાન, ટિબેટ, પર્શિયા વગેરેમાંના રશિયા સામેના વાંધાઓ પતાવી નાખ્યા હતા. ૧૯૦૮માં રશિયાના પરદેશખાતાના પ્રધાન ઇસ્વોલ્સ્કીએ[૧૫] ઑસ્ટ્રિયા–હુંગરી સાથે એવી સમજૂતી કરી કે વિયેનાએ ડાર્ડેનલ્સમાથી રશિયન મનવારોને પસાર થવા દેવા રજા આપવી. તેના બદલામાં રશિયા ઑસ્ટ્રિયા–હુંગરીના તેના હાથમાંના બોઝનિયા–હર્ઝેગોવિનાના મૂલકો ખાલસા કરવામા વાંધો ન લે. જર્મની આ બાબતમાં વચમાં પડ્યું નહિ પણ આ વાત ગ્રેટબ્રિટનને રૂચતી નહોતી. રશિયાની મૈત્રિ તે પોતાના સ્વાર્થ માટે ચ્હાતું હતુ–નહિ કે ભૂમધ્ય સમુદ્રમાં તેને બરોબર સુએઝની નહેરના માથા ઉપર ઉભા રહેવા દેવા માટે. ઇસ્વોલસ્કી ગ્રેટબ્રિટનને

ફ્રાન્સ, બ્રિટન અને રશિયા

ઇસ્વોલ્સ્કી

ઑસ્ટ્રિયા અને રશિયા

૧૪ Nicholas. ૧૫ ' v.

કોઈ રીતે સમજાવી શકયો નહિ ઑસ્ટ્રિયાએ તો રશિયાની સમતિનો લાભ લઈ એ બન્ને પ્રાંતો પોતાના મૂલકમા જોડી દીધા જર્મનીએ પણ તેમા સંમતિ આપી રશિયાથી ઉઘાડી રીતે આગળ પડાય તેમ નહોતુ, એટલે તેણે સર્વિયાને ઉશ્કેર્યું અને એ ફુલણજી રાષ્ટ્રે જબરો વિરોધ તથા કકળાટ ઉઠાવ્યા રશિયા વગેરે તેને મદદ કરશે એવી શ્રદ્ધાથી એણે જબરી નુકસાની માગી અને રણાંગણ માટે લશ્કરને તૈયાર કર્યું જર્મનીએ જોયુ કે ઑસ્ટ્રિયા અને સર્વિયા લ્હડી પડશે તેથી તેણે તગ્ત રશિયાને અંતિમ સદેશ પાઠવ્યો રશિયા હજી જાપાનના ઘા ભૂલી ગયુ નહોતું અને તેથી લડવાને તૈયાર નહોતુ એટલે તેણે સમય વર્તી જઈ સર્વિયાને નરમ પાડ્યું અને ૧૯૦૮નું વેર ૧૯૧૪મા વાળ્યુ પરંતુ જર્મની પોતે પણ તે વખતે લડવાને તૈયાર નહોતુ અને આ અંતિમ સંદેશ વિગ્રહ થતો અટકાવવા માટે જ રશિયાને મોકલવામા આવ્યો હતો આ જ પ્રમાણે ૧૯૦૯મા ફ્રાન્સ સાથે જર્મનીએ મોરોકકો વિષે નવેસરથી કોલકરારો કર્યા, પણ ૧૯૦૪મા સ્પેન અને ફ્રાન્સ વચ્ચે છૂટા કોલકરારો એ આખો પ્રદેશ પોતપોતામા વહેંચી લેવા માટે થયા હતા અને ઇંગ્લાંડે તેમા સમતિ આપી હતી ૧૯૧૧મા અલ્જેસિરાસની આ સધિ તોડી ફ્રાન્સે ફેઝ ઉપર હુમલો કર્યો જર્મનીએ આ બાબતમા વાંધો દર્શાવ્યો અને ફ્રાન્સે નરમ પડી જર્મનીના હક્ક કબુલવા જેવો ભાવ દર્શાવ્યો, છતાં પણ મહિનાઓ સુધી કશો નિકાલ આવ્યો નહિ જર્મનીમા રાષ્ટ્ર આવેશ વધતો જતો હતો એટલે જર્મનીએ અગાદીર ખાતે "પાથર" નામના જહાજને મોકલ્યુ આથી ઈંગ્લાંડના પરદેશ ખાતાના પ્રધાનને ગુસ્સો આવ્યો અને લૅાયડ જ્યોર્જ સાહેબે એક સખત ભાષણ કર્યું,

સર્વિયા

જર્મનીના અંતિમ સંદેશ

અગાદીર

એટલુંજ નહિ, પણ ફ્રાન્સની પીઠ બેવડ વળતી હતી તેને ટટાર કરી જર્મનીએ ફરી પાછુ નમતું આપ્યુ મોરોક્કોમા તેના હકકને નુકશાન થયુ હતું તેના બદલામા તેણે ફ્રેંચ કોન્ગોનો આખો પ્રદેશ માગ્યો હતો, તેને બદલે ઇંગ્લાંડના ડોળા ઘુરકતા હોવાથી/જૂલ જાઁ-ફ્રેંચ પરદેશ ખાતાના પ્રધાને તેને કામેરૂન આપી કાઢી મૂકયુ

**જર્મનીની નરમાશ**

૧૯૧૨ની શરૂઆતમા આ સ્થિતિ હતી ફ્રાન્સ, ઇંગ્લાંડ, રશિયા અને ઇટલી પોતપોતાની લૂટ ચલાવી રહ્યા હતા અને જર્મનીને જ્યા બને ત્યા અળગુ અને અળગુ રાખતા હતા જ્યા જર્મની કડક રીતે વિરોધ અગર રોષ પ્રદર્શિત કરતુ ત્યા આ રાજ્યો તેને જગતની નજરમા હીણુતા હતા આ વાતાવરણમા રશિયાએ ૧૯૧૨મા બાલ્કનમા ફરી વિગ્રહજ્વાળા ચેતવા દીધી અને એ વિગ્રહજ્વાળાના અગારમાથી ૧૯૧૪નો દાવાનળ સળગ્યો

**રશિયા અને બાલ્કન**

## પ્રકરણ ચૌદમુ

## વિશ્વયુદ્ધની પ્રભાત ઊગતી યુવતાની કતલ

ઇંગ્લાંડ અને ફ્રાન્સ

જર્મનીની યુવતા ફાલતા ફ્રાન્સ અને ઈંગ્લાંડ બન્નેને અશાંત ઉત્પન્ન થઇ હતી જગતમા સર્વથી વધારે લશ્કરી ભાવનાથી ફ્રાન્સ સિંચાઈ રહ્યુ હતુ ગ્રેટબ્રિટન પોતાના સમુદ્ર સર્વોપરિત્વ ઉપર મગરૂર હતું જર્મનીએ ૧૮૦૦ વર્ષની અનેક યાતના પછી પોતાની સરહદો અને અભ્ય મેળવીને તેનું શત્રુઓ સામે રક્ષણ કરવા વજ્જભેદ્ય સૈન્ય જન્માવ્યુ એ ફ્રાન્સને પસંદ ન પડ્યુ અગ્રેજ કાફલો ઉત્તર સમુદ્ર અને બાલ્ટિક સમુદ્રના કિનારા પરથી જર્મનીના બદરોને ભાગી ન નાખે તેની સભાળ લેવા વૉન ટિર્પિટશે સંરક્ષક અને ફક્ત પ્રતિરોધક નૌકા તૈયાર કરવા માડી તે ગ્રેટબ્રિટનને ફાવ્યુ નહિ. ફ્રાન્સે જાણે પોતે શાતિની મૂર્તિ હોય અને તે તો કોઇના હૃદયમા ભય ઉપજ ન કરતું હોય તેવો આડબર કરી પોતાની સહિસલામતીનુ ડિમડિમ જગત આગળ વગાડવા માડયુ પણ જર્મનીનો ભય અને તેની વિગ્તભય થવાની જરૂર કોઈએ વિચારી નહિ. એ પ્રમાણે જાણે

પોતે કોઈના ઉપર કદિ આક્રમણ વિચાર્યું સરખુ યે ન હોય અને તેના તરફથી કોઇને જરા પણ ભય ન હોય તે પ્રમાણે

**મુકાબલે લશ્કરી બળ**

ટિરપિટસનું નૌકારચન જન્મતા જ મારી નાખવાના ઉપાય ગ્રેટબ્રિટને લેવા માડયા ૧૯૧૩મા ફ્રાન્સની ૭૫ ટકા વસતિ લશ્કરી તાલીમ પામી લડાઈ માટે તૈયાર હતી તે સામે જર્મનીની ૧૯૧૩ સુધી ૫૫ ટકા અને તે પછી ૬૫ ટકા વસતિ તૈયાર હતી રશિયાને પોતાનુ વિરાટ લશ્કર ફરીથી તૈયાર કરવા ફ્રાન્સે અબજો ફ્રાન્ક ધીર્યાં હતા ૧૯૧૪મા જર્મની અને ઑસ્ટ્રિયાનુ શાતિ સમયનુ સૈન્ય ૧૨,૩૯૦૦૦નું હતું ફ્રાન્સ રશિયાનું લશ્કર તે જ વખતે ૨૬,૩૯ ૦૦૦નુ હતુ લડાયક બળ પહેલા બેનુ ૩૩ ૫૮,૦૦૦ અને છેલ્લા બેનું ૫૦,૭૦ ૦૦૦ હતુ

**જર્મની અને ઇંગ્લાંડ**

જર્મનીની નૌકા તદ્દન નહિ જેવી રખાવવા માટે ઇગ્લાડે અત્યત પ્રયાસ કર્યા હતા ૧૯૦૭મા ઍડવર્ડ જર્મનીનો મેમાન હતો ત્યારે લૉર્ડ હાર્ડિંજને[1] કાઇઝારે કહ્યુ હતુ કે નૌકાની બાબતમા શાઇકનો નિર્ણય વજ્રલેપ છે ૧૯૧૨મા વાઇકાઉન્ટ હાલ્ડેન[2] ખાસ નૌકાબળની મર્યાદાઓ નક્કી કરવા માટે બર્લિન ગયો હતો જર્મની એમ માનતુ હતુ કે હાલ્ડેન સાથે જે વાતચિતો થઈ હતી તેથી ગ્રેટબ્રિટનને સતોષ થયો હતો ૧૯૧૩મા બ્રિટન અને જર્મનીનુ નૌકાબળનું

**હાલ્ડેન**

પ્રમાણ ૧૬ ૧૦ નું બન્ને તરફથી કબૂલ થયુ હતું વાઇકાઉન્ટ હાલ્ડેન પણ જર્મનીના ભય અને વિચારો સમજી શક્યો હતો પરંતુ બ્રિટને તે જ વખતે જર્મનીનો અવગણના કરી ઉત્તર સમુદ્રમા બ્રિટિશ મનવારો વધારી. ભૂમધ્ય સમુદ્રમા ફ્રેન્ચ મનવારોની મદદ લીધી અને બન્ને દેશના નૌકાખાતાઓએ જર્મની સાથે યુદ્ધ થાય તો શુ કરવુ તે વિશે

[1] Hardinge [2] Haldane

ખાનગી મસલતો કરવા માંડી ૧૯૧૨ના અંતમાં ઇટલીએ તુર્કોને લડાઇમાં હરાવી ટ્રિપોલી ખાલસા કર્યું રશિયાએ બાલ્કનનું સંગઠન કરવા માંડયું અને તેનું પાન-સ્લાવ પ્રચાર કામ ઉગ્રતાથી આગળ ચાલ્યું ૧૮૭૮માં બલ્ગેરિયા જન્મ્યું, ૧૮૮૫માં પૂર્વ રુમાનિયા તેના મૂલકમાં સમાયું ૧૯૦૮માં બલ્ગેરિયાનું સ્વાતંત્ર્ય જાહેર થયું અને ૧૯૧૨માં સર્વિયા અને બલ્ગેરિયાએ તુર્કો સામે યુદ્ધ કરવાના કોલકરારો કર્યા ફ્રાન્સના પ્રમુખ પ્વાંકારેએ આ યુદ્ધમૈત્રી તરફ અણગમો બતાવ્યો, પણ રશિયાએ તુર્કો સામે પ્રેરેલા બાલ્કન રાજ્યો ખાળ્યાં ખાળી શકાયાં નહિ પહેલા બાલ્કન વિગ્રહમાં બલ્ગેરિયા, સર્વિયા, મૉન્ટીનીગ્રો અને ગ્રીસ, તુર્કો સામે લડયાં એમની જીત થતાં રુમાનિયાને ડૉબ્રુજા મળ્યું, કારણ કે એ તટસ્થ રહ્યું હતું ક્રીટ ગ્રીસ સાથે જોડાઇ ગયું અને બલ્ગેરિયા સર્વિયા, ગ્રીસ વગેરે થ્રાસ અને મેસે-ડોનિયા-મકદુનિયા વગેરે માટે લડી પડયાં એને પરિણામે તુર્કોએ પોતાની હાર સમારી લીધી બલ્ગેરિયાને ભોગે સર્વિયા વિજયી નિવડયું, આલ્બાનિયાનું નવું સંસ્થાન જન્મ્યું અને આડ્રિયાટિક સમુદ્ર ઉપર સર્વિયાએ બંદર મેળવવા ઑસ્ટ્રિયાને વખાણવા માંડયું રશિયાએ આ વખતે ફ્રાન્સને કુમક માટે તૈયાર રહેવા કહ્યું, પરંતુ ફ્રાન્સે તે માટે તૈયારી બતાવી નહિ. એ જ મુજબ જર્મની અને ઇટલીએ ઑસ્ટ્રિયાને પણ હથિયાર ઉંચકતાં વાર્યું, પરંતુ ફ્રાન્સ અને રશિયાએ બાલ્કન પરિસ્થિતિ ઉપર અનેક આશાઓ બાંધી ભવિષ્યમાં તેનો લાભ લેવા વિચારો કર્યા રશિયાની નિ સીમ લશ્કરી તૈયારીઓ, ફ્રાન્સ તરફથી તેને મળતી નાણાંની મદદ અને અંગ્રેજ-રશિયન નૌકાસંધમાંથી જર્મનીને વિગ્રહનો ખરો ભય પેઠો, એટલે તેણે લશ્કર વધાર્યું ફ્રાન્સે ઑગસ્ટ ૧૯૧૩માં ત્રણ વર્ષની ફરજિયાત નોકરીનો

બાલ્કેન્સ

રશિયાની આનવતા

કાયદો પસાર કર્યો ઇંગ્લાંડે લડાઈ થાય તો તેઓ શુ કરે તે માટે પોતાના સરસ્થાનોના અભિપ્રાય માગ્યા ઉલ્કાસ્સે

ફ્રાન્સનાં નાણાં

રશિયાના દગ્ભાગ્મા ફ્રાન્સનો એલચી હતો તેણે ત્યાની સરકારને ખાત્રી આપી કે ગમે તેટલે દરજ્જે જરૂર પડશે તો પણ ફ્રાન્સ તમારી પડખેથી પાછુ હઠશે નહિ

સહાય

રશિયાએ જાહેર કર્યું કે, જર્મની અને ઑસ્ટ્રીયા હુગરી સામે દ્વદ્વયુદ્ધ ખેલવા રશિયા તૈયાર છે જનરલ મોલ્ટકે જણાવ્યુ કે રાઈકની સેના ઝુબેશ ઝીલી શકે તેમ છે

જર્મનીની વસ્તીના ૩૧ ટકા ખેતીવાડી કરે છે, ૫૮ ટકા કારખાનામા કામે લાગે છે અને ૧૧ ટકા બીજો ધધો કરે છે તેની વસતિ દર વરસ વધતી જાય છે પૂર્વ જર્મનીમાં

જર્મનીનુ કૃષિવન

મોટા જમીનદારો અને ઉભડ મજૂરો વસે છે. જમીન રસહીન છે અને જના થોડા રસકસવાળી છે ત્યા પર્વતો પડયા છે પશ્ચિમમા નાના નાના ખેડૂતો વસે છે તેમના જીવન સાદા છ અને તેઓ ઘણા કરકસરવાળા છે આ લોકોમા સહકાર વ્યવસ્થાનુ ધોરણ ખૂબ ખીલ્યુ છે, અને વિજ્ઞાનની મન્દથી રસહીન ધરતીની પાસેથી તેઓ અત્યત રસાળ પાક લઇ શકે છે પરતુ પૂર્વ કે પશ્ચિમ બન્ને મળીને પૂરતુ અનાજ કે કારખાનાઓ ચાટે કાચી જણસો ઉત્પન્ન કરી શકતાં નથી વધતી જતી વસતિને અનાજ પૂરૂ પાડવા જર્મનીએ ઔદ્યોગિક પ્રવૃત્તિને કેળવી એ ઉદ્યોગના યત્રો બહારથી કાચી જણસો માગે છે અને ખેડૂતો મરી ન જાય તે માટે સરક્ષક જકાતની જરૂર રહે છે અને કાચી જણસો ન ખૂટે માટે વસાહતના અને સપત્તિના ક્ષેત્રોની

ખનીજ ધન

આવશ્યકતા રહે છે ઔદ્યોગિક ખીનરણી માટે લડાઈ પહેલા તેની પાસે લોરેનમા લોખંડની

ખાણો હતી, રૂહરમાં કોલસો હતો તેની પાસે પોટાશ મોટા જથ્થામાં છે. ૧૯૦૨મા તેનું જકાતનું ધોરણ ઊંચા સંરક્ષક દર ઉપર યોજ્યું ૧૮૭૧ અને ૧૯૦૧ સુધીમા જર્મનીએ ત્રણ કરોડ વીસ લાખ ટનથી વધારીને આઠ કરોડ નેવું લાખ ટન કોલસો દર સાલ કાઢવા માંડ્યો કાચું-પિગ આયર્ન-લોખંડ વીસ લાખથી પાંસઠ લાખ ટન ઉપર લાવી દીધું ૧૮૭૩મા સોનાના ધોરણ ઉપર પોતાનું નાણા પ્રકરણ રચ્યું ૧૯૧૩મા ઓગણીસ કરોડ ટન કોલસો, એક કરોડ પાંસઠ લાખ

**ઔદ્યોગિક પ્રવૃત્તિ**

ટન કાચું લોખંડ અને એક કરોડ સિત્તેર લાખ ટન પોલાદ, જર્મનીના નિપજના આંકડામા સમાય છે તેની સાથે સરખાવતા બ્રિટનના આંકડાઓ નીચે મુજબ છે અઠ્ઠાવીસ કરોડ સીતેર લાખ ટન કોલસો, એક કરોડ પચ્ચીસ લાખ ટન કાચું લોખંડ અને પચોતેર લાખ ટન પોલાદ આ કારખાનાના માલ પરત્વે જોતા લોખંડ અને પોલાદના માલના વેપારમા બ્રિટન ક્યારનું દૂર દૂર પાછળ પડી ગયું હતું

વ્યાપારની હરિફાઇ બ્રિટનની નૌકાવિષયમા એકછત્ર રહેવાની વૃત્તિ, ફ્રાન્સની બીતિ અને જર્મનીનું દૃષ્ટિબિન્દુ વિચારવાની સાફ ના, રશિયાની તુર્કીને યુરપમાંથી કાઢી બાલ્કનમા સ્લાવ સંગઠન કરી ભૂમધ્ય સમુદ્ર ઉપર આવવાની જીજ્ઞાસા, જર્મનીની પોતાની લશ્કરી વ્યૂહની દૃષ્ટિથી જીવસટોસટની જરૂરીયાતો, અગ્રેજ ફ્રેંચ સંપથી ઉભી થયેલી લડાયક નૌકા અને પરદેશો સાથેના વેપારને

**૧૯૧૪નો આરંભ**

અંગે પડેલી વ્યાપારી નૌકાની જરૂર, મરણને કાંઠે ઉભેલા ઑસ્ટ્રીયા-હુંગરીની મૈયત પછી તેની મિલકતની આગળથી ઇટલી, રશિયા, ફ્રાન્સ વગેરેએ કરી લીધેલી વહેંચણી અને લશ્કરી અમલદારો તથા મુત્સદીઓની એકવાર લડી લેવાની જ વૃત્તિ આ સંજોગોમા ૧૯૧૪ની સાલ શરૂ થઈ એ સાલનું

પ્રચડ જગદ્વ્યાપિ યુદ્ધ ફાટી નીકળ્યુ ત્યા સુધી જર્મન અને ઈંગ્લાડ અને વસાહતના વિકાસો, અને કાચી ચીજોના ક્ષેત્રો બગદાદ રેલ્વે તથા ચીન વિષે વાટાઘાટ ચલાવતા હતા

**લડાઇનો સભવ**

તેમ છતા પણ ૧૯૧૪મા લડાઈ ન થાત, કારણ કે ગ્રેટબ્રિટનમા ફરજિયાત લશ્કરી નોકરી દાખલ થાય તેમ નહોતું ફ્રાન્સની પાસે હોવિટ્ઝર પ્રકારની તોપો નહોતી, રશિયાની લશ્કરી તૈયારી ૧૯૧૭ પહેલા પૂરી થાય તેમ નહોતુ અને જર્મનીમા બેથમાન-હોલ્લવેગ તથા કાઈઝાર વિલ્હેલ્મ બન્ને લડાઈથી વિરુદ્ધ હતા, પરતુ ગ્રેટબ્રિટન હિન્દુસ્તાનના અને સંસ્થાનોના સૈન્યોને લીધે મૂઝાય તેમ નહોતુ ઇંગ્લાડ હા પાડે તેની જ રાહ ફ્રાન્સ અને રશિયા જોતા હતા તે પોતાથી લડાઇમા ન ઉતરે તો તેને લડાઈમા કેમ ઉતારવુ તે યોજના ગોઠવતા હતા અને જનરલ મોલ્ક અને કોન્રાડ ( ઑસ્ટ્રિયા ) જર્મનીને લડાઈ અટકાવવા માટે લડાઈ જાહેર કરવાની સલાહ આપતા હતા.

**સેરાયેવોમા ખૂન**

૧૯૧૪ના જૂનની ૨૮મી તારીખે બોઝનિયાની રાજધાની સેરાયેવોમા[૩] ઑસ્ટ્રિયા-હુગેરીનો ગાદીવારસ અને તેનો મદાર-ઉલ-મહામ આર્ચડયૂક ફ્રાન્સિસ ફર્ડિનાન્ડ બોમ્બથી ઘવાઈ મરણ શરણ થયો તપાસ કરતા માલૂમ પડ્યુ કે, ખૂન બોઝનિયન મડળ તરફથી એ રાષ્ટ્રના વિદ્યાર્થીઓએ કર્યું હતું, છતા ખૂનની યોજના અને પ્રેરણા સર્વિયાની મહાવ્યૂહસમિતિના એક કર્નલ અને તેના જ લશ્કરના એક મેજર તરફથી મળ્યા હતા

**સર્વિયાની જવાબદારી**

સર્વિયાના સત્તાધરોને આની પહેલેથી ખબર હતી ઑસ્ટ્રિયા આ બાબત જાણતુ નહોતું પણ મેજર ટાંકોશિરા[૪] અને બીજા સર્વિયાના અમલદારોએ ખૂનીને મદદ કરી હતી એ વાત તરત સાબીત થઈ ચૂકી

૩ Serjevo ૪ Tankoshira

યૂરપ અને યૂરપની સાથે સંબંધ રાખતા જગતમાં ધમકમાટી છૂટી અને મરવાને કાંઠે બેઠેલા વૃદ્ધ સમ્રાટ ફ્રાન્સિસ જોસેફના દુઃખ અને ક્રોધનો પાર રહ્યો નહિ. સર્વિયાને તેણે એક

**ઑસ્ટ્રિયાનું દુઃખ**

અત્યંત આકરો અવિવાદ્ય પેગામ મોકલી આપ્યો. જર્મની તથા બીજાં રાજ્યોએ સર્વિયાને આ કાવતરાંની તપાસ કરવા અને ખૂનીઓને નસિહત પહોંચાડવા બહુ સમજાવ્યું. એક રાષ્ટ્રના રાજકુમારના, એક પ્રિયાના પ્રિયતમના, એક સમ્રાટ્ના વલિઅહદના, એક પ્રભુસૃષ્ટ માનવયુવાનના લોહીથી ખરડાયેલા હાથવાળા સર્વિયાએ રશિયાની આડીવાડી નીચે કશું કર્યું નહિ. ચાકીને, 'દુઃખનાં-લોહિનાં આંસુ સૂકવીને એ આર્કતનાક આલ્ટિમેટમ જૂલાઈ ની ત્રેવીસમીએ સર્વિયાને પહોંચાડવામાં આવ્યો. દરમ્યાનમાં રશિયા અને ફ્રાન્સે સર્વિયાની અખંડિતતા

**રશિયા, ફ્રાન્સ જર્મની**

અને રાષ્ટ્રાધિકાર અક્ષત રાખવાની યોજના ઘડી' કાઢી હતી. જર્મનીએ જૂલાઈની શરૂઆતમાં ઑસ્ટ્રિયાએ સર્વિયા ઉપર શિક્ષાત્મક ચડાઈ કરવી પણ તેને રાજકારણમાં નહિ સડોવવી અને વિગ્રહ ન કરવો તેની સૂચના વિચારી હતી. ૨૫મી જૂલાઈની બપોરે ફ્રાન્સના સેંટ પીટર્સબર્ગ ખાતેના એલચીએ રશિયાને જણાવ્યું કે, ફ્રાન્સ કાંઈપણ શરતો કર્યા વિના રશિયાની પડખે ઊભું રહેશે. તે

**સર્વિયા**

જ સાંજે સર્વિયાએ પેગામનો જવાબ બરોબર ન આપવાથી વિયેનાએ એ રાષ્ટ્ર સાથે રાજ્યસંબંધ બંધ કર્યો અને આઠ લશ્કરી ટૂકડીઓને રણાંગણ માટે તૈયાર થવા ફરમાવ્યું. તે જ દિવસે સર એડવર્ડ ગ્રેએ રશિયાને ઑસ્ટ્રિયા સામે લશ્કર તૈયાર કરવાની સંમતિ આપી. ૨૮મી તારીખે

**ઈંગ્લાંડ**

ઑસ્ટ્રિયા-હંગેરીએ જર્મનીને ખબર આપીને સર્વિયા સામે વિગ્રહ જાહેર કર્યો. તે જ દિવસે ઈટલી-

એ જર્મનીએ સૂચવ્યું કે, સર્વિયાએ ખૂનના ભીતરમાં રહેલી કરપીણતા અનીતિ અને પોતાની જવાબદારી જોતાં ઑસ્ટ્રિયાનો અવિવાદ્ય પેગામ સ્વીકારવો અને એ સ્વીકારના બદલામા સમગ્ર યૂરપ તરફથી સર્વિયાના મૂલક અને અધિકારની અક્ષતતા જાળવવા જામીનગીરી આપવી. બર્લિન તરફથી આ પ્રમાણે મજૂર રાખવા ઑસ્ટ્રિયાને ભલામણ કરવામા આવી.

**ઑસ્ટ્રિયા વિગ્રહ જાહેર કરે છે**

૨૮મી તારીખે વિલ્હેલ્મે સર્વિયાનો જવાબ વાંચીને વિયેનાને જણાવ્યું કે, હવે વિગ્રહ માટે કારણ રહ્યું નથી.

**જર્મનીની શાંતિ પ્રેરણા**

૨૯મીએ રશિયાએ લશ્કરને ઑસ્ટ્રિયા સામે સમરાંગણમાં ઉતરવાનો હુકમ કર્યો. જર્મની અને ઇંગ્લાંડની સલાહથી આખો કજિયો હેગની[૫] અદાલતને સોંપવાનો ઝારે વિચાર કર્યો, પરતુ ઑસ્ટ્રિયાએ બેલગ્રાડ[૬] ઉપર ગોળા વછોડયા હતા એટલે રશિયન પ્રધાન સાઝોનોફે[૭] એ વિચાર સરખો પણ માંડી વાળ્યો. સાઝોનોફને તો બસ લડાઇ જ જોઇતી હતી.

**સાઝોનોફ**

બર્લિને વિયેનાની ઉપર શાંત રહી સમજૂતીથી કામ લેવા હજી પણ દબાણ કરે રાખ્યું અને પોતે મદદમાં નહિ ઉઠે એવી પણ ધમકી આપી. એ બીકને લીધે વિયેનાએ ૩૦અને ૩૧મીએ સર્વિયાનો મૂલક તથા તેના અધિકાર અખંડ રાખવાનું જાહેર કર્યું.

**રશિયાનો નિર્ણય**

પરંતુ ૩૦મી તારીખે રશિયાનું આખુ લશ્કર કિરિચ ખણખણાવી સર્વત્ર સમરાંગણ માટે તૈયાર થઇ ગયું હતું. ૩૧મી તારીખે વિયેનાએ આખા લશ્કરને તૈયાર થવા ફરમાવ્યું.

**ફ્રાન્સનો નિર્ણય**

ફ્રાન્સે રશિયાને સૂચવ્યું હતું કે, જર્મની પોતાના લશ્કરને તૈયાર કરે પછી જ તમારે તમારા લશ્કરને હુકમ કરવો; પણ ફ્રાન્સે જાહેર કર્યું કે તેણે પણ વિગ્રહ કરવાનો નિર્ણય કર્યો છે.

૫ Hague. ૬ Belgrade. ૭ Sazonof.

રશિયાના ફરમાન પછી જર્મનીએ વિગ્રહની પરિસ્થિતિ ઉભી થઈ છે એમ જાહેર કરી, ૩૧મીએ જ ફ્રાન્સ અને રશિયાને નિર્ણાતિક પેગામ (અલ્ટિમેટમ) મોકલ્યો ફ્રાન્સે **છેલ્લો પ્રયત્ન** ઑગસ્ટની ૧લી તારીખે લશ્કરને તૈયાર થવા ફરમાન કર્યું તે પછી તે જ તારીખે જર્મનીએ પોતાના લશ્કરને તૈયાર કર્યું, અને એ જ દિવસે રશિયા સામે જર્મનીએ વિગ્રહ જાહેર કર્યો બીજી તારીખે અંગ્રેજ–ફ્રેંચ **ઇંગ્લાંડનો નિર્ણય** કોલકરારની રૂએ સર એડવર્ડ ઇંગ્લાંડ જરૂર લડાઈમા તેના પડખે ઉતરશે તેવુ ફ્રાન્સને વચન આપ્યુ, અને લોકસમતિ કેમ મેળવવી તેના વિચારો કરવા માડ્યા ફ્રાન્સ બેલ્જીયમમા થઈ જર્મની પર ચઢાઈ કરવા વિચાર કરતુ હતુ તે અટકાવવા બીજી તારીખે બેલ્જીયમને એકાએક **જર્મનીએ વિગ્રહ** અલ્ટીમેટમ પહોચાડી, તેની સરહદ ઓળગી જર્મન **જાહેર કર્યો** લશ્કર ફ્રાન્સ તરફ ચડયુ ત્રીજી તારીખે જર્મનીએ ફ્રાન્સ પ્રત્યે ધોરણસર વિગ્રહ જાહેર કર્યો તે જ દિવસે ઇંગ્લાંડના એડવર્ડ ગ્રેએ પાર્લામેન્ટ પાસેથી લડાઇને માટે નાણા માગ્યા અને ચોથી ઑગસ્ટે ગ્રેટબ્રિટન લડાઇમા જોડાયુ.

આ પ્રમાણે આ વિશ્વયુદ્ધનો જ્વાળામુખી ફાટી નીકળ્યો એ યુદ્ધ દરમ્યાનમા સત્ય અને મિતવર્ણનો બાજૂએ મૂકાયા, સ્વાર્થ સર્વોપરિ થયો, માનવતા ભૂલાઈ ગઈ અને તમામ રાષ્ટ્રોએ **યુવતાની કત્લ** મળીને પોતાની ઉગતી યુવતાને પરસ્પરને હાથે છેદાવી નાખી આ લડાઈના થોડા ખર્ચના આકડા નીચે પ્રમાણે છે. ગ્રેટબ્રિટન અને તેના મળતીયા રાજ્યોએ અમેરિકા પાસેથી ૨,૦૩૬,૯૪૯,૦૦૦ પૌંડ ઉછીના લીધા. **યુદ્ધનો ખર્ચ વગેરે** ગ્રેટબ્રિટનને કુલ લડાઇનો ખર્ચ ૧૧ ૦૭૬,૦૦૦,૦૦૦ પૌંડ થયો. હિન્દુસ્તાને ગ્રેટબ્રિટનને ચરણે

૧૮૨,૦૦૦,૦૦૦ પૌંડ ખર્ચ્યા, બ્રિટિશ સામ્રાજ્યે કુલ ૧૩,૫૭૭,૦૦૦,૦૦૦ પૌંડ ખર્ચ્યા મિત્રરાજ્યોનો સામટો ખર્ચ ૪૦,૩૬૩,૬૦૦,૦૦૦ પૌંડ થયો દુશ્મનરાજ્યોનો એકદર ખર્ચ ૧૫,૧૮૨ ૩૦૦,૦૦૦ પૌંડ અટકળવામા આવે છે

અને તે છતાય જો હથિયારો બનાવવાના કારખાનાઓ પોતાનો ધધો આગળ વધારવા ન ઇચ્છતા હોત તો આ વિગ્રહ થાત નહિ

**ધનચુસુ કારખાના-વાળાઓ**

૧૯૦૪મા રશિયાને માટે જાપાન સાથેનો વિગ્રહ ભારે થઈ પડશે એમ તેના પોતાના સરદાર કુરોપાટકિનનો અભિપ્રાય હતો, પણ સેંટ પીટર્સબર્ગના કેટલાક ધનાઢયો અને ધનચુસુઓને લડાઈ જોઇતી હતી, માટે એ વિગ્રહ થયો આ વખતે પણ યુરોપમા અને સર્વ દેશોમા મોટી મૂડીવાળા, જબરદસ્ત લડાઈનો સરજામ બનાવવાના કારખાનાઓ હતા અને તેમના 'કેન્વાસરો' દરેક દેશને 'અમુક દેશે અમને ઑર્ડરો આપ્યા છે અને વખત આવ્યે તમે રહી જશો' એવુ પ્રચારકાર્ય કરી સરજામનો ખર્ચ વધારે ને વધારે કરાવતા હતા એમને રાષ્ટ્રોની, રાષ્ટ્રતાની કશી પડી નહોતી પોતાના હથિયાર કોનો જીવ લેશે તેનો પણ તેને વિચાર કરવાની જરૂર નહોતી બ્રિટિશ બનાવટની મદૂક, છરા અને ગોળાઓએ લાખો બ્રિટિશ યુવકોના ખરેખર પ્રાણ હર્યા છે નવો વિગ્રહ થાય તોપણ એમ જ થવાનું છે.

**હથિયાર બનાવનાર કારખાનાં**

જર્મનીનું ક્રુપ્પનું કારખાનુ, બ્રિટનના વિકર્સ અને આર્મસ્ટ્રોંગ વ્હિટવર્થ, ફ્રાન્સનું સ્નીડેર-ક્રુઝો, જાપાનનું મિટસુઈ કારખાનું-આ નામો અને તેમની પ્રેરણા ૧૯૧૪ થી ૧૯૧૮ સુધીના માનવજાતિના ખૂનખાર સન્નિપાત માટે જવાબદાર છે. સર બેઝિલ ઝાહારોફ જેવો પ્રતિભાશાળી માણસ દોરીઓ ખેચતો. નિવૃત્ત થયેલા વયોવૃદ્ધ સેનાધિપતિઓ અને પદભ્રષ્ટ થયેલા પણ પાછા પદ ઉપર

આવવાની આશા રાખતા અથવા રાષ્ટ્રમા પોતાનો અવાજ તટસ્થતાના આડબર નીચે સભળાવતા આ સરજામ બનાવનારા મૂડીવાદીઓના દલાલ તરીકે ઘણા જ મોટા દરમાયાથી કામે લાગતા.

**વેપારની રીતો** એ જ પ્રમાણે પેન્શન ઉપર ઉતરેલા રાષ્ટ્ર સરકારના સનદી નોકરોને પણ તેમા સારા હોદ્દાઓ મળતા. દરેક રાષ્ટ્રકેન્દ્રના ધામમા આ કારખાનાઓ રાષ્ટ્રના એલચીઓ માફક પોતાના એજન્સીકેન્દ્રો ગોઠવતા આ એજન્સીકેન્દ્રો સગભરા, સ્વાગતા અને નાચરગ માટે લખલુટ ખર્ચ કરતા.

**યુરપના વિગ્રહ કીટો** રાષ્ટ્રના પ્રધાનો અધિકારીઓ, સમાજના સીતારાઓ, મહત્ત્વ સેવવા ઇચ્છતી ગૌનાગનાઓ વગેરે તેમના નિમત્રણો માટે આતુર રહેતા, કમિશનો ખાતા અને આ પ્રમાણે ગરીબ લોકો પાસેથી જોરજૂલમથી ઉત્રાવેલા નાણા આ ખુદાની બનાવેલી જહાગુનઝારને ફના ફાતિયા કરવાના સાધનો બનાવનારાઓની તીજોરીમા ભરવામા મદદ કરતા.

## પ્રકરણ પંદરમું

## સામ્યવાદિઓની નિષ્ફળતા : માનવીનું રાક્ષસત્વ

**સામ્યવાદનો આધાર**

જે વખતે ૧૯૧૪નુ યુદ્ધ શરૂ થયું તે વખતે બ્રિટનમા મજૂર પક્ષે, અને ફ્રાન્સ, જર્મની, રશિયા વગેરેના સામ્યવાદિ પક્ષે લડાઈ લડવા માટે પોતપોતાના રાષ્ટ્રના સત્તાકેન્દ્રને તમામ જાતની મદદ–માણસો અને ફાળો આપવા અપૂર્વ ઉત્સાહ અને તૈયારી બતાવ્યાં હતાં. મિલ્કતદાર વર્ગ યુદ્ધ માટે આગળ પડે એ વાત સમજાય તેવી છે, પરતુ સામ્યવાદિ પક્ષો રાષ્ટ્રત્વને બદલે શ્રમજીવિઓના સર્વત્ર એકહિતત્વમાં માનતા હતા અને આંતરરાષ્ટ્રીય સપ અને સહકારનો આદર્શ ધગાવતા હતા. મૂલકલાલસા અને પરસ્પર વહેમના આ વિગ્રહથી તેઓ અળગા રહ્યા હશે એવી જગત સહજ આશા રાખી શકે, પણ તેમ બન્યુ નહિ. આનું કારણ તપાસવાની ખાસ જરૂર છે.

સામ્યવાદના વિચારો ગ્રેટબ્રિટનમાં નવપલ્લવ પામ્યા, કારણ કે ત્યાં સહુથી વહેલો આજનો મજૂર વર્ગ જન્મ્યો. અંગ્રેજ વિચારક

**ઓવેન**

રૉબર્ટ ઓવેન[1]નું નામ અંગ્રેજ સામ્યવાદના પિતા તરીકે મૂકાય છે. ફ્રાન્સમાં સાં સિમોં અને ફુરિયેનાં નામ એ તત્ત્વના મહામુનિઓની નામાવલિમાં આવે છે. જર્મનીમાં આધુનિક ઉદ્યોગવ્યવસ્થા જરા મોડી જન્મી, પણ તેના જન્મ સાથે જ ૧૮૪૮માં કાર્લ માર્ક્સ અને

**કાર્લ માર્ક્સ**

ફ્રેડરિક એન્ગેલ્સ તરફથી સામ્યવાદનું તત્ત્વ, તર્ક અને આશાઓનું કૉમ્યુનિસ્ટ મેનિફેસ્ટોમાં જગત સમક્ષ નિવેદન થઈ ચૂક્યું.

**કૉમ્યુનિસ્ટ મેનિફેસ્ટો**

કૉમ્યુનિસ્ટ મેનિફેસ્ટોમાં તેમણે જગતના બુર્ઝ્વાઝી અને વર્કસ—ભદ્ર અને શ્રમજીવિ એમ બે વર્ગ પાડ્યા અને એ બન્નેના સ્વાર્થની અથડામણ ઉપર અર્થશાસ્ત્રની અપેક્ષાઓ અને ભાવનાઓ બાંધી. ૧૮૪૮નાં તંત્રપરિવર્તનો અને વિપ્લવોમાં સામ્યવાદનાં બીજ રહેલાં હતાં. પરંતુ હજી ભદ્ર અને શૂદ્ર જનતાઓના પ્રમાણમાં શૂદ્ર વર્ગ અને તેના નેતાઓ નબળા હતા અને ૧૮૪૮ની ક્ષણિક આશાઓના ઉદય ભદ્રક્રોધ અને અત્યાચારનાં વાદળાંઓથી તરત જ છવાઈ ગયાં. જર્મન મહર્ષિ કાર્લ માર્ક્સ વગેરેને અંગ્રેજ ભૂમિનો આશ્રય લેવો પડ્યો અને ત્યાં બ્રિટિશ મ્યુઝિયમને

**ફર્સ્ટ ઇન્ટરનેશનલ**

આશરે પરિપક્વ અભ્યાસ કરી ૧૮૭૪માં એણે અને એના આજીવન મિત્ર એન્ગેલ્સે "ઇન્ટરનેશનલ વર્કિંગમેન્સ એસોસિએશન"ની સ્થાપના કરી. આ મંડળ ઇતિહાસમાં "ફર્સ્ટ ઇન્ટરનેશનલ" તરીકે ઓળખાય છે. તે પછી યૂરપ ખંડના બીજા દેશોમાં સામ્યવાદિ સંસ્થાઓ જમાવવાનું કામ જોરભેર ઉપડ્યું અને જર્મની તથા ફ્રાન્સમાં એ પ્રવૃત્તિ સુંદર આકૃતિ પામી. ઇંગ્લાંડમાં આ વખતે ફ્રેડરિક

---

૧. Owen.

લાસ્સાલ[2]ની પ્રેરણા નીચે જર્મન વર્કિંગમેન્સ એસોશિએશન ચાલતી હતી અને ફ્રાન્સમા પ્રૂધા[3] અને બ્લાંકી[4]ના અર્ધ નીરાજ્વાદિ અને છદ્મ સામ્યવાદિ પ્રવૃત્તિ મડળો હયાતી ધરાવતા

**લાસ્સાલ**

હતા રશિયામા મિખાયેલ બાકુનિનનો નીરાજવાદ અને ઇટલીમા મૅઝિની[5] રાષ્ટ્રવાદ પ્રબળ હતા આ વિરોધી દર્શનોની વચ્ચે પણ સામ્યદર્શન વધવા માડયુ અને તેમાથી જર્મનીની સોશિયલ ડેમોક્રેટિક પાર્ટીનો ઉદ્ભવ થયો ૧૮૭૦ના ફ્રાન્સના પરાજય પછી પારીસમા

**પારિસનું કામ્યુન**

સામ્યવાદિઓએ પારીસનુ કૅામ્યુન[6] ૧૮૭૧મા સ્થાપ્યુ અને એ દેશમા માર્ક્સ દર્શનને સત્તાભાજન કરવાનો પ્રયાસ કર્યો પરતુ એ પ્રયાસ નિષ્ફળ ગયો અને ભદ્રવર્ગસત્તાક તીએના તત્રે કૅામ્યુનના પ્રેરકોને પૈશાચી નિર્દયતાથી કચડી નાખ્યુ સામ્યવાદને જડમૂળથી ઉખેડી નાખવાના હવે સર્વત્ર પ્રયાસ થવા માડયા બિસ્માર્કનો પ્રતિસામ્યવાદ પ્રબધ તવારિખ મશહુર છે આ અત્યાચારને પરિણામે શુદ્ધ સામ્યદર્શનનો વિકાસ અટકયા અને શાતિ અને ધૈર્યથી વિશિષ્ટ સામ્યવાદ હયાતીમા આ ગો

**લાસ્સાલ અને લિયેબ્નેકટ**

બેબેલ[7] અને વિલ્હેલ્મ લિયેબ્નેકટે[8] જન્માવેલી જર્મન સોશિયલ ડેમોક્રેટિક પાર્ટી ૧૮૭૫મા લાસ્સાલની વર્કિંગમેન્સ એસોસિએશન સાથે જોડાઈ ગઈ માર્કસને આ વાત નિવેદન થતા જ તેણે આ સમજૂતી વખોડી કાઢી ગોથા[9] મુકામે આ બન્ને પક્ષોની

**માર્કસની ટીકા**

પરિષદ મળી હતી અને તેણે પોતાનો એક બિન્દુ સામ્યવાદ અને દશ બિન્દુ ઉદારવાદ મેળવી લોકાધાર સામ્યવાદ તૈયાર કર્યો હતો માર્કસની ગોથા કાર્યક્રમ ઉપરની ટીકા

૨. Lassalle ૩. Proudhon ૪. Blanki ૫. Mazzini ૬ Commune. ૭ Bebel ૮. Liebnecht ૯ Gotha

એટલી મર્મવેધક અને પાકી હતી કે તેનું પ્રકાશન માર્ક્સના અવસાન પછી જ થઈ શક્યું હતુ. લાસ્સાલ શૂદ્ર વર્ગના શ્રેયના પગલા એક પછી એક, ધીરે ધીરે, ભદ્રવર્ગ સૃષ્ટ સત્તાકેન્દ્રની મદદ અને તેના સહકારથી લેવાની તરફેણમાં હતો. માર્ક્સ શૂદ્ર વર્ગચિત સત્તાકેન્દ્રમા અને શૂદ્ર સર્વોપરિત્વ સ્થપાયા પછી સત્તાકેન્દ્રના અભાવમા માનતો હતો. જર્મન સોશિયલ ડેમોક્રેટિક પાર્ટીએ માર્ક્સદર્શનની પરિભાષા સ્વીકારી, પરતુ પ્રવૃત્તિ માર્ગમા લાસ્સાલનુ દર્શન સ્વીકાર્યું, એટલે મિમાસા અને કર્મનો દેખીતો વિરોધ તેમણે કબૂલ કર્યો.

દૃષ્ટિભેદ

બિસ્માર્કના પદચ્યુત થયા પછી જર્મનીમાં સામ્યવાદ મુકાબલે નિરકુશ થયો અને તેના કચડાઈ ગયેલા નવકુપળોમા ફરી પ્રાણ આવ્યો. લડાઇ પહેલાની રાઈકસ્ટાગમા સોશિયલ ડેમોક્રેટિક પાર્ટીના એ સભાના કુલ ૩૯૭ સભ્યોમાથી ૧૧૧ સભ્યો હતા, પરતુ ૧૮૭૫ પછી જર્મની અને ફ્રાન્સ, અને પહેલેથી જ ગ્રેટ-બ્રિટનનો સામ્યવાદ રાષ્ટ્રલ નિશિષ્ટ અને સત્તા-કેન્દ્ર મદદકારી હતો જર્મની અને ફ્રાન્સમા પરિભાષા માર્ક્સની વપરાતી હોવાથી એ બન્ને દેશનુ સામ્યદર્શન વ્યાઘ્રમુખ લાગતુ. ગ્રેટબ્રિટનનો સામ્યપથ સમાજ સુધારક અને ગોમુખ હતો. તેને પરિભાષાની પડી નહોતી. અરજ, અહેવાલ અને પાર્લામેન્ટમાં ભદ્ર લોકોની મદદથી પણ મજૂરોને કકડો-ટૂકડો મળે તો ધમાલધાધલમા ઉતરવાનું તેને ગમતુ નહોતુ. ૧૮૭૫ની માર્ક્સની સખત ટીકા પછી ફર્સ્ટ ઈન્ટરનેશનલ અવસાન પામ્યુ. ૧૯૦૧મા આ વિશિષ્ટ સામ્યદર્શને ઈન્ટરનૅશનાલિસ્ટ સોશિયાલિસ્ટ બ્યુરોની સ્થાપના કરી. આને ઇતિહાસમાં સેકન્ડ ઇન્ટરનેશનલ કહેવાય છે. વ્યાઘ્રમુખી યૂરપ ખડના અને ગોમુખી ઇંગ્લાંડના સામ્યવાદિઓ આ સેકન્ડ ઇન્ટરનેશનલને એક આરે નિશ્ચિત રીતે

ગ્રેટબ્રિટનનો સામ્યવાદ

પાણી પીતા એમનામાથી કોઈ તંત્રવિ્લન અને તંત્રપરિવર્તનનો વિચાર પણ કરતા નહિ

કારણ કે બ્રિટનના સામ્યવાદિઓ ખરેખર શૂદ્રો નહિ પરન્તુ ભદ્ર છે તેમના શૂદ્રો તો હિંદુસ્તાન, ચીન, હિંદી ચીન અને આફ્રિકાના વતનીઓ છે, અને તેમના ઉપરની

**બ્રિટિશ શૂદ્રવર્ગ**

પોતાની માલેકીને લીધે બ્રિટિશ મજૂરો મિલ્કતદાર અને મૂડીદાર થયા છે તેઓની મનોદશા એ શૂદ્ર મનોદશા નહિ પરતુ અલ્પભદ્રોની મનોદશા છે તેમને ભૂખનું દુ ખ, સત્તાનો જુલમ પરાયા મૂલકના લોકોનો ત્રાસ—આ તમામ આખે જોવાનો અને જાતે સહેવાનો અનુભવ નથી તેમને પોતાના મકાનો છે, તેમની સેવિંગ્સ બૅંકમા થાપણો છે, તેમને ત્રણ ચાર વખત પેટભર પૂર અને તેથી વિશેષ ખાવાનુ મળતુ રહે છે તેમની દષ્ટિમર્યાદા ટૂકી છે, તેમનુ બ્રિટિશત્વ સામ્રાજ્યવાદિઓ પૂરેપૂરી રીતે પોષતા આવ્યા છે એટલે બ્રિટનમા માર્ક્સિસ્ટ સામ્યદર્શન એ કેવળ બુદ્ધિવિલાસ તરીકે જ રહી શકે તેમ હતુ

અને બહુગત સામ્યદર્શનમા તો સત્ત્વ જ રહ્યુ નહોતુ ૧૯૦૭મા સામ્યવાદિ સસ્થાઓના મામામડળે ઠરાવ કર્યો હતો કે તેમણે સહુએ વિગ્રહ ન થાય તે માટે તનતોડ મહેનત લેવી અને તે છતા યે વિગ્રહ થાય તો એ પરિસ્થિતિનો લાભ પોતપોતાના દેશમા સામ્યવાદનો વગવસીલો વધારવા માટે ઉઠાવવો યુદ્ધ આવ્યુ ત્યારે સામ્યવાદ કરતા રાષ્ટ્રત્વ સર્વોપરિ હતુ અને તે વખતના સામાવળિયા સત્તાકેન્દ્ર નાશ પામે તો જગત સહિસલામત થાય એવું મતવ્ય હતુ દરમ્યાનમા રાષ્ટ્રીય સત્તાકેન્દ્રો લડાઇની પરિસ્થિતિનો લાભ લેવા માટે પોતાની ભદ્રતા છૂપાવીને શૂદ્રોને તેમનું શૂદ્રત્વ ભૂલાવવા પ્રયાસ કરવા લાગ્યા

**યુદ્ધના આરભની કલ્પનાઓ**

અને ભોળા શૂદ્રોએ, ભદ્ર લોકો પોતાનું ભદ્રત્વ મૂકી આપણને નિમત્રે છે

તો તેનો લાભ શું કામ ન લેવો, એમ માની તેમને સાથ આપ્યો. એ લોકો આ ભોળપણમા ભદ્ર લોકોની લડાઇઓ લડ્યા. ભદ્ર વર્ગની અનેક વેદિઓ ઉપર હોમાઈ ગયા અને લડાઈ પૂરી થતા ભદ્રશૂદ્રત્વ ભૂંસાઈ જશે એવી આશામાં રહ્યા. આ આશામા ને આશામા રાષ્ટ્રત્વના ઓઠા નીચે અપાયેલા નિમત્રણના અંધારમા અંજાઇને સામ્યવાદિઓએ લડાઈ અટકાવવાના પ્રયાસ કરવાને બદલે ૧૯૧૪ના જૂલાઈ–ઑગષ્ટમાં સળગી ઉઠેલી જ્વાળામા પોતા તરફથી પણ ઘીનો એકેક ચર્વો હોમ્યો.

આ વદતો વ્યાઘાતમંડળની લડાઈ શરૂ થયા પછીની સ્થિતિ નિરખી લઈ પછી જ યુદ્ધની સામટી પ્રવૃત્તિ તપાસીએ. રશિયામાં સૉશિયલ ડેમોક્રેટિક પાર્ટી ઉપર છેવટ સુધી જૂલમ થતા જ રહ્યા અને જે વખતે યુદ્ધ શરૂ થયું ત્યારે રશિયન સામ્યવાદિઓ દેશવટો અથવા તુરગ ભોગવતા હતા. એ સામ્યવાદિઓમા સ્લાવપ્રિય અને નીરાજવાદિ પક્ષ બાકુનિનની પ્રેરણાથી કામ કરતો હતો. બીજા બે પક્ષ માર્કિસસ હતા. ૧૯૦૩–૦૪મા આ બે પક્ષો છૂટા પડ્યા હતા અને તેમણે મેન્શેવિક અને બોલ્શેવિક એની સજ્ઞાઓ ધારણ કરી હતી મેન્શેવિકો

બોલ્શેવિઝમ

યૂરપખડના સામ્યવાદિઓ માફક સત્તાકેન્દ્રના સહકાર અને સતતવિકાસના કાર્યક્રમને સ્વીકારી રશિયામા સૉશિયલ ડેમોક્રેટિક પક્ષની રીતે કામ કરવા ઇચ્છા ધરાવતો હતો. બોલ્શેવિકો શુદ્ધ માર્કિસસ હતા અને તત્રપરિવર્તન, તત્રવિપ્લવ અને શૂદ્ર સમુદાયના રાજદડમા માનતા હતા આ પક્ષના જેવો જ પક્ષ દરેક દેશમા પણ હતો; પરતુ ૧૯૧૭મા રશિયામા બોલ્શેવિકો સત્તાધારી થયા ત્યારે બીજા દેશોમા એ પક્ષ કા તો વધી શક્યો નહિ અથવા તો નિર્મૂળ થઈ ગયો. સપ્ટેમ્બર માસમાં સિમ્મેરવાલ્ડ[૧૦]ખાતે વિગ્રહવિરોધી સામ્યવાદિઓની પરિષદ ભરાઈ અને

સિમ્મેરવાલ્ડ

૧૦. Zimmerwald.

જગતના શૂદ્રસમુદાયને એ પરિષદે સુલેહ સ્થાપવા માટે અને લડાઈ ન લડવા માટે વિનતિ કરી ૧૯૧૬ના એપ્રીલમા કિયેન્થાલ[११] મુકામે બીજી પરિષદ ભરાઈ તેમા લેનિનની પ્રેરણાથી ભદ્ર વર્ગને ઉથલાવી નાખી જગદ્‌વિપ્લવ રચી શૂદ્રસત્તા સ્થાપના માટે શૂદ્રસમુદાયને વિનતિ થઈ

**કિયેન્થાલ**

આ પ્રમાણે યૂરોપનો સામ્યસપ્રદાય બે તડમા વ્હેંચાઈ ગયો ૧૯૧૪મા **જર્મન સોશિયલ ડેમોક્રેટિક પાર્ટી**થી છૂટો પડી કાર્લ લિયેબ્નેકટ એકલો જ લડાઈ માટે નાણા આપવા સામે થવાની હિમ્મત કરી શક્યો હતો, અને બીજા ચૌદ જણાએ આ વિષેની ખાનગી પક્ષસભામા વિરોધ નોધાવ્યો હતો. એ પદર જણનુ એક જૂદુ કેન્દ્ર રચાયુ અને દિવસે-દિવસે તેમનું પરિબળ વધતુ ગયુ ૧૯૧૭મા આ કેન્દ્રના અનુયાયીઓ મુખ્ય **સોશિયલ ડેમોક્રેટિક પાર્ટી**મા કોઈ પણ પ્રકારે રહી ન શકવાથી તેમણે સ્વતત્ર સામ્યવાદિ પક્ષ–ઇન્ડીપેન્ડન્ટ સોશિયાલિસ્ટ પક્ષ સ્થાપ્યો.

**કાર્લ લિયેબ્નેકેટ**

કાર્લ લિયેબ્નેકટ અને રોઝા લુકસેમ્બુર્ગ એથી આગળ વધ્યા અને રશિયાના અનુકરણમા મજૂરો અને સિપાહીઓની સમિતિ સ્થાપી તેમનામા અસતોષ ફેલાવવા માડયા અને તેમનો પક્ષ સ્પાર્ટાકિસ્ટ–સ્પૈર્ટાસિસ્ટ નામથી વધવા માડયો

**સ્પાર્ટાકિસ્ટ**

જે દિવસે યુદ્ધ જાહેર થયુ તે દિવસે જર્મની અને ઑસ્ટ્રિઆ તદ્દન તૈયાર હતા અને તેથી બન્ને પહેલા ગણાગણમા પડયા જર્મનીને એક કરતા અનેક બાબતો સભાળવાની હતી તેની પડખે ઑસ્ટ્રિઆ–હુંગરી થાય તેવુ હતુ તેની પાસે ફક્ત કિનારાનું રક્ષણ થાય તેટલો જ કાફલો હતો ઑસ્ટ્રિઆ પાસે તો કાફલા જેવુ કઈ નહોતુ ઇટલી તટસ્થ

**વિશ્વયુદ્ધ**

११ Kienthal

રહી પોતાનો લાભ શોધતુ હતુ જર્મની પાસે નાણા અને અનાજ અમૂક સમય સુધી જ ચાલે તેટલાં હતા અને તે મેળવવાના બહારના સાધનો તેની પાસે નહોતા આ બધાનો વિચાર કરીને તેણે પોતાના દેશની બહાર પારકી ભૂમિ ઉપર ટૂકા વખતમા જ લડાઈ પૂરી કરી નાખવાનો ખ્યાલ રાખ્યો હતો ફ્રાન્સને તૈયારી કરવાનો વખત ન મળે અને વખતે એમ જ લડાઈ બધ થઈ જાય એ ખ્યાલથી તેણે બેલ્જિયમ પાસે માર્ગ માગ્યો એ માર્ગ આપવાની એ નાના રાષ્ટ્રે ૧૮૩૯ની સધિ ઉપર આધાર રાખી ના પાડી અને ત્યા જે રોકાત થઈ તેથી બ્રિટન અને ફ્રાન્સને તૈયાર થઈ જર્મનીનો વિરોધ કરવાનો વખત મળ્યો બેલ્જીયમના આ આગ્રહને પરિણામે યુદ્ધ લમાયુ, અને યૂરપીય સસ્કૃતિનુ પૈશાચી હાર્દ જગતની નજરે આવી ગયુ જર્મન પ્રજા હતપ્રાય થઈ ગઈ અને માનવતા રાક્ષસત્વમા વિકાસ પામી ચાર વરસમા

**યુદ્ધનુ પૈશાચ્ય**

યૂરપની પ્રજાએ જેટલી પિશાચતા બતાવી શકાય તેટલી બતાવી માનવ સમુદાયને અન્નપાણી વિના તરફડાવ્યા, પરમેશ્વરની આપેલી હવામા ઘરતી માતાએ આપેલા પાણીમા ઝેર રેડયા, રસાળ પૃથ્વીની રસાળતા લૂટી લીધી, અનેક માતાઓના લાડકવાયાના ખૂન કર્યા, અનેક પિતાઓને પુત્રવિહોણા કર્યા અનેક દયિતાઓને પ્રિયતમવિહોણી કરી, પૃથ્વીપરની કત્લ જાણે પૂરતી ન હોય તેમ અનેક જહાજો ભરીને માનવ સમુદાયોને આ સસ્કારના અભિમાનીઓએ જળશયન કરાવ્યા અને એ બધાને અતે ક્રોધ અને દ્વેષ ગેરઇન્સાફ અને લૂટ, પૈશાચી વિજ્ઞાન અને અસત્યારૂઢ મુત્સદ્દીગીરી,—આ સવને પાછા જનતાના તમામ કાર્યમા ઉચ્ચ પદારૂઢ કર્યાં એ મહાયુદ્ધ લડાયુ છતા જગતને માટે શાતિને માટે, માનવબધુતાને માટે તો ન જ લડાયુ રહ્યુ

સાથે સમજૂતીપર આવવાની ઑસ્ટ્રિયાને સલાહ આપી, પણ તે દરમ્યાન ગ્રેટબ્રિટન અને ફ્રાન્સ ઇટલીની પડખે ચડી ગયાં હતા. તેનો આખો ડાલ્માટિર્યા, બ્રેનર સુધીનો આલ્પ્સની દક્ષિણે આવેલો આખો ટાયરોલ, આડ્રિયાટિક દ્વીપો, ઇશ્ટ્રિયા અને તૂર્કોની વહેંચણી થાય તો તેમાં ભાગ વગેરે લંડનના છૂપા કરારો દ્વારા અપાઈ ચૂક્યા હતા. ૧૯૧૫ ના મેની ત્રેવીસમી તારીખે ઇટલીએ ઑસ્ટ્રિયા સામે અને ઑગસ્ટ ૧૯૧૬ માં જર્મની સામે વિગ્રહ જાહેર કર્યો, પરતુ ૧૯૧૫ માં આરબોને તૂર્કોથી સ્વતત્ર બનાવવાની યોજનામાં ગ્રેટબ્રિટને ફ્રાન્સ સાથે છૂપા કોલકરારો—સાઈક્સ-પીકો તહનામુ કર્યું અને સિરિયા તથા સીલિશિયા ફ્રાન્સને સોંપવાનું કબૂલ કર્યું. આ વાત ઇટલીને જણાવવામાં ન આવી. પણ ૧૯૧૭ માં ફૂટી ગઈ અને ઇટલીએ તકરાર શરૂ કરી. ભૂમધ્ય સમુદ્ર ઉપરથી સાલોનિકા તથા સુએજ કેનાલ જવા માટે ઇટલીના સમુદ્રો ચીરીને જવાનું હતુ એટલે તેને નાખુશ કરી શકાય તેમ નહોતુ. તેથી ફ્રાન્સ અને બ્રિટિશ પ્રધાનોએ તેની સાથે ફરી છૂપા કોલકરારો કર્યા અને તેને લડાઈ પૂરી થયે સ્મર્ના આપવાનુ નક્કી કર્યું.

**લંડનના છૂપા કરારો**

રૂમાનિયાએ પણ ઇટલીની પેઠે જ જર્મની-ઑસ્ટ્રિયાને ઉહ દીધો. ૧૯૧૬ ના ઑગસ્ટમાં ગ્રેટબ્રિટન વગેરેનો સિતારો ચડતો દેખી તેણે એમની સાથે છૂપી સંધિ કરી. એને લડાઈમાં ઑસ્ટ્રિયા હારે કે તરત રૂમાનિયન ભાષા બોલતી વસતિવાળો હુામ્બર્ગ મૂલક આપવાનું વચન અપાયું એટલે તરત તે લડાઈમાં જોડાયું.

**રૂમાનિયા**

૧૯૦૮ માં તૂર્કોમાં અન્વર પાશાના નેતૃત્વ નીચે "જુવાન તૂર્ક" પક્ષ સત્તારૂઢ થયો હતો. તેમને ગ્રેટબ્રિટન પ્રત્યે દ્વેષ હતો

અને જર્મની માટે લાગણી હતી રશિયા અને ઇંગ્લાંડ ૧૯૧૪ મા એકપક્ષે લડાઇમા ઉતર્યા એટલે તેમને વધારે બીતિ પેદા થઇ હતી. મિસર તો ગયુ જ હતુ— હવે ઇસ્તંબૂલ પણ જવા બેઠુ એમ ધારી તેઓ પહેલા તટસ્થ રહ્યા. પછી જર્મનીએ તેમની પડખે રહેવાનુ તથા પાશ્ચી સરકારોની તુર્ક ભૂમિ ઉપર ઇન્સાફની સત્તા બધ કરાવવાનુ વચન આપવાથી રશિયા સામે લડાઇમા ઉતરવાનો ઑગસ્ટની બીજી તારીખે કરાર કર્યો તટસ્થતાની મુદત દરમ્યાન જર્મન ક્રુઝર ગૅાબ્ઝ્મન અને બ્રેસ્લૉને તેણે આશ્રય આપ્યો. ગ્રેટબ્રિટન અને ફ્રાન્સ પહેલા તો તૂર્કોને તટસ્થ રાખવા માટે તેના મૂલકને અખંડ રાખવાની ખાત્રી આપવા માડયા, પણ રશિયાએ એ વાત મજૂર ન રાખી. તૂર્કીએ પરરાષ્ટ્રોનો અધિકાર રદ કર્યો અને ડાર્ડેનલ્સનો રસ્તો બધ કર્યો.

**તૂર્કી**

રશિયાએ તૂર્કી સાથે નવેમ્બરમાં લડાઈ જાહેર કરી ઇંગ્લાંડે સાઇપ્રસ ખાલસા કર્યું અને મિસરના ખેદિવને પદભ્રષ્ટ કરી તેના પુત્ર ફુઆદને પોતાના રક્ષિત રાજા તરીકે સ્થાપ્યો. બલ્ગેરિયાએ પણ ઑસ્ટ્રિયા સાથે મૈત્રિ સાધી, પરતુ સર્બિયાને ગ્રીસ અને રુમાનિયા મદદ કરે એ ભયથી તે વખતે તો એ તટસ્થ રહ્યુ. રશિયા વગેરે તેને માકિડૅાનિયા આપી પોતા તરફ ખેચવા પ્રયત્ન કરી રહ્યા હતા, પણ સર્બિયા તેમા સમત થતુ નહોતું ૧૯૧૫ ના સપ્ટેબરમા જર્મનીએ તેને આખો માકિડૅાનિયા, પૂર્વ સર્બિયા અને રુમાનિયા કે ગ્રીસ તેના ઉપર હુમલો કરે તો ૧૯૧૩ મા તેણે ખોયેલો તમામ મૂલક આપવાનુ વચન આપતા બલ્ગેરિયાએ તેમના પક્ષમા લડાઇમા ઝંપલાવ્યુ.

**બલ્ગેરિયા**

ગ્રીસમાં ૧૯૧૧થી વેનિઝેલોસ[1] સત્તારૂઢ હતો, પરતુ રાજા કૉન્સ્ટાન્ટાઇન કાઇઝર વિલ્હેલ્મનો સાળો થતો હતો અને તે

1 Venizelos.

જર્મનીનો સ્નેહી હતો. માર્ચ ૧૯૧૫ માં લડાઇના જ વિષયમાં એ બન્ને વચ્ચે ઝગડો થયો. પ્રધાન તરીકે વેનિઝેલોસે ગ્રેટબ્રિટન વગેરેને સાલોનિકા બંદરે લશ્કર ઉતારવા રજા આપી કૉન્સ્ટાન્ટાઈન પોતાની તટસ્થતા અખંડ જાળવવા માગતો હતો, પણ બેલ્જીઅમની તટસ્થતા અખંડ રાખવાના આડંબર નીચે જગતને વિગ્રહમાં હોમનાર રાષ્ટ્રો ગ્રીસની તટસ્થતા અખંડ જાળવવા માગતા નહોતા અને એ રાષ્ટ્રોની પ્રેરણા, મદદ અને ધન વડે વેનિઝેલોસે બળવાનો ઝંડો ઉંચક્યો. આથેન્સથી સાલોનિકા જઈ તેણે ત્યાં પોતાની કામચલાઉ સરકાર સ્થાપી. ફ્રાન્સની ખટપટથી કૉન્સ્ટાન્ટાઈનને ૧૯૧૭ માં ગ્રીસ છોડવું પડયું અને વેનિઝેલોસે ગ્રીસને બલ્ગેરિયા સ્હામે લડાઈમાં ઉતાર્યું

ગ્રીસ

અમેરિકાના સંયુક્ત સંસ્થાનોનું મત્તાકેન્દ્ર તટસ્થ રહ્યું. જર્મનીને લડાઈનો સરંજામ ન પહોંચે તેટલા માટે ગ્રેટબ્રિટન વગેરેએ તટસ્થ વહાણો ઉપર અંકુશ નાખવા માડયો તેની સ્હામે, અમેરિકાના હક્ક, સમુદ્ર વ્યવહારની છૂટ, અને ઉત્તર સમુદ્રને ખુલ્લો રાખવાની ફરજ—એ વિષયોએ એને આ ઝંઝાવાતમા ઘસડયુ. પરતુ લુસિટાનિયા[2]ને ડુબાડયા પછી જર્મનીએ સસ્સેક્સ[3]ને પણ ડુબાડી અને અમેરિકન પ્રજાજનોના જાન ગયા; એટલે પ્રેસિડન્ટ વિલ્સને જર્મનીને છેલ્લી ચેતવણી આપી. જર્મનીએ અમેરિકન ઉતારૂઓને જાન બચાવવાની તક આપવાનું કબૂલ કર્યું, પણ માગણી કરી કે પ્રેસિડન્ટ વિલ્સન ગ્રેટબ્રિટનને જરા દાબીને કહે કે, લડાઈ લડવામાં એ સામાન્ય માનવતા બતાવે. વિલ્સને વચમા પડવા ના પાડી અને ૧૯૧૭ ના જાન્યુઆરીની ૩૧ મી એ અમેરિકાએ જર્મની સામે વિગ્રહ જાહેર કર્યો. જાપાને

અમેરિકા

૨ Lusitania. ૩ Sussex.

૧૯૧૪ના આગસ્ટની ૨૩ મીએ વિગ્રહ જાહેર કર્યો હતો. ચીન, સિયામ અને દક્ષિણ અમેરિકાએ પણ તેમજ કર્યું.

રશિયા તૈયાર થઈ શકે તે પહેલા ફ્રાન્સને કચડી નાખવા જર્મનીએ ઑગસ્ટની બીજી તારીખે લુકસેમ્બર્ગ લીધુ અને બેલ્જીયમની સરહદ ઓળગી, એટલે એ નાના રાષ્ટ્રનુ લશ્કર તેની સ્હામે ચડ્યુ. તેના વજ્રદુર્ગો લિયેજ, નામૂર, ઘેન્ટ, આન્ટવર્પ વગેરે વિદ્યુત્ ત્વરાથી જર્મનોના હાથમા પડ્યા; તેના સુદર, શિલ્પની મૂર્તિસમા દેવળો તૂટી ગયા, તેના શહેરો ઉજ્જડ બન્યાં, તેનો રાજા અને તેની વસતિ ન્હાસીને ફ્રાન્સમાં ગયા. જર્મનોએ ફ્લાન્ડર્સ છૂટું પાડ્યુ અને વહિવટની વ્યવસ્થા કરી લશ્કર આગળ ધપ્યુ. કેલે પાસે અ ગ્રેજોના હિન્દી લશ્કરે તેમને ફરી રોકયા અને તે પછી તેઓ માર્ન[૪] સુધી પહોચ્યા. પારીસ ભયમા આવી પડ્યુ અને ફ્રેંચ સત્તાકેન્દ્ર બાર્દો લઈ લેવામા આવ્યુ. પરતુ માર્ન આગળ જર્મનોને ઘેરાઈ જવાનો ભય લાગવાથી તેત્રીસ દિવસના વિગ્રહનો ખ્યાલ છોડી તેઓ પાછા હઠી આઈન[૫] નદી ઉપર ખાડા ખોદી ચાર વર્ષ સુધી ફ્રેંચ અને અંગ્રેજ લશ્કરો સામે ટક્કર ઝીલતા રહ્યા.

ફ્રાન્સ ઉપર હુમલો

દરમ્યાન રશિયાએ પ્રશિયા ઉપર ધસારો કર્યો હતો, પણ તેને હાલહવાલ થઈ પાછા હઠવુ પડ્યું. ઑસ્ટ્રિયાને પણ સર્વિયાએ પાછુ હઠાવ્યુ. જૂદી જૂદી વ્યૂહરેખાઓ ઉપર જૂદું જૂદું પરિણામ દેખાવાથી રશિયા, ફ્રાન્સ અને ગ્રેટબ્રિટને લડનમા સમજૂતી કરી કે કોઇએ છૂટી સુલેહ ન કરવી અને કોલકરારોની એ કલમો ઉપર એકમત થવુ. રશિયાએ લડાઈમા ઝપલાવ્યુ તો ખરૂં, પણ જર્મન જાસુસખાતુ, લાચ, પોતાના અમલદારોની રૂશ્વતખોરી, અપ્રમાણિકતા, બીનઆવડત, તથા રશિયન રજવાડાની અને દરબારગઢની ખટપટોથી તેનુ બળ અને

૪ Marne. ૫ Aisne.

જુસ્સો તરત ઓછાં થવા માંડયાં. તેને ટકાવી રાખવા ૧૯૧૫ના માર્ચની અઢારમી તારીખે ગ્રેટબ્રિટન તથા ફ્રાન્સે તેની સાથે "કૉન્સ્ટાન્ટિનોપલ એગ્રીમેન્ટ" નામનું તહનામું કર્યું. લડાઈ પૂરી થયે રશિયા કૉન્સ્ટાન્ટિનોપલ, ગ્રિસ, એશિયા માઈનૉર, અને ડાર્ડેનલ્સ રાખે અને ફક્ત ઇસ્તંબૂલમાં સર્વ રાષ્ટ્રોને વેપારની છૂટ રહે.

**રશિયા સાથે છૂપા કરાર**

૧૯૧૫માં સર્વિયાએ ઑસ્ટ્રિયા સામે ચડાઈ કરી. એ જ વર્ષમાં રશિયાએ નવા ઉત્સાહથી તેને ગાલિશિયામાં દબાવ્યું. પણ એ બન્નેને સખ્ત હાર ખાઈ પાછા હઠવું પડ્યુ. વિગ્રહમાં તુર્કી સામેલ થવાથી મેસોપોટામિયા ઉપર બ્રિટિશ હિન્દી લશ્કરે ચડાઈ કરી અને સુએઝની નહેર ઉપર પણ હિન્દી લશ્કર ગોઠવાયુ. પૂર્વ આફ્રિકામાં હિન્દી લશ્કરને ટાંગામાં અને ઉત્તર તરફથી ચડાઈ કરવા બ્રિટિશ ઇસ્ટ આફ્રિકામાં ઉતારવામાં આવ્યું; પરંતુ કુત–એલ–અમારામા જનરલ ટાઉનશૅન્ડ થેરાઈ લશ્કર સાથે કેદ પકડાઈ ગયો. ઑસ્ટ્રિયા સામે ઇટલીએ ચડાઈ કરી તે કૅારસો ઉપર ચલાવી દેવામાં આવી. બ્રિટિશ લશ્કરે ડાર્ડેનલ્સનો રસ્તો ખુલ્લો કરવા માટે તુર્કીનો ગાલિપોલી દ્વિપકલ્પ દબાવવા ઑસ્ટ્રેલિયા વગેરેનાં ચૂનંદાં લશ્કરો મોકલ્યાં, પરંતુ તેમની કત્લ થઈ અને તુર્કીનો વિજય થયો. સ્વાગતા, મર્દાનગી અને સભ્યતા યૂરપીય દ્વેષભાવ, ક્રૂરતા અને હલકાઈ સામે વધારે તેજસ્વી થઈ ઉભાં રહ્યાં. ફ્રાન્સે આર્તો અને શામ્પાનનાં ક્ષેત્રોમાં જર્મનોનો રેખાવ્યૂહ તોડવા પ્રયાસ કર્યો હતો તે નિષ્ફળ ગયો. ૧૯૧૬માં જર્મનીએ વર્ડુનમાં ફ્રેંચ-વ્યૂહ તોડવા ભગીરથ પ્રયાસ કર્યા પરંતુ તે પણ અત્યંત સંહાર સાથે ફ્રેંચ અને અંગ્રેજ વિરોધથી નકામા નીવડયા.

**આફ્રિકા**

**ગાલિપોલી**

દરમ્યાનમાં રશિયા ફરી થાકયું. તેની આંતર–મુશ્કેલીઓ વધી પડી.

બલ્ગેરિયા અદર સડોવાતા જર્મની અને ઑસ્ટ્રિયાને તૂર્કી સાથે સીધો સબધ થયો, પરતુ ચોતરફ બ્રિટન અને તેના મિત્રોના વહાણ ઘેરો નાખીને પડયા હતા તેમના અનાજના ભડાર

**ગુંગળામણ**

ખાલી થવા માંડયા તેમના નાણાના કોષ ખૂટવા માડયા અને તેમના રાષ્ટ્રની છાતી તૂટવા માડી અનાજ અને પોષણ વિના એક રાષ્ટ્રને મારી નાખવાની અમાનુષિતા ફ્રાન્સ પ્રેરિત તેના મળતીયા રાજ્યો કરી રહ્યા હતા રશિયાને ગાલિશિયામા ઑસ્ટ્રિયાએ ઝકડ ખવરાવી રુમાનિયા લડાઈમા દાખલ થયુ પણ તેને તો ઘણી જ સખત હાર મળી બલ્ગેરિયા તેના મુલક પર ચડી આવ્યુ જર્મનોએ ૧૯૧૭મા બ્રિટિશોને આર્ત્વા આગળ, ફ્રેંચોને શામ્પાન આગળ અને રશિયનોને ટાર્નેપિલ આગળ સજ્જડ હાર આપી રશિયન લશ્કર નાશ પામ્યુ અને

**ઇટલીની હાર**

ફેબ્રુઆરી ૧૯૧૭મા જે તત્રવિપ્લવ થયો હતો તેના કરતા વધારે ગભીર અને વધારે પરિણામગર્ભ બીજો તત્રવિપ્લવ થવાના મડાણ થયા ઇટલી પણ કાપોરેટો[1] આગળ હાર પામી થભાઈ જઈ ઉભુ રહ્યુ, એટલુ જ નહિ, પણ ઑસ્ટ્રો-જર્મન લશ્કર તેને હઠાવતુ પિઆવ સુધી આવ્યુ

આ પ્રમાણે ૧૯૧૭ સુધી જર્મની-ઑસ્ટ્રિયા-તૂર્કી વિજયી નિવડયા હતા અને બન્ને પક્ષ બે મહાસાગરના પાણી સામસામા મળે અને સ્થિર થઇ અટકી ઉભા રહે તે મુજબ વિચાર

**સબમરીન યુદ્ધ**

સતુલિત ઉભા થઈ રહ્યા પરતુ હવે ટ્યુટોનિક રાજ્યો ગૂગળાવા માડયા જુટલાડના નૌકાયુદ્ધમા જર્મન કાફલાની અશક્તિ સિદ્ધ થઈ ગઇ જર્મન જળાતરગામિની (સબમરીન)ની સખ્યા પૂરતી નહોતી તે માલ ડૂબાડી દઈ શકે પણ બહારથી માલ લાવી શકે તેમ નહોતુ ચોપાસથી દુશ્મનોથી ઘેરાઈ વળેલા આ

[1] Ceporetto

રાજ્યોનો અવાજ ગ્રેટબ્રિટનના વિશ્વવ્યાપી પ્રચાર કાર્યમાં ડૂબી ગયો.

**બ્રિટનનો ગળાફાંસો**

તટસ્થ અમેરિકા આશાગર્ભ વાક્યો અને આદર્શોથી ગર્જી રહ્યું, પણ જ્યારે અવાજ વિનાના, ગળાફાંસેથી રૂંધાતા જર્મનીએ તેને "બ્રિટનને કહો કે માનવતાના નિયમો જરા પાળે" એવી વિનતિ કરી ત્યારે તેણે વચમાં પડવાની ના પાડી

**શાંતિના પ્રયાસો**

૧૯૧૬ના નવેમ્બરમાં વૃદ્ધ ફ્રાન્સિસ-જોસેફ ઑસ્ટ્રિયા-હુંગેરીનો સમ્રાટ મરણ પામ્યો એના પછી ચાર્લ્સ સમ્રાટપદ પર આવ્યો એ શાંતિ ચ્હાતો હતો જર્મન કૈઝર વિલ્હેલ્મ પણ શાંતિ માગતો હતો ડિસેમ્બરમાં તટસ્થ રાજ્યોને સનાતન શાંતિ સ્થાપવા માટે જર્મની અને તેના મિત્રોના નામથી જર્મનીએ કેટલાક સૂચનો સૂચવ્યા પ્રેસિડન્ટ વિલ્સનને કોઈ પણ તટસ્થ પાટનગરમાં વિરોધી રાજ્યોના પ્રતિનિધિઓની પરિષદ બોલાવવા તેણે વિનતિ કરી પરંતુ ગ્રેટબ્રિટન વગેરે મધ્યખંડ રાષ્ટ્રોને જમીનદોસ્ત કરવા માગતા હતાં બ્રિટન વગેરેએ ચેતવણી આપી, "એ અવાજ ન સૂણતા—એ તો આપણા

તે પછી જણાવ્યું; "સુલેહ તો સરખે સરખા વચ્ચે જ થાય. વિજયી—પરાજયીની ભાવના વચ્ચે સુલેહ સંભવતી નથી." પાંડિત્ય ચાણક્યને ન પહોંચી શકે, એ ખાત્રીથી જર્મનીએ સુલેહની વાત પડતી મૂકી અને અતીતાકુશ જળાતરગામિનીનુ યુદ્ધ શરૂ કરવાનો નિર્ણય કર્યો. પરિણામમા અમેરિકાએ બ્રિટનને તેનો વલયબંધ છોડી દેવા તથા સાગર વ્યવહારની છૂટ રાખવાના પ્રયત્નો કરવાને બદલે જર્મની સામે યુદ્ધમાં ઝપલાવ્યું.

**જર્મનીની નિરાશા**

પોલાંડ તથા મેકિસકોને પોતા તરફથી યુદ્ધમાં ઉતારવા જર્મનીએ પ્રયાસ કરી જોયો, પરંતુ બ્રિટન વગેરે મિત્રરાજ્યોના હાથ અત્યત ઉદાર હતા એટલે તેનું કશું વળ્યું નહિ. માર્ચમાં ઑસ્ટ્રિયા તગ થઈ ગયું અને તેની સ્લાવ પ્રજા બળવો કરવા તૈયાર થઈ ગઈ. ચાર્લ્સ અને તેના લડાઈખાતાના પ્રધાન સર્નિને ફરી સુલેહ કરવાનો વિચાર કર્યો. પરતુ જર્મની જાણતું હતું કે, ફ્રાન્સ આલ્સાસ લૉરેન માગશે, અને જર્મન રાષ્ટ્ર એ વાત કદી કબૂલ નહિ કરે. સુર્નિને આલ્સાસ છોડી પોલાંડને વળગવા સૂચના કરી. ઑસ્ટ્રિયા રુમાનિયાના એક ફળદ્રૂપ પ્રદેશના કકડાને વળગવા માંડ્યુ, લશ્કર ફ્રાન્સની બ્રિયે[૭]ની ખાણો મેળવવા તથા બેલ્જીઅમને જર્મનીના છત્ર નીચે લાવવા માગતું હતું. પરંતુ ચાર્લ્સે ફ્રાન્સ સાથે જર્મનીને અંધારામાં રાખી સુલેહના સંદેશા ચલાવવા માંડયા હતા અને પ્વાંકારે[૮]ને પોતાની સહીવાળો કાગળ લખ્યો હતો કે, એ ફ્રાન્સને આલ્સાસ-લૉરેન પાછાં મેળવી આપવા બનતો પ્રયત્ન કરશે; બેલ્જીઅમ અને સર્વિયાને સપૂર્ણ અધિકાર સાથે પાછાં સ્થપાવશે, બેલ્જીઅમને નુકશાની અપાવશે, અને સર્વિયાને આાદ્રિયાટિક ઉપર બંદર આપવાનો બંદોબસ્ત કરશે.

**સુલેહ માટે ઑસ્ટ્રિયાનાં તરફડીયાં**

**ફ્રાન્સની શરતો**

૭ Briet. ૮ Poincare.

મિત્રરાજ્યોએ આ ભોળા રાજવિનો ખોટો લાભ ઉઠાવ્યો. ઑસ્ટ્રિયાના સ્નાયુ ઢીલા પડ્યા છે એ તેમણે જોઈ લીધુ. અને "આમાં ઇટલીને કંઇ મળ્યુ નથી–તમે બધા સાવ જુદા છો" એમ કહી આ મસલત ઉપર બધ વાળી દીધી.

જર્મની અનાજ અને નાણાંની ખોટથી હવે તદ્દન તારાજ થયું અને બ્રિટને તેની આસપાસ આમળેલી ચૂડ અસહ્ય થઈ પડી.

**જર્મનીનો ફુંવાટ**

૧૯૧૭ના જુલાઈમાં રાઇકસ્ટાગે સુલેહ કરવાનો ઠરાવ પસાર કર્યો. "પરસ્પર સમજુતીથી સુલેહ કરવી; કોઈ મૂલક લેવો નહિ; નાણાં કે વેપાર ઉદ્યોગ સબધી કોઇએ કોઈના પર અંકુશ નાખવા નહિ સમુદ્રવ્યવહારની છૂટ જાહેર કરવી. નહિતર આમરણ લડવું." બેથમાન-હૉલ્વેગને[૯] રાજીનામું આપવું પડયુ. તેના સ્થાનપર મિકાએલિસ આવ્યો.

**રાઇકસ્ટાગનો ઠરાવ**

દુશ્મન રાજ્યોએ લોકસભાના આ ઠરાવમા પણ શુદ્ધ નિષ્ઠા દેખી નહિ. તે પછી સ્વિટ્ઝર્લૅાંડમા ખાનગી રીતે મસલતો ચાલી, પણ જર્મની ઉપર ફ્રાન્સે સખત શરતો નાખવાની વૃત્તિ બતાવી એટલે એ મસલતો પડી ભાગી.

એક કૅથોલિક સભ્ય અર્સબર્ગર, સૅન્ટરપાર્ટી તરફથી આવ્યો હતો તેની જ પ્રેરણાથી જર્મન કૅથોલિકો અને ઑસ્ટ્રિયાનું

**પોપનો પ્રયાસ**

કૅથોલિક સામ્રાજ્ય બચાવવા માટે પોપ બેનેડિક્ટ પંદરમાએ આર્બિટ્રેશન, રેપરેશન, રેસિપ્રોકલ રેસ્ટિટયુશન અને ફ્રીડમ ઑવ ધ સીઝ–તટસ્થોનો ઇન્સાફ, નુકશાનીનો પરસ્પર બદલો અને સમુદ્રવ્યવહારની છૂટ–એ ધોરણ ઉપર સુલેહ કરવા વિનંતિ કરી. બ્રિટન વગેરેએ જવાબ જ ન આપ્યો. એ ધોરણ ઉપર સુલેહ ન થઇ શકે, તેમ અમેરિકાએ કહ્યું.

---

૯ Bethmann-Holweg.

બેલ્જીઅમને જર્મન-વેપાર અને લશ્કરી-સઘમા ભળવાની જર્મનીએ શરત મૂકી અને આ વાત પણ આટલેથી જ પડતી મૂકાઈ

નવેમ્બર ૧૯૧૭મા કૅથોલિકોનો નેતા કાઉન્ટ હુર્ટલીંગ[10] રાઇકસ ચાન્સેલર થયો ટિરપિટ્સે ફાડરલાન્ડ[11] પાર્ટી સ્થાપીને આમરણ લડવાનો પ્રચાર ઉપાડયો ફ્રાન્સમા વજ્રમનરક કલેમાસોયે[12] 'લડાઇ-બસ લડાઇ'ની હાકલ દીધી ઇગ્લાડમા લૉઇડ જ્યોર્જે મજૂરસઘને કહી દીધુ કે "૧૮૭૧ના જખ્મનો ફ્રાન્સને બદલો ન મળે ત્યા સુધી લડાઇ બંધ થાય તેમ નથી કોલકરારોની નિર્વિવાદિતા અને યૂરોપની મુલક અને શિમાડા પરત્વે પુર્નવ્યવસ્થા સ્વીકાર તથા યુદ્ધ સરજામના બોજા અને વિગ્રહ ભયની નાબૂદી બરોબર કુનિતાર્થ ન થાય ત્યા સુધી સુલેહ કેમ થઈ શકે?' ૧૯૧૮ની શરૂઆતમા વિ સને પોતાના પ્રસિદ્ધ ચૌદ મુદ્દાઓ બહાર પાડયા જર્મની વગેરેએ છૂપી સંધિઓનો નાશ સમુદ્ર વ્યવહારની છૂટ, વેપારી સમાનતા લડાયક સર જામને ઓછો કરવાનુ અને રાષ્ટ્રસઘની સ્થાપના એ કબૂલ રાખ્યા પરતુ આત્મનિર્ણય બેલ્જીઅમની સ્વતત્રતા આલ્સાસ-લૉરેન ફ્રાન્સને સ્વાધીન કરવુ પોલાડનું પુનર્સર્જન અને ડાર્ડેનલ્સમા નિરકુશ રસ્તો આ વાતોનો અસ્વીકાર કર્યો

લડાઇ-બસ લડાઇ

વિલ્સનના ચોદ મુદ્દાઓ

૧૯૧૮ માર્ચની ત્રીજીએ રશિયાના બોલ્શેવિક સત્તાકેન્દ્ર બ્રેસ્ટ લિટોવ્સ્ક[13]ની સધિપર સહી કરી જર્મનીએ એમના તરફ સભ્યતા અને સહાનુભૂતિ દર્શાવ્યા હોત તો રશિયા તેમને ઘણી રાહત આપી શકત પરતુ આ સધી એક વિજેતાએ પરાજિત રાષ્ટ્રને ફરજ પાડી કરાવી

રશિયા સાથે સધિ

---

[10] Hertl ng [11] Faderlander [12] Clemenceau
[13] Brest-lit-ovsk

હોય તેવી રહી હતી. રશિયાએ કુરલાંડ,[૧૪] લિથુઆનીયા[૧૫] અને પોલાંડ, જર્મની વિગેરેને આપ્યાં અને ફિનલાંડ, લિવૅાનીઆ[૧૬], એસ્થોનિયા યુક્રેન અને ટ્રાન્સકૉકેસિયાને સ્વાતંત્ર્ય આપવા કબૂલ કર્યું. રૂમાનિયાનો આખો મૂલક હવે દુશ્મનોના હાથમાં હતો, તેથી તેણે પણ ડોબ્રુજા આપવાનું તથા જર્મની સાથે આર્થિક સબંધમાં ઉતરવાનું કબૂલ કરી સુલેહ કરી. જર્મનીના આ વિજયોથી ઑસ્ટ્રિયા કચવાયું

**આત્મનિર્ણય**

અને બ્રિટનમિત્રોએ હાપ્સબર્ગ રાજ્યના જૂલમ નીચે સડતી પ્રજાઓને છોડાવવા માટે પ્રચંડ પ્રચારકાર્ય ઉપાડયું. દક્ષિણ સ્લાવ અને સર્વિયાના નેતાઓ યૂરપમાં દેશવટો સેવતા હતા, તેઓ એકત્ર થઈ ગયા. ઇટલીને તેમણે ડાલમાટિયા આપી દેવાનું નક્કી કર્યું. કલેમાસોએ સમ્રાટ્ ચાર્લ્સનો આલ્સાસ-લૉરેન વિષેનો કાગળ જાહેર કર્યો. પ્રો. માસારિકના પ્રમુખપદ નીચેની પારીસની ઝેકોસ્લોવાક કાઉન્સિલને સ્વતંત્ર રાષ્ટ્રના એક સત્તાકેન્દ્ર તરીકે ફ્રાન્સ, બ્રિટન અને અમેરિકાએ અભિજ્ઞાન આપ્યુ.

**ફ્રાન્સનું રહસ્ય-રક્ષણ**

૧૯૧૮ની ગ્રીષ્મમાં જર્મનીએ ફ્રાન્સમાં છેવટનો પ્રચંડ હુમલો કરી લીધો અને અમેરિકાના તાજા લશ્કરની હાજરીથી તે હુમલો નિષ્ફળ નિવડયો. હવે સ્પા મુકામે જર્મન મુત્સદ્દિયો અને લશ્કરી સરદારો એકઠા મળ્યા. લુડેન્ડૉર્ફે[૧૭] જણાવ્યું કે, હવે વિજયની આશા રહી નથી. ચાર્લ્સે જણાવ્યું કે, મારૂં રાજ્ય બીજો શિયાળો કાઢે તેમ નથી. બલ્ગેરિયાએ અને તૂર્કીએ પણ જાહેર કર્યું કે, અમારા હાથ સાવ હેઠા પડ્યા છે. એટલે પરદેશીખાતાના પ્રધાન હાઈન્ઝને સુલેહ માટે વિનંતિ કરવાની અને તેને લગતા પગલાં લેવાની સત્તા આપવામાં આવી.

**હતાશ**

૧૪ *Courland.* ૧૫ *Lithuania.* ૧૬ *Latvia* ૧૭ *Ludendorff.*

કૈઝર અને તેના પાટવી કુમારનો સત્તાસન્યાસ જાહેર કરવામાં આવ્યો. કૈઝર હૉલાંડ તરફ પલાયન થઈ ગયો.

**કાઈઝારનો પદત્યાગ**

નવેમ્બરની નવમી તારીખે જર્મની લોકસત્તાક તંત્ર–રિપબ્લિક તરીકે જાહેર થયું. નવેમ્બરની ૧૧મી તારીખે કોમ્પીયેં[૧૮]ના જંગલમાં હિન્ડેન્બર્ગની પસંદગી સાથે કૅથોલિક પક્ષના નેતા અર્સબર્ગરે તેના પ્રતિનિધિમંડળ સાથે યુદ્ધવિરામની શરતો પર સહી કરી.

## પ્રકરણ સત્તરમુ

## વર્સાઇનુ તહનામું  ચૂડેલનો વાંસો

પ્રેસિડન્ટ વિલ્સનના સૂત્રોએ જર્મનીના સામ્યવાદિઓ વગેરેને તોડયા અને એક વાર વ્યૂહ તૂટયા પછી તેની ફાટ વધતી જ ચાલી લુડેન્ડૉર્ફનો વિચાર રજપૂતોની માફક કેસરિયા કરવાનો હતો પણ બીજા લશ્કરી સરદારોએ તેમ કરવાની સાફ ના પાડી જર્મન નૌકાસૈન્યને બહાર કાઢીને અંગ્રેજ નૌકા સાથે સ્થિરયુદ્ધમા

**વિપ્લવ**

નાખવાનો પણ વિચાર થયો પણ રશિયાના સામ્યવાદની અસર તળે નાવિકો શાતિપ્રિય થયા હતા અને ઑક્ટોબરની ૩૦મી તારીખે કિલના નાવિકોએ બળવો ઉઠાવ્યો એ બળવો શમાવવા માટે સોશિયલ ડેમોક્રૅટ નૉસ્કેને મોકલવામા આવ્યો પ્રેસિડન્ટ વિલ્સનના જવાબો સ્પષ્ટ સૂચવતા હતા કે, તે હોહેનસૉલેર્ન વંશ સાથે સુલેહ થાય એમ માનતો નહોતો તેથી જ્યારે નૉસ્કે કિયેલના નાવિકોને સમજાવતો હતો ત્યારે કૈઝર ઉપર ગાદીત્યાગ કરવા માટે દબાણ થતું હતુ જર્મનીમા પણ તત્રસ્વરૂપ બદલવા માટે જબરી ચળવળ ઉપડી હતી જો કેઝર ગાદી છોડે તો તાત્કાલિક જર્મનીને બચાવી લેવાય સુલેહ થાય અને મિતાદશ માણસો તત્ર

હાથમાં લઈ આગળ ઉપર કૈઝરને પાછો બોલાવે. પરંતુ વિલ્હેલ્મ

**પ્રલય**

તરત નિર્ણય ઉપર આવી શકયો નહિ અને રાષ્ટ્રની સ્થિતિ દરેક રીતે ગંભીર થતી ચાલી. ચાન્સેલર પ્રિન્સ મૅક્સે તરત અદ્ભુત પગલું લીધું. કૈઝર કે યુવરાજ–બન્નેને પૂછ્યા ગાછ્યા વિના તેણે જાહેર કર્યું કે, બન્નેએ પદસંન્યાસ કર્યો છે. આમ જાહેર કર્યાથી વિલ્હેલ્મ માટે બીજો રસ્તો રહ્યો નહિ અને તે હૉલાંડ ચાલ્યો ગયો. મૅક્સે પણ રાજિનામું આપી સામ્યવાદિઓને સત્તાધિકાર હાથમાં લેવા બોલાવ્યા. રાષ્ટ્રમાં અંધાધુંધી અને આંતરકલેશ ન જામે એવી ઇચ્છાથી સોશિયલ

**સોશિયલ ડેમોક્રૅટ પક્ષ**

ડેમોક્રૅટે પક્ષે સત્તા હાથમાં લીધી. દુશ્મનોને તેણે ખબર આપી કે, અમે યુદ્ધના જન્મદાતા અને વર્ધયિતાઓ સાથે સંબંધ તોડી નાખ્યો છે; હવે યુદ્ધ-વિરામ આપો. એબર્ટ તાત્કાલિક પ્રમુખ થયો. શાઇડેમાને ચાન્સેલરનું પદ લીધું; હિન્ડેનબર્ગે લશ્કરને વ્યવસ્થાસર પાછું ખેંચવા અને રાષ્ટ્રમાં આવ્યા પછી તે લૂટફાટ કે અંધાધૂંધી ન મચાવે તેવી રીતે તેને વીખેરી નાખવાનું માથે લીધું, અને યુદ્ધ બંધ રહ્યું.

યુદ્ધવિરામની શરતો અર્સબર્ગરે જોઈ ત્યારે તેની છાતી બેસી જ ગઈ. તેમની એક પણ શરત વિલ્સનના ચૌદ મુદ્દામાંથી એકને પણ અનુસરતી નહોતી અને એક સર્વતોવિજેતા કોઈ મૃતપ્રાય થયેલા પરાજિત દેશને છૂંદી કચડી નાખવા નીકળ્યો હોય તેવી રીતની શરતો નાખવામાં આવી હતી સુલેહપ્રિય સોશિયલ ડેમોક્રૅટો પણ યુદ્ધવિરામની આશા

**યુદ્ધવિરામની શરતો**

છોડી, ફરી યુદ્ધ શરૂ કરવાનો વિચાર કરવા માંડ્યા; પરંતુ લશ્કરી સરદારોએ જણાવ્યું કે, ફરી યુદ્ધની વાત કરવી હવે નકામી છે. જો લશ્કરને વ્યવસ્થાસર પાછું ખેંચવું હોય તો અને દેશને અંધાધુંધી અગર આંતરકલેશમાં ન નાખવો હોય તો ગમે તેવી પણ સખત શરતો કબૂલ

કરી લેવામા જ સાર છે અર્સબર્ગર[1]ની પોતાની પણ આ સલાહ હતી અને જર્મન લશ્કર સવાચાર વર્ષથી પોતાનો પડાવ નાખી રહ્યુ હતું ત્યાથી પાછુ હઠયુ જગતે હિન્ડેનબર્ગને તેના લશ્કરના નિયમન માટે ધન્યવાદ આપ્યો જરા પણ અવ્યવસ્થા વિના એ વજ્રવ્યૂહ પોતાના ઘર તરફ વળી અને જાણે લડાઈ લડવામા જ આવી ન હોય તેમ સુગમસગ થઈ ગઈ હવે દુશ્મન રાજ્યો વર્સાઈ મુકામે પરાજિત પ્રજાઓની રહીસહી પાખ કાપી નાખવાના પ્રયત્નમા પડયા અને જર્મનીના સોશિયલ ડેમોક્રેટો નવુ તંત્ર રચી સુલેહની શરતો તૈયાર થાય ત્યારે એક રાષ્ટ્રના પ્રતિનિધિતરીકે તેના ઉપર સહી કરવા જેટલુ પ્રતિનિધિત્વ મેળવવાના પ્રયાસો તરફ ધ્યાન દેવા માડયા

જર્મન સામ્યવાદનો અધૂરો મૂકેલો ઇતિહાસ આપણે આહિથી પાછો ઉપાડી લેવો પડે છે ૧૯૧૬મા જર્મનીના દારૂગોળો બનાવવાના કારખાનામા જબરી હડતાળ પડી હતી ૧૯૧૭ના માર્ચ એપ્રિલમા હડતાળોનુ પ્રમાણ વધ્યુ હતુ એ જ વર્ષના જુલાઇમા કિયેલમા પહેલો બળવો થયો હતો ૧૯૧૮મા પાછી જબરી હડતાળો પડી હતી, પરતુ સામ્ય સપ્રદાયના કટકા થઈ ગયા હતા અને બહુમતિ સોશિયાલિસ્ટ–વિશિષ્ટ સામ્યવાદિઓના આધારથી સત્તાકેન્દ્રે એ હડતાળો સખતાઇથી દાબી દીધી તે પછી તો અસતોષ બહુ જ વધી ગયો અને જે વખતે સામ્યવાદ તરફથી સત્તાચક્ર રચવાનો પ્રસગ આવ્યો તે વખતે શ્રદ્ધવર્ગ ત્રણ–વિશિષ્ટ સામ્યવાદિ, સ્વતંત્ર સામ્યવાદિ અને સ્પાર્ટાકસ–પક્ષમાથી કોના તરફ વળશે તે તદ્દન અનિશ્ચિત હતુ સ્પાર્ટાકસ પક્ષ તો તદ્દન રશિયન ધોરણ ઉપર જ તત્રરચના કરવા માગતો હતો માકસે[2] વિશિષ્ટ સામ્યવાદિઓને સત્તા આપી હતી અને એ પક્ષે સ્પાર્ટાકસ પક્ષ તરફ ઘસડાવુ કે ચાલતો વહિવટ કાયમ રાખી ભદ-

**સામ્ય સપ્રદાયના કટકા**

[1] Ersberger [2] Max

**રોઝા લુકસેમ્બર્ગ**

વર્ગ સાથે સરકાર કરવો, તે તરત નક્કી કરી લેવાનુ હતુ ૧૪ મી ડિસેમ્બરના રોજ રોઝા લુકસેમ્બુર્ગે[૩] "રોટે ફાહન" નામના વર્ત-માનપત્રમા સ્પાર્ટાકસ લીગનો હદેરો અને કાર્યક્રમ બહાર પાડ્યા. તેમા હથિઆરબધ તત્રનિ'લવની વાતો કરવામા આવી વિશિષ્ટસામ્યવાદિઓ બધારણસરનુ ફ્રાન્સના જેવુ ભદ્રશૂદ્ર વર્ગના સહકારવાળુ ચક્ર રચવા માગતા હતા, અને તેમણે એ નિર્ણય કરી લીધો સ્વતત્ર સામ્ય-વાદિઓ સામ્યવાદના સિદ્ધાતો પર રશિયાને નમૂને કામ કરવા માગતા હતા, પણ હથિયારબધ પગલા લેવા માગતા નહોતા વિશિષ્ટ સામ્યવાદિ-ઓએ સ્વતત્રોને પોતાના પક્ષમા લીધા તેમણે સામ્યવાદિ લોકસત્તાક તત્ર જાહેર કર્યુ સામ્યવાદિઓની જ કમિસ્સાર પરિષદ–કાઉન્સીલ નીમી, પણ વહીવટ જૂના અમલદારોના હાથમા રાખ્યો પ્રધાનમડળમા ત્રણ વિશિષ્ટો અને ત્રણ સ્વતત્રો બેઠા વિશિષ્ટો અને તેના અસામ્યવાદિ અમલદારો ધીમેધીમે એક થતા ગયા, સ્વતત્રો તદ્દન અળગા પડતા ગયા રાષ્ટ્રબધક લોકસભા–કૉન્સ્ટિટ્યુએન્ટ ઍસેમ્બ્લીના સભ્યોને સવગત મતાધિકારથી કે બીજી રીતે ચૂટવા એ પ્રશ્ન ઉપર બન્ને લડી પડ્યા

**સ્પાર્ટાકસબુંડ**

સ્વતત્રો સત્તાચક્રમાથી છૂટા થયા અને સ્પાર્ટાકસબુડસ સાથે ૧૯૧૮ની શરૂઆતમા જ મળી ગયા કૉમ્યુનિસ્ટ પવન હવે વધારે જોરથી વાવા માડ્યો, અને સ્પાર્ટાકસબુડની પ્રેરણાથી બર્લિનમા હથિયારબધ બળવો થયો નૉસ્કે હવે વિશિષ્ટોના પક્ષમા ભળ્યો હતો અને લશ્કર ખાતાનો મત્રી થયો હતો બર્લિનની શેરીઓમા રક્ત રેડાઈ રહ્યુ હતુ પણ લશ્કરે અત્યત સખ્તાઈથી આ બડ દાબી દીધુ બ્રેમેનમા સોવિયેટ લોકસત્તાક તત્ર સ્થપાયુ અને હામ્બર્ગ અને વિ હેલ્મ્સહાફેનમા પણ

૩ Rosa Luxembourg

રસ્તામાં ગંભીર રમખાણો થયાં. ફ્રેબુઆરીમાં બ્રુન્સ્તિકમાં અને બાડેનમાં સોવિયેટ તંત્રો હયાતીમાં આવ્યાં, પરંતુ તેને પણ નૉસ્કેએ દાબી દીધાં.

કૉમ્યુનિસ્ટ રમખાણો

માર્ચમાં બર્લિનમાં ફરી તોફાનો થયાં, જબરી હડતાળો પડી અને શહેરમાં પણ હથિયારબંધ કૉમ્યુનિસ્ટ રમખાણો થયાં. ૭મી એપ્રિલ ૧૯૧૯ને રોજ મ્યુનિચમાં રુડોલ્ફ એગ્લ્હોફર,લેવિને,લેવિએન અને આકસેલરૉડની આગેવાની નીચે સોવિયેટ ચક્ર જન્મ પામ્યું. ૧૪થી ૨૨મી એપ્રિલ સુધી એક જબરી હડતાળ પડી; એક કસુંબલવર્ણી સેના હયાતીમાં આવી; મિલ્કત જપ્ત અને ખાલસા થઈ; ટેલીફોન ઉપર ચોકીપહેરા મૂકાયા અને નૉસ્કને પહેલી માર્ચે મ્યુનિચ સામે લશ્કર મોકલવાની ફરજ પડી. આઠમી મે સુધી શેરીઓમાં યુદ્ધ ચાલ્યું, તોપો ગોઠવાઈ અને મ્યુનિચ શરણે આવ્યું. આમાં ૯૨૭ માણસો કત્લ થયાં અને અનેક જખ્મી થયાં.

સ્પાર્ટાકસબુંડનાં પ્રણેતા કાર્લ લિયેબ્નેક્ટ અને રોઝા લુકસેમ્બુર્ગને તેઓ બર્લિનમાં પકડાઈ જતાં જ ન્હાસવાનો લાગ આપી ઇરાદાપૂર્વક અને નિષ્ઠુરતાથી નૉસ્કેની પ્રેરણાથી મારી નાખવામાં આવ્યાં. એગ્લ્હૉફર લડતાં લડતાં મરી ગયો અને લેવિનેને અદાલત સમક્ષ મુકર્દમો ચલાવી ૬ ઠ્ઠી જૂનને રોજ બંદૂકથી વીંધી નાખવામાં આવ્યો.

કૉન્સ્ટિટ્યુએન્ટ ઍસેમ્બ્લીની ચૂંટણીઓ સર્વગત મતાધિકાર ઉપર થઈ. ૪૨૧ બેઠકોમાં વિશિષ્ઠોને ૧૬૩ અને સ્વતંત્રોને ૨૨ બેઠકો મળી. સ્પાર્ટાકિસ્ટો ચૂંટણીમાં ઉભા જ નહોતા રહ્યા. બાકીની તમામ બેઠકો ભદ્રવર્ગના હાથમાં ગઈ. એમાં ૪૨ નૅશનાલિસ્ટ, ૨૧

ઉપપક્ષબળ

પીપલ્સ પાર્ટી અને ૧૦ બીજા નાના સમૂહોના હાથમાં હતી. નૅશનાલિસ્ટો ભદ્રવર્ગના ઍરિસ્ટૉક્રેટિક અને કૉન્ઝરવેટિવો હતા. પીપલ્સ પાર્ટી ઉપભદ્ર વર્ગની એટલે ધનિકો અને કારખાનાંના માલિકો વગેરેની બનેલી

હતી. આ પક્ષો નવા સત્તાચક્રને સ્વીકારતા નહોતા. ૧૬૩ બેઠકો સેન્ટરપાર્ટી કૅથોલિકોના તથા અલ્પભદ્ર પેટી બુર્ઝ્વાઝી ડેમોક્રેટોના હાથમાં રહી. એબર્ટ[૪] અને શાઇડેમાને[૫] અર્સબર્ગરને અને બીજા ભદ્રવર્ગના પ્રતિનિધિઓને સત્તાધર સમિતિમાં ભેળવ્યા અને બર્લિનમા સ્પાર્ટાકસ તોફાનોને લીધે વેઈમારમાં નવાતંત્રની રેખાઓ તૈયાર કરવા યોજના કરી. આ કાર્ય પ્રેઉસ્સને સોપવામાં આવ્યું. એ અમલદાર વર્ગનો માણસ હતો અને તેને સામ્યવાદ તરફ કશી સહાનુભૂતિ નહોતી તેણે બ્રિટન, ફ્રાન્સ અને અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોનો નમૂનો લઇ ભદ્ર આદર્શવાળુ લોકસત્તાક તંત્ર રચી કાઢ્યું. સોશિયાલિસ્ટ સપ્રદાય હવે તદ્દન તૂટી ગયો. વિશિષ્ટો ભદ્રવર્ગ તરફ ખેચાતા ગયા, અને સ્વતંત્રો, સ્પાર્ટાકિસ્ટો, કામ્યુનિસ્ટો, મજૂરો વગેરે નોસ્કેની વજ્રમૂષ્ટિ નીચે કચડાતા ચાલ્યા.

આ દરમ્યાનમાં લૉઈડ જ્યોર્જ, ક્લેમાસો, વિલ્સન અને નિટ્ટિ યુરોપનું મહચ્ચતુષ્ટય—વર્સાઇના પ્રાસાદમાં જર્મનીને સુલેહ અને શાંતિ અર્પવાનો પરડો તૈયાર કરી રહ્યા હતા. લૉઈડ

**પારીસ પરિષદ**

જ્યૉર્જની અજબ વિચક્ષણતાએ વિલ્સનની ઉદાર ભાવનાઓને મોહપરવશ બનાવી; ક્લેમાસોની લોખંડી હઠ અને હૃદયની કઠિનતાએ જર્મનીના ભાગીને ભૂકા જ થાય તેવી દરખાસ્તો યોજી, અને જર્મનોને એ દરખાસ્તો સ્વીકારવા માટે નિમંત્રણ કરવામા આવ્યુ. એ દરખાસ્તો જોતા જ જર્મનોના રામ રમી ગયા એ દરખાસ્તો કલ્પી કે માની જ શકાય તેવી નહોતી. બિચારાઓએ તેમા સુધારો વધારો કરાવવા પ્રયત્ન કરવા માડયો ત્યારે તેમને ડોળા ધુરકાવી કહેવામા આવ્યુ; "સહી કરો, નહિતર—" શાઇડેમાને સહી કરવા ના પાડી. ડેમોક્રેટો સત્તાકેન્દ્રમાથી નીકળી ગયા, જર્મનીમાં સેન્ટરપાર્ટી વિશિષ્ટો વગેરેની નવી સંમિશ્રિત સરકાર

૪ *Ebert.* ૫ Scheidemann.

રચાઈ, અને ગુસ્ટાવ બૅાઅર મોખરે આવ્યો. તેણે વિરોધ દર્શાવી વર્સાઈના તહનામા ઉપર સહી કરી, અને આ મહાયુદ્ધ માટે જર્મની સર્વથા ગુન્હેગાર છે, એમ કબૂલ કર્યું.

એ તહનામાની રૂએ કબુલાત આપ્યા ઉપરાંત / જર્મનીએ આઠ લાખ રાઇફલો, ૧૩૦,૦૦૦ યાંત્રિક તોપો, અસંખ્યાત મશીનગનો, નળિયો, ૯૧,૦૦૦ તોપો, ૩૮,૭૫૦,૦૦૦ ગોળીઓ

**જર્મનીનો હ્રાસ**

વિગેરેનો અને બીજાં અગ્રગણ્ય હથિઆરોનો નાશ કર્યો, અગર તે બધું દુશ્મન રાજ્યોને સોંપી દીધું. ર્‌હાઈનનો પ્રદેશ યુદ્ધનિરસ્ત કર્યો. જર્મન દુર્ગો તોડી નાખ્યા, જહાજો ડૂબાડી દીધાં અને દુશ્મનોને આપી દીધાં. વિમાનો ભાંગી નાખ્યાં અને જળાંતરગામિનીઓને જળશયન કરાવ્યું. લશ્કરી નોકરીની યોજના નિર્મૂળ કરી; અને નવું લશ્કર તૈયાર કરવાનું બંધ કર્યું.

તે ઉપરાંત આલ્સાસ–લૉરેન ફ્રાન્સને, પશ્ચિમ પ્રશિયા, પોઝેન અપર સાઈલેઝિયા અને પૂર્વ પ્રશિયાનો મોટો ભાગ પોલાંડને, થોડો અપર સાઈલેઝિયા ઝેકો–સ્લોવાકિયાને, મેમેલ,

**મુલકોની લૂંટ**

લિથુઆનિયા ને ડાન્ઝિગ રાષ્ટ્રસંઘને, એઉપેન અને માલ્મેડી બેલ્જીઅમને અને શ્લેસ્વિગનો થોડો ભાગ ડેન્માર્કને જર્મનીએ આપી દેવા પડયા. તે સિવાય સાર, બઝીન, શ્લેસ્વિગના બે કટીબંધ અને અપર સૌઈલેઝિયા, પૂર્વ પ્રશિયા અને અને પશ્ચિમ પ્રશિયામાં અમૂક મુદતે લોકાભિપ્રાય લેવાનું નક્કી થયું. ૧૯૨૧ના માર્ચમાં આ યોજના મુજબ ઉત્તર શ્લેસ્વિગ ડેન્માર્ક અને અધર શ્લેસ્વિગ જર્મની સાથે જોડાયા. એ જ

**લીગ ઑફ નેશન્સ**

વર્ષમાં બન્ને પ્રશિયા અને ૧૯૨૧માં સાઈલેસિયા પણ જર્મની સાથે ભળ્યા. ૧૯૩૫માં સાર પણ જર્મનીમાં પાછું આવ્યું. સિંગટાઉ જાપાને રાખ્યું અને જર્મનીના આફ્રિકાના અને પાસિફિક મહાસાગરના મૂલકો

દુશ્મન રાજ્યોએ રાખ્યા. યૂરપીય રાજ્યોએ અમેરિકાની પ્રેરણાથી રાષ્ટ્રસંઘ-લીગ ઑફ નેશન્સ-સ્થાપ્યો હતો તેની નીચે આ મૂલકો સુપ્રત કર્યા અને રાષ્ટ્રસંઘે જર્મન આફ્રિકા અંગ્રેજોને, અને પાસિફિકના મૂલકો અંગ્રેજો તથા જાપાનીઝોને પોતા તરફથી વહિવટ કરવા માટે સોંપ્યા. તે ઉપરાત લડાઈની નુકસાનીનો આકડો નક્કી કરવા માટે સમિતિ બેસાડી અને જર્મનીએ એ સમિતિ ઠરાવે તે આંકડો ભરપાઈ કરવાનું માથે લીધું.

આ તમામ શરતોમાં ડાક્ટર વિલ્સનની નિષ્ફળતા સહુથી પહેલી નજર આગળ તરી આવે છે. જર્મની અને જગતે તેનામા જે શ્રદ્ધા રાખી હતી તે શ્રદ્ધા બિલકુલ અસ્થાને હતી તેની સર્વને ખાત્રી થઈ ગઈ. ડાક્ટર વિલ્સનની પડિતાઈ ભરેલી હઠિલાઈને લીધે અમેરિકાએ વર્સાઇના તહનામામા કે રાષ્ટ્રસંઘમાં તમામ લેવાદેવા છોડી દીધી અને અત્યારસુધી યૂરપથી તેણે અળગુ રહેવાનુ પસદ કર્યું છે. જાપાન તથા સમસ્ત એશિયા યૂરપના આત્માનું મલિન ભીતર જોઈ ગયા અને તેના ઉપર અવલબાવેલી તમામ આશાઓ તેઓએ તજી દીધી. ઇ. સ. ૧૭૦૮માં મોગલ સામ્રાજ્ય તૂટતાં જે દશા હિન્દુસ્તાનની થઈ હતી તે દશા ઇ. સ. ૧૯૧૮ પછી યૂરપની થઈ પડી. અંતર માત્ર એટલો જ રહ્યો કે, યૂરપીય ઠગ અને પિંઢારાઓને વિજયવત રાજ્યોની પ્રેરણા અને સહાય મળ્યાં હતાં. જાનમાલની સહિસલામતી નષ્ટ થઈ ગઈ, રાજ્યખટપટમા અસત્ય, દગો અને ખૂન અપરાધહીન ગણાવા માંડયા. બળ અને છળથી મિલ્કત અગર જમીન દબાવવાનો મધ્યકાલીન માર્ગ સર્વગ્રાહ્ય થયો. વાઙ્મયનું વેશ્યાપણુ વધ્યું, સમાજનાં બધનો તૂટયાં, આદર્શો નાશ પામ્યા અને રાજકારણમાં માનવજાતની એકતા અને શ્રેય સાધવાના હેતુઓ જોઇએ તેને બદલે વૈર, સ્વાર્થ, હારેલા દેશોની દબામણી, યુરોપનું અભિમાન, હિંસા અને દભ એ સર્વોપરિ સ્થાન પામ્યાં. જેવી રીતે

**મધ્યકાલીન હિંદ અને આધુનિક યૂરપ**

હિન્દુસ્તાનમાં પેશ્વા, નિઝામ અને અફઘાનનાં–પૂના, હૈદરાબાદ અને અયોધ્યાના–રાજ્યો મોગલ અવનતિના કાટમાથી સર્જન પામ્યાં હતાં તેવી રીતે પોલાંડ, જ્યુગોસ્લાવિયા અને ઝેકોસ્લોવાકિયા જન્મ્યાં. દિલ્હીના મૂલક ઉપર પૂનાએ જેમ હોલ્કર, સિંધે અને ભોંસલેને ચ્હડાવી મૂક્યા હતા; તેવી જ રીતે રશિયા ઉપર રેન્જેલ, કોલ્ચાક, ડેનિકિન વગેરેને વિજયી રાજ્યોએ ચ્હડાવી મૂક્યા. હૈદરઅલિએ મહિસૂરની જે રીતે જમાવટ કરી હતી તે જ રીતે વેનિઝેલોસે ગ્રીસની જમાવટ કરી. જર્મની, સ્પેન, હંગેરી વગેરે દેશોમાં પિંઢારાનાં ભાડૂતી લશ્કરો જેવા જ સામ્યવાદીઓ અગર સનાતન પ્રબદ્રો બ્રિટન વગેરેના વેપારીઓનાં નાણાંની મદદ વડે અશાંતિ અને વિપ્લવ–પ્રતિવિપ્લવ ફેલાવવા માંડ્યા. અફઝૂલખાન અને જશવંતસિંહ, ગંગાધરરાવ શાસ્ત્રી અને કર્નલ ફેયરનાં ખૂન ઉપર ભારેશલ્લ વિવેચનો લખનાર પ્રતિહાસકારોને કાર્લ લિબ્નેક્ટ અને રોઝા, લુકસેમ્બુર્ગ, અર્સબર્ગર અને કુર્ટ આઇસ્નેર, રાથેનો અને એલેકઝાંડર વગેરેનાં ખૂનો વિષે કશું વિવેચન કરવાનું રહ્યું નહિ. ચૈતસિંગ અને અયોધ્યાની વિધવાઓનાં નાણાંથી કંપની સરકારની સત્તા સંગઠિત થઈ શકે તો અમેરિકાનું કરજ કરી અને એક મહેનતુ માનવ સમાજનાં આંતરડા ઉંચાં લાવી તેની ઉપર અસહ્ય નુકસાનીનો બોજો લાદવામાં અંતઃકરણના અવાજને કોઈ રીતે ધક્કો પહોંચતો નથી. ખરેખર તો વર્સાઇના આ તહનામાએ ૧૮૦૨ના વર્સાઇના તહનામાનાં સૂત્રો યૂરપના પરસ્પરના વ્યવહારમાં ઉતાર્યાં. નવા યુગનો જન્મ થતો રહી ગયો અને યૂરપીય સંસ્કૃતિનો ઢાળ ઉતરી તેનું ગદ્દુ, લોહીયાળ હાડપિંજર નગ્ન થઈ જગત સમક્ષ ખડું થઈ રહ્યું, અને એ મોહક મ્હેરાની પાછળનો ચૂડેલનો વાસો જગતને ચીતરી ચ્હડાવી રહ્યો.

# પ્રકરણ અઢારમું

## આંતરયાતના : રુહરનો સત્યાગ્રહ

જેમ જેમ વખત વિતતો ગયો તેમ સામ્યવાદના વિરોધીઓનું પ્રાબલ્ય વધતું ગયુ મ્યુનિચમાં વિશિષ્ટ સામ્યવાદી કુર્ટ આઇસ્નેરનું ખૂન લોકસહકારના વિરોધીઓએ ન કર્યું હોત

**પ્રભદ્રોનું પ્રાબલ્ય**

તો ત્યાં સ્પાર્ટાકસ બળ એપ્રિલ–મેમાં વધ્યુ તેટલું વધત નહિ પરતુ નોસ્ક અને તેના લશ્કરી માથીઓએ સામ્યવાદ સામે સર્વત્ર કોરડો બોલાવ્યો. તહનામા ઉપર સહીસિક્કા થયા પછી ઉપભદ્ર ડેમોક્રેટો પાછા તત્રમડળમા ભળ્યા. ૧૯૨૦માં ભદ્રવર્ગો ખરેખર જોરમાં આવ્યા અને જનરલ લુટ્‌વિઝ અને બીજા લશ્કરી સરદારોએ તત્રમંડળના વિશિષ્ટ સામ્યવાદીઓએ અનેક અનિવાર્ય પત્રિકા મોકલી. એ પત્રિકાના સ્વીકારનો અર્થ સામ્યવાદ અને લોકસહકારના સિદ્ધાતનો સન્યાસ કરી દેવા જેવો થતો હતો એટલે તે સ્વીકારી કાપ્પ પુરા શકાય તેમ નહોતું. એનો અસ્વીકાર થતાં જ તંત્રપરિવર્તનનાં વિરોધી સત્વો કાપ્પ નામના ' અમલદારની સરદારી હેઠળ ભેગાં થયાં અને તેમણે બર્લી

નહોતી ડેમોક્રેટો ખરેખર લોકસહકાર વાચ્છતા હતા અને વિશિષ્ટો સામ્યવાદની ત્વરિત સ્થાપનાનો આગ્રહ રાખતા નહોતા એટલે ફ્રાન્સ અને ગ્રેટબ્રિટનના જેવુ લોકસહકાર અને લોક

**કૅથોલિકો**

સમતિવાળુ તન ઉપજાવી કાઢવામા તેઓ મદદ કરવા તૈયાર હતા. પરતુ વિશિષ્ટો ઉપર વામ બાજૂના સામ્યવાદીઓનુ દબાણ વધતુ જતુ જોઇને કૅથોલિકોને નિરીશ્વરવાદનો અને અધર્મતાનો ભય પેઠો. ડેમોક્રેટોને ભદ્રશૂદ્ર બન્નના સંતુલિત સહકારને બદલે પ્રશૂદ્ર વર્ગના સર્વોપરિત્વનો ભય લાગ્યો. પરિણામે ૧૯૨૦ના જૂનની ચૂટણીમા સામ્યવાદી

**ડેમૉક્રેટો**

ઓની સંખ્યા બહુ થોડી વળતા તેઓ અસરકારક તત્રપદ્દીઓમાથી નીકળી ગયા અને જર્મનીમા પ્રભદ્રવર્ગનો અમલ જામ્યો. ૧૯૨૧મા ફ્રેહરેન્બાકનુ તત્રમડળ પદચ્યુત થતા કૅથોલિક વર્ગ તરફથી તત્રકેન્દ્ર રચવામા આવ્યુ અને તેમા સામ્યવાદીઓને લેવામા આવ્યા પરતુ તે વખતે સામ્યવાદીઓની રાષ્ટ્રકરદાગમા અરધોઅરધ સંખ્યા લેવાને બદલે

**વર્થ અને કુનો**

ત્રીજે ભાગે જ હતી ૧૯૨૨મા વર્થની જગ્યા કુનોએ લીધી તેના કેન્દ્રમાથી વળી સામ્યવાદીઓ બાકાત થઈ ગયા, દરમ્યાનમા કૉમ્યુનિસ્ટ રમખાણો તો ચાલુ જ હતા. માક્સ હોલ્સના ભયાવહ-ટેરોરિસ્ટ તોફાનો ફ્રોડલાડમા સિતમ ગૂજારી રહ્યા

પડી ભાગ્યુ અને માકમનુ કેન્દ્ર આવ્યુ એમાથી સામ્યવાદીઓ તદ્દન નીકળી ગયા અને ૧૯૨૮ સુધી પાછી સત્તાકેન્દ્ર ઉપર આવવાની તેઓને તક મળી નહિ

**ફેરફારનાં કારણો**

આ પ્રમાણે એકદમ ઉપરા ઉપર કેન્દ્રચક્રો તૂટી જવાના ઘણા કારણો હતા આતગિકકારણો અત્યાર સુધીમા ગતાવાઇ ગયા છે બહારના કારણોમા નાણા પ્રકરણની અવ્યવસ્થા, અને દુશ્મન-ગજયોને આપવાની નુકસાનીની રકમ અને તેની તદ્દન ગોટાળાભરી સ્થિતિ હતા વર્સાઇના તહનામા મુજબ ૧૯૨૧ના મે આખર સુધીમા જમનીએ દુશ્મનોને કેટલી નુકસાની આપવી એની રકમ નક્કી કરવાની હતી જૂન ૧૯૨૦મા બુલોન

**રેપરેશન્સ**

મુકામે તાત્કાલિક એવી દરખાસ્ત થઈ કે, જર્મની પાત્રીસ વર્ષ સુધી હરસાલ ૩,૦૦૦,૦૦૦,૦૦૦, સોનાના માર્ક નુકસાનીના ચૂકવે અને કુલ નુકસાનીનો આકડો ૨૬૦,૦૦૦,૦૦૦ ૦૦૦ સોનાના માર્ક ગણાય આ નુકસાનીના બાવન ટકા એકલા ફ્રાન્સને જ આપવાના ઠરાવ્યા હતા જૂનાઇમા આ આકડો ૨૪૦,૦૦૦,૦૦૦,૦૦૦ ઉપર મૂકાયો અને તેના બેતાળીશ કાંધા નક્કી થયા. દર મહિને આ ગકમ ઓછી કરવા જર્મની દુશ્મન રાજયોની નુકસાની સમિતિને ૨,૦૦૦,૦૦૦ ટન કોલસો આપે એવી દરખાસ્ત થઈ હતી વચમા ઘણી વાટાઘાટો ચાલ્યા પછી ૧૯૨૧મા જર્મનીએ ૧,૦૦૦, ૦૦૦,૦૦૦ પૌંડ આપ્યા હતા તે જમે લીધા અને ૩૦ વર્ષમા ૧,૫૦૦, ૦૦૦,૦૦૦ પૌંડ રોકડા દરસાલ હપ્તાથી ભરવાનુ વચન આપ્યુ ( એક મિલિયાર્ડ સોનાના માર્ક એટલે ૫૦,૦૦૦,૦૦૦ પૌંડ ) આ વાત કબૂલ રહી નહિ અને દુશ્મનોએ છેવટનો આકડો સાડા ચાર ગણો વધાર્યો એટલે તે ૬,૬૦૦,૦૦૦,૦૦૦ પૌંડ ઉપર મૂક્યો દર વર્ષે જર્મની પાસેથી ૧૦૦,૦૦૦,૦૦૦ પૌંડ રોકડા અને પોતાની નિકાસના ૨૬ ટકા આ હિસાબમા જમે લેવાનુ પણ દુશ્મનરાજ્યોએ નક્કી કર્યું. જર્મનીનો

કોલસો વગેરે દુશ્મનોના કબજામાં હતો તે અને બીજો આવે તે પણ જમે આપવાનું કબુલાવ્યુ. જર્મની આ પ્રમાણે ન આપે તો સજા તરીકે રુહર પ્રદેશ રોકી લેવાની ધમકી આપવામા આવી.

ડિસેમ્બર ૧૯૨૧ સુધી જર્મનીએ પોતાનાં કાંધા ભર્યા, પણ જાન્યુઆરી અને ફેબ્રુઆરી ૧૯૨૨ માટે તેની પાસે નાણા નહોતાં.

**ચૂકવણી**

તેની નાણાં પ્રકરણી સ્થિતિ તપાસતાં બહારથી તેને કોઈ ધીરે તેમ નહોતું. માર્ચ ૧૯૨૨માં રેપરેશન કમિશને તેને સખ્ત કરવાની ધમકી આપી. ઑગસ્ટ માસમાં જર્મનીએ અઢી વરસ સુધી તેની પાસે કાંઈ પણ ન માગવાની અરજ કરી અને ૧૯૨૨ના ચઢેલા હપ્તાની ૪૩ ટકાની ૭ માસની હુંડી લખી આપી. જાન્યુઆરી ૧૯૨૩મા જર્મનીની સ્થિતિ હજી જરા પણ સુધરી નહોતી અને ફ્રાન્સની સરકારે જર્મની ઉપર દુશ્મન રાજ્યોનો 'રિસીવર' નીમવાની, જકાત ઉપર ચાલનો હક્ક રાખવાની વગેરે વાતો કરી. આમાંથી કશુ ન થઈ શકે તેવો જર્મનીએ જવાબ આપવાથી ફ્રેન્ચ લશ્કર જર્મનીમાં પેઠું અને રુહરનો પ્રદેશ દબાવી બેઠું. એક તરફથી જર્મનીને

**મૂલકો ગુમ**

આ સજ્જડ ફટકો લાગ્યો અને બીજી તરફથી વર્સાઇના તહનામા મુજબ તેના મૂલકો—અપ્પર સાઇલેઝીયાના, અપ્પર શ્લેસ્વિગ વગેરે તેની પાસેથી ખૂચવાઈ ગયા, પરિણામે પ્રભદ્રવર્ગો અને પ્રશ્રદ્રવર્ગો તરફથી પાછા તોફાનો થઈ રહ્યાં. સાક્સનીમાં કૉમ્યુનિસ્ટ બળવો થયો. બાવેરિયામાં અર્મબર્ગરનું

**કૉમ્યુનિસ્ટો અને પ્રભદ્રો**

પ્રભદ્ર તત્ત્વોએ ખૂન કર્યું. રશિયા સાથે રાપાલોની સુલેહ કરનાર અને જર્મનીની સાચી આંતરિક સ્થિતિ દુશ્મન રાજ્યો પાસે મૂકી હિમ્મતવાન પરદેશ વ્યવહારનું ધોરણ શરૂ કરવા ઇચ્છનાર યાહુદી ધનપતિ રાથેનોનું પણ ધોળે દિવસે બર્લિનમાં એ જ

તત્વોએ ખૂન કર્યું સૉશિયલ ડેમોક્રેટ અને કૅથોલિકોએ પ્રભદ્રવર્ગનું જોર વધતુ જતુ જોઈને રાઇક્સબાનેર નામે અર્ધ લશ્કરી સૈન્ય તૈયાર કર્યું દરમ્યાનમા જર્મનોએ ફ્રાન્સ સામે રૂહરમા સત્યાગ્રહ આદર્યો પોતાના ઇતિહાસમા એક વખત જર્મન કૅથોલિકોએ બિસ્માર્ક સ્હામે સત્યાગ્રહ આદર્યો હતો અને આ વખતે ૧૯૨૦-૨૧મા હિન્દુસ્તાને મહાત્મા ગાંધીની

**રૂહર સત્યાગ્રહ**

પ્રેરણા નીચે સત્યાગ્રહનો સદેશ જગતને વધારે વિસ્તારથી સમજાવ્યો હતો જર્મન અસહકાર અત્યત સખત અને ચોધારો હતો કમભાગ્યે હિન્દુસ્તાનની માફક જ દેઉશનાડમા ઐક્ય નહોતુ રૂહરનો અસહકાર વધારે સખત અને સર્વગત કરવા માટે વિશિષ્ટ અને બીજા સામ્ય સપ્રદાયોની સાથે સુલેહ કરવાની દરખાસ્તને, પ્રબદ્રોના અને નવા જન્મેના નાઝિ-નેશનલ સૅાશિયાલિસ્ટના કેન્દ્ર મ્યુનીચની વિરુદ્ધતાથી, જરા પણ ટેકો ન મળ્યો વેપાર રોજગારનો લાભ દુશ્મનો ન લે તેટના માટે આખી રૂહરની વસતિને રાઇકના નાણામાથી નિભાવવામા આવતી હતી અને રાઇક પાસે એટના નાણા નહોતા-લડાઈ પછી હુન્નર ઉદ્યોગ અને વેપાર રોજગાર હજી સ્થિર થયા નહોતા.

અસહકારને અને દુશ્મનોના દબાણને પહોચી વળવા જર્મન રાષ્ટ્રકેન્દ્રે હવે નાણાની સાથે ખેલ કરવા માડ્યા જર્મની પાસે બહારથી માલ ખરીદવા મટે નાણા હતા નહિ અને ચીજ

**નાણાની ફુલાવટ**

વસ્તુના ભાવ ખૂબ ચઢી ગયા હતા બહાર તેના સિક્કાની કઈ કિંમત રહી નહોતી કોઈને જર્મની સાથે વ્યવહાર રાખવાની પડી નહોતી ૧૯૨૧મા એક ડોલરના ૬૦માર્કનું હુંડિયામણ હતુ અપ્પર સાઈલેઝિયા અળગું પડતા નવેમ્બરમા ૨૭૦ માર્ક હુંડિયામણ થયુ રાથેનોના ખૂન પછી ૧૯૨૨ના જુલાઈમા ૪૯૩ ઉપર ગયુ અને ઑગસ્ટમા ૧૨૦૦ પર પહોચ્યું નવેમ્બરમા

નુકશાનીના હપ્તાઓનો કજીયો વધ્યો, એટલે એક ડોલરના ૮૦૦૦ માર્ક બોલાવ્યા. જાન્યુઆરીમાં ફ્રાન્સે રૂહરનો કબજો લીધો એટલે બજાર વધીને ૪૦,૦૦૦ પર ગયું. પછી તો રાઈક પાસે કાગળિયાં સિવાય કાંઇ રહ્યું નહિ. ડાલર અને માર્કનું હુંડિયામણ હિંદુસ્તાનના પુરાણોની સેના તથા અંતરના આંકડા પર પહોંચવા માંડ્યુ નવેમ્બર ૧૯૨૩માં એક ડોલર લેવા માટે ૪,૨૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ માર્ક આપવા પડતા હતા-

**બજારભાવ** જો ૧૯૧૩ના ભાવને ૧૦૦ નો આંકડો આપીએ તો માર્કના સિક્કામાં બોલાતા ૧૯૨૩ના ભાવ કરતાં ૧૬,૬૨૦,૦૦૦,૦૦૦,૦૦૦ ગણા હતા. આથી કરજદારોને આનંદ થઈ ગયો. ધરેણે મૂકેલી મિલ્કતો અરધો ડઝન બેદામમાં અગર એકાદ ફોટોગ્રાફ પાડવામાં છૂટી ગઈ. દેશમાં નાણુ રહ્યું નહિ, પરદેશો સાથેનો વ્યવહાર અટકી પડ્યો, નાણાં બજારના સટ્ટાની હદ રહી નહિ. અનેક ધનિક બની ગયા અને એથીય વધારે માણસો પાયમાલ થઈ ગયા. ફ્રાન્સના જૂલમથી, નાણાંના અભાવથી અને અનાજ તથા ચીજવસ્તુ મેળવવાની મુશ્કેલીઓથી ઑગસ્ટ ૧૯૨૩માં જર્મનીએ રૂહરનો અસહકાર બંધ કર્યો. રૂહરના પ્રસંગમાં બ્રિટન પહેલેથી જ અળગુ રહ્યું હતું પણ બેલ્જીયમ ફ્રાન્સ સાથે હતું. એટલે તે અને ફ્રાન્સ મોટા ખર્ચના ખાડામાં ઉતરી ગયું. જર્મની પાસેથી તેને ધારેલી રકમનો ત્રીજો ભાગ પણ ન મળ્યો અને નુકસાનીનો પ્રશ્ન જર્મનીને સમૃદ્ધ કરવા ઉપર અવલંબે છે એવુ ભાન તેમની વૈરબુદ્ધિના ક્ષિતિજ ઉપર આછું આછું ઉગ્યું. અત્યાર સુધી જર્મનીને ડારો દેવા, બીવડાવવા અને લૂંટવા તરફ તેના દુશ્મનોની વૃત્તિ હતી. હવે જો જર્મનીને ચૂસવુ હોય તો જેમ એશિયા અને આફ્રિકાની પ્રજાઓને સુલેહશાંતિમાં અને સમૃદ્ધ, સુવ્યવસ્થિત રાખવી પડે છે તેવી જ રીતે તેને પણ શાંતિસ્થ, સમૃદ્ધ અને ઉદ્યમી રાખ્યા વિના છૂટકો નથી એવુ ફ્રાન્સ સ્હમજી શક્યું. સરસ બેકન, હૅમ અને

પોર્ક ખાવા હોય તો ડુક્કરોને જાડાઆડા, ખાધેલપીધેલ રાખવા જોઇએ. આફ્રિકાવાસી માસાઇઓ બળદનું લોહી પીઈ જીવે તો તેમણે એ બળદને રાતોમાતો, લોહી ચ્હડેલો રાખવો જ પડે તે સામાન્ય ન્યાય યૂરપીય રાજ્યોના ખ્યાલમા હવે આવ્યો

પરતુ જર્મનીની હાલત તો 'દુબળી ગાયને બગા ઘણી' એના જેવી હતી લડાઈમા બ્રિટિશોએ એની આસપાસ આમળેલી નૌકા-ચૂડને લીધે તેની વસતિને પૂરૂ ભરણ પોષણ પણ

**જર્મનીની હાલત** મળતુ નહોતુ જર્મન પ્રજા ઉપર એ માનવનિર્મિત કૃત્રિમ દુષ્કાળની એવી કારી અસર થઈ હતી કે હજી આજે પણ તેમના શરીર તેની પીડાની અસરથી ઉપરવટ થઈ શકયા નથી જ્યારે ગ્રેટબ્રિટન, અમેરિકા વગેરે દેશોમા ઈ સ ૧૯૧૯–૧૯૨૦મા જિંદગીની જરૂરિયાતની ચીજો અત્યત ઉચે ભાવે–૭ રૂપિયે એક શેર હળદર અને એક રૂપિયે દીવાસળીની ડબ્બી–વેચી મ ણસો પૈસાની રેલમછેલ બોલાવી રહ્યા હતા અને આવી લડાઇઓ હમેશા થયા કરો એમ ઇચ્છી યુદ્ધની બોલમાલા બોલાવી રહ્યા હતા ત્યારે એથી ઉલટ જર્મનીની આમવસતિ પરાજયપીડિત, યુદ્ધનિર્વિણ, નિરાશાદગ્ધ અને ક્ષુધાશ્રાન્ત થઈ રહી હતી તેના હાડ અને કાળજા બન્ને તૂટી ગયા હતા યુદ્ધની વૈરભાવના ઓછી થતા ૧૯૨૩ના અતમા યૂરપનો વેપારી વર્ગ ચિન્તામા પડયો. જર્મની તરફથી જો કાઈ ન મળે તો યૂરપનુ અને અમેરિકાનુ સત્યાનાશ વળી જાય તેવુ સૌને લાગ્યુ સર્વ દેશો ઉપર અમેરિકાનું જબરૂ લેણુ હતુ સહુની પાસે કાગળિયા સિવાય બીજુ નાણુ નહોતુ જર્મની પાસે સહુથી વધારે કાગળિયા હતા અને સહુ કોઇની તમામ આશા જર્મની કાઈ આપે તો અમેરિકાને આપી શકવાની હતી

**યૂરપની ચિન્તા** આ સ્થિતિમા જે મુત્સદ્દીઓ ન કરી શકયા તે રોમમા ઇન્ટરનૅશનલ ચેમ્બર ઑફ કૉમર્સ તરફથી

થયુ. તેમણે જર્મનીની હાલત તપાસવા અમેરિકન જનરલ ડૉઝના પ્રમુખપદ નીચે એક સમિતિ નીમી. એ સમિતિએ સહુથી પહેલાં મુત્સદ્દીઓનો–ખાસ કરીને ફ્રેંચ પ્વાંકારેનો કાંકરો કાઢી નાખ્યો. તેમણે સ્પષ્ટ સૂચવી દીધુ કે, જર્મની પાસેથી કઈ પણ બદલો લેવો હોય તો તેના હાથમા એકસ્થ મૂલક હોવો જોઇએ. જો

**ડૉઝ યોજના**

દુશ્મનરાજ્યો તેમા લશ્કરી થાણુ નાખવા માગતા હોય તો પણ આર્થિક પ્રવૃત્તિમા તેમણે માથુ મારવું નહિ અને આર્થિક પ્રવૃત્તિ ઉપર પરદેશોનો જરાપણ અંકુશ હોવો જોઇએ નહિ. જો આટલુ થઈ શકે તો જર્મનો જેવી ઉદ્યમી, ચીજોની ઉત્પત્તિ કરવાની કાબેલિયત અને શક્તિ ધરાવનારી, હુન્નરવાળી, સાધનસપન્ન, વિજ્ઞાનજ્ઞાની, અને માલમિલ્કતવાળી પ્રજા પગભર ન થાય એવુ માનવા કશુ કારણ નથી, એમ પણ ડૉઝ સમિતિએ જણાવી દીધુ. તેમના મત પ્રમાણે જર્મનીનો નાણાંનો સિક્કો બજારમા સ્થિર કરવો જોઇએ અને તેના રાષ્ટ્રીય અંદાજપત્રકનાં

**ડૉઝની દરખાસ્તો**

બન્ને પાસાં મળવાં જોઇએ. એ મેળવવા માટે તેને વાજબી ભાવે તેના લેણદારોએ પહેલાં તો નાણાં ઉછીનાં આપવાં જોઇએ અને તેની જે આવક થાય તેમાથી તેનું ચાલુ ખર્ચ જતાં જે બાકી રહે તે જ ફક્ત લેણા પેટે વસુલ કરવું જોઇએ. એટલા માટે જર્મનીનુ રાષ્ટ્રીય બૅન્ક–રાઇકસબૅન્ક નવા પાયા ઉપર મૂકવું, નવો સિક્કો રેન્ટેનમાર્ક પણ બધ કરી રાઇકસમાર્ક બજારમાં મૂકવો; તેનુ હુંડિયામણ બરોબર નક્કી કરવુ અને તે સખત રીતે કાબુમાં રાખવા વ્યવસ્થા કરવી અને નક્કી કરેલા મહેસુલ આ કરજ પેટે અળગા રાખવાં; એવી દરખાસ્તો ડૉઝ સમિતિ તરફથી રજુ થઈ.

આ દરખાસ્તો મુજબ જર્મનીને માટે ૮૦૦,૦૦૦,૦૦૦ માર્કની લોન ઉઘરાવવાની યોજના થઈ. રેલ્વે, નક્કી કરેલા કરવેરાનું મહેસુલ

અને હુન્નરી વેપારના ડીરેક્ટર ના વેશ પેઠે ખાસ એજન્ટ રાખવાના આવ્યા. જર્મનીની રેલ્વેઓ, રાઇખ્સબેન્ક અને બીજા કેટલાક મહત્વના ખાસ અધિકારીઓની દેખરેખ નીચે મૂકવાના

**જર્મનીની સંમતિ** આખરે ૧૯૨૪ના ઑક્ટોબરમાં આ સર્વ વ્યવસ્થા પાકે પાયે સર્વ તરફથી મંજૂર થઈ અને જર્મની ૧૯૨૯ સુધી પોતાનું કરજ બરોબર ભરતું રહ્યું આ યોજના નીચે મળેલી લોનનો લાભ લઈને જર્મનીએ પોતાના હુન્નર ઉદ્યોગને સજીવન કર્યો પરદેશી મૂડીવાળાઓને તેનામાં વિશ્વાસ ઉત્પન્ન થયો અને ખાસ કરીને અમેરિકામાંથી તેને અઢળક નાણું મળવા માંડ્યું જર્મનીના પોલાદના અને બીજા ઉદ્યોગો પ્રવૃત્તિમાન થઈ પાછા જગતના બજારોમાં જર્મન માલ સિંચીસિંચી ભરવા માંડ્યા અને જર્મન શહેરો તથા ઉપકેન્દ્રોને પણ જાહેર બાંધકામ વગેરે માટે નાણાંની છૂટ થઈ ૧૯૨૬ના જર્મનીએ બહારથી ૧૧ ૫૦૦,૦૦૦,૦૦૦ રાઇકસમાર્ક ઉપાડ્યા હતા ૧૯૨૮માં એ આંકડો વધીને ૨૫૦૦૦,૦૦૦,૦૦૦

**નાણાંની છૂટ** રાઇકસમાર્ક ઉપર ગયો હતો જર્મનીનો નિકાસનો વેપાર ડૉઝ યોજનાની લોન મળ્યા પછી વધતે વધતે ૧૯૨૮માં દર મહિને ૮૬૮ ૦૦૦,૦૦૦ માર્કને આંકડે અને ૧૯૩૦માં ૧,૦૫૫,૦૦૦ ૦૦૦ માર્કને આંકડે પહોંચ્યો હતો

## પ્રકરણ ઓગણીસમું

### યુદ્ધસંન્યાસ અને શસ્ત્રનિરસન . મુખમેં રામ

ડૉઝ યોજનાની અસર

જ્યારે રૂહરનો અસહકાર ચાલતો હતો ત્યારે ફ્રાન્સ અને બેલ્જીયમે જર્મનીની રાજકારણીય સ્વતન્ત્રતા, જેવી રીતે ૧૯૧૯મા ખૂચવી લીધી હતી તેવી જ રીતે આર્થિક સ્વાતન્ત્ર્ય પણ ખૂચવી લેવાનું ધાર્યું હતુ વિગ્રહ પછી યૂરપની એવી ઇચ્છા હતી કે જર્મની મજૂરી કરે અને તેની મહેનતના બદલા ઉપર પોતે એશઆરામ કરે જેમ હિન્દુસ્તાનને ૧૮૫૭ પછી નિ શસ્ત્ર કર્યું તેવી જ રીતે જર્મનીને પણ તદ્દન શસ્ત્રાસ્ત્ર રહિત કર્યું હતુ તેને માટે પરદેશ સાથેના વ્યહારમા કશો અવકાશ રાખ્યો નહોતો. ર્‌હાઈનલાડમા દુશ્મન રાજ્યોનું લશ્કર તેને ગમે તે રીતે દબાવવા માટે તૈયાર પડયુ હતુ અને જો કે તેને આતરવહિવટની કુનમુખ્ત્યારી હતી, તોપણ તેમાની અવ્યવસ્થા પાછળ તેના દુશ્મનોની પ્રેરણા અને નાણાં નહોતા, એમ કહેવાને કશુ કારણ નથી.

૧૯૨૨મા જર્મનીથી નુકસાનીના હપ્તા ન ભરાયા એટલે ફ્રાન્સને તેનાં ખનીજો અને ઉદ્યોગ વેપાર ઉપર તરાપ મારવાની તક મળી

તેણે જર્મનીની કમાણીનાં તમામ મુખદ્વાર રૂંધી દેવા માટે લશ્કર મોકલ્યું. પરંતુ એ રાષ્ટ્રે લશ્કર ત્યાં પહોંચે તે પહેલાં તમામ દસ્તાવેજો તથા કોલસાના ઉદ્યોગની પેઢીનાં માણસો વગેરેને પોતાના અધિકારમાં ખેંચી લીધાં. ફ્રાન્સે બધે સ્થળે જપ્તી બેસાડી;

**ફ્રાન્સની તરાપ** નાગરિકોને દેશવટે મોકલ્યા; નોકર ચાકરો, વેપારીઓ, દલાલો, જર્મન સત્તાના અમલદારો વગેરેને કેદ કર્યા.

જે જાતના જૂલમો માટે બ્રિટિશે જલિયાનવાલામાં પ્રખ્યાતી પામ્યા તેથી પણ હીણા જૂલમો રૂહરની વસતિ ઉપર ફ્રાન્સે ગૂજાર્યા. જર્મનીનું પારતંત્ર્ય પરાકાષ્ઠાએ પહોંચ્યું. ગુલામ પ્રજાને માટે પારકી સત્તા નિર્ણીત રકમ હાડચામ ટકાવવા માટે રહેવા દે અને બાકીનું બધું ઉસરડીને લઈ જાય તેવી સ્થિતિ થઈ પડી. હિન્દુસ્તાનના ખેડૂતોની ખળાવાડમાંથી રાજ્ય, બ્રાહ્મણ, બાવો, કુંભાર, હજામ, વાણિયો એ બધાં તેનું અનાજ લઈ જાય અને પછી જે રહે તેની આછીપાતળી રાબડી ઉપર તેને અને તેના કુટુંબને આખું વરસ ચલાવવાનું રહે, તેવી જ હાલત આ મહાન્ રાષ્ટ્રની થવા બેઠી. એ આર્થિક અવરોધથી તેને ડૌઝની યોજનાએ એટલે વેપારીઓએ બચાવ્યો. તેને આશા આવી, તેને આર્થિક સ્વાતંત્ર્ય મળ્યું, પગભર થવાના સાધનો મળ્યાં. પરંતુ તેની મનોદશા એટલી તો હીણુ થઈ ગઈ હતી, તેનો આત્મા એટલો મરી ગયો હતો, તેને પોતાના ગુન્હાનો અને પોતાની જવાબદારીઓનો એટલો ખ્યાલ બેસી ગયો હતો કે હજુ પણ તેણે પોતાના રાષ્ટ્ર તરીકેના હક્કો પાછા માગ્યા નહિ. પૂર્વની ગુલામ પ્રજાઓ રિસ્પૉન્સિબિલિટિ અને રીઝનેબલનેસ–જવાબદારી અને મિતાકાંક્ષાના બોજા નીચે દબાઈ પોતાના હક્કોની બ્હીતે બ્હીતે–અધૂરી વાતો કરે છે તેમજ જર્મની પણ સ્ટ્રીઝમાનની પ્રેરણા નીચે જવાબદારી અને મિતાકાંક્ષાની મશાલ હાથમાં ઉંચી ધરી જગતની પ્રશંસા પામવા તૈયાર થયું.

અને આ જ વખતે જર્મનીનો આ મુડદાલ દેહ કબજે કરવા પ્રભદ્રો અને સામાન્યાર્થવાદીઓ ઝુમેશ ચલાવ્યા જ કરતા હતા બાવેરિયામા પ્રભદ્રોનુ બહુ જોર હતુ રાઇક તેના

**બાવેરિયા** આતરવહિવટમા માથુ ન મારે એવી ત્યાના પ્રભદ્રોની ઇચ્છા હતી તેમની બીજી ઇચ્છા રાઇકમા અગર બીજે કદાપિ પણ સામ્યવાદ બળવાન અગર અસરકારક ન થાય એવી હતી રૂહરના અસહકાર વખતે સામ્યવાદીઓને સાથે લેવા માટે આ કેન્દ્ર ખાસ વિરુદ્ધ હતુ પ્રભદ્રોનો નેતા ફૉન કાહર હતો અને બાવેરિયામા એ પોતાનુ મનધાર્યું કરતો હતો, પરતુ તેના જ કેન્દ્રમા ૧૯૨૧મા નાઝીઓનો જન્મ થઈ ચૂક્યો હતો ઑસ્ટ્રિયન આડૉલ્ફ હિટલર તેનો નેતા પણ થઈ ચૂકયો હતો

**નાઝીત્વ** અને જનરલ લુડેન્ડૉર્ફનુ પ્રખર પીઠબળ તેને પ્રાપ્ત થઈ ચૂક્યુ હતુ નાઝીઓ પોતાને નૅશનલ સોશિયાલિસ્ટો કહેતા તેઓ રાષ્ટ્રશક્તિમા માનતા, અને રાષ્ટ્રના તમામ તત્ત્વોને એકપ્રેરણા નીચે, એકનેતૃત્વ નીચે ભેગા કરવા પ્રયાસ કરતા હતા ૧૯૨૩મા હિટલરે મ્યુનિચમા

**હિટલર** નાઝી સત્તાકેન્દ્ર જમાવવાનો નિર્ણય કર્યો અને બડ કરી ફૉન કાહરને કેદ કર્યો પરંતુ કાહર તેના પહેરામાથી ન્હાસી છૂટયો અને પ્રભદ્રોપભદ્ર વગેરેને હિટલર સ્હામે ઉશ્કેરી મૂકવામા એ ફતેહમદ થયો અને હિટલરના બડને રાઇકના લશ્કરોએ સમાવી દીધુ હિટલર પકડાઈ ગયો, અને તેને પાચ વર્ષની કેદ મળી

વામ અને દક્ષિણ—બન્ને સમૂહના તોફાન દાબી દેવા ઑગસ્ટ ૧૯૨૩મા જનરલ ગેસ્બેરને આખા રાઇકના પ્રદેશ—જર્મન મૂલક ઉપર—નીમી કુલમુખ્ત્યાર લશ્કરી સત્તા આપવામા

**જનરલ ગેસ્બેર** આવી હતી એ જ માસમા સાકસનીમા ડૉ. સીગ્નેર તરફથી સામાન્યાર્થવાદી કૉમ્યુનિસ્ટ કેન્દ્ર સ્થાપવામા

**ડૉ. સાઇગ્નેર**

આવ્યું. રાઇક તરફથી ડૉ. સાઇગ્નેરને રાજિનામુ આપવા કહેવડાવવામાં આવ્યું. પણ તેણે તેમ કરવાની ના પાડતાં તેના ઉપર લશ્કર મોકલવું પડ્યું. તોફાન વધતાં જનરલ ગેસ્લેરની જગ્યા ઉપર જનરલ ફૉન ઝીકટની નીમણુંક કરવામાં આવી. કારણકે ઑક્ટોબરમાં હામ્બર્ગમા કૉમ્યુનિસ્ટ તોફાનો ફાટી નીકળ્યાં હતા—જાણીતા કૉમ્યુનિસ્ટો નેઉમર્ગ, લાંગેર અને સેઉટશેલ આ બંડની વ્યવસ્થા કરવામાં સામેલ

**હામ્બર્ગ**

હતા અને તેની વ્યૂહરચના પ્રસિદ્ધ બોલ્શેવિક પત્રકાર કાર્લ રાડેકની બુદ્ધિથી થઈ હતી. આ બંડમાં ૪૦ માણસો મરાયાં અને ૧૫૦ માણસો ઘાયલ થયા. સાકસનીમાં બળવાખોરોને દાબી દઈ પ્રજાદ્રવર્ગના આધાર વાળુ

**ફૉન ઝીકટ**

વિશિષ્ટ સત્તાકેન્દ્ર સ્થાપવામા આવ્યું અને ફેબ્રુઆરી ૧૯૨૪ સુધીમાં ઝીકટની લશ્કરી કુલમુખત્યારીએ તમામ બળવાખોરોની પીઠની કરોડ ભાગી નાખી.

**સત્તાકેન્દ્રો**

આ વખતમા પણ સ્ટ્રીઝમાન (ઑગસ્ટ ૧૯૨૩), માર્કસ (નવેમ્બર ૧૯૨૪), લુથર (જાનેવારી ૧૯૨૫), માર્કસ (મે ૧૯૨૬) એ રીતે સત્તાકેન્દ્રો ફેરવાતાં ગયા, પણ પરદેશો સાથેના વ્યવહારમાં સ્ટ્રીઝમાનની પ્રેરણા હતી અને નુકસાનીના હપ્તા ૧૯૨૮ સુધી બરાબર અપાતા ગયા; તે ઉપરાંત અમેરિકા વગેરેએ જર્મનીને બહારથી પૈસા ધીરવા માંડ્યા, એટલે તેનાં કારખાનાં વગેરે ફરી ઉભાં થયાં અને તેની નિકાસનો વેપાર નવેસરથી ઉભો કર્યો. સખત કરકસર અને જાપ્તાથી બહારનો માલ ઓછો મગાવી નિકાસ વધારે કરવાનો પ્રયાસ કરી જર્મનીએ આ સમયમાં બહારના દેશોમા નિકાસની પુરાંત—એક્સપોર્ટ સરપ્લસ બાંધવું શરૂ કર્યું. આંતરસંગઠન સાથે હવે પરદેશો સાથે મળીને યૂરોપના જૂદા જૂદા પ્રશ્નોનો નિર્ણય કરવામાં પણ તેણે ભાગ લેવા

માડ્યો. વર્સાઈના તહનામાના ચાર ભાગ પાડી શકાય-(૧) મૂલકોની વહેંચણી, (૨) નુકસાનીનો બદલો, (૩) શસ્ત્રનિરસન અને (૪) લીગ ઑફ નેશન્સ. આ લીગ ઑફ નેશન્સની ભાવના અમેરિકાના પ્રમુખ ડૉકટર વિલ્સન તરફથી જન્મી હતી અને અમેરિકાને પોતાના પક્ષમા રાખવાના હેતુથી અંગ્રેજ પ્રધાન લૅાઇડ જ્યોર્જે તેને પોતાનો સપૂર્ણ ટેકો આપ્યો હતો. લડાઈ પૂરી થતા ડૅા. વિલ્સન પારીસ આવ્યો હતો અને રાષ્ટ્રસંઘના કરારનામાનો ખરડો તૈયાર કરવામા તેણે મોટો ભાગ ભજવ્યો હતો. પરતુ અમેરિકાની લોકસભાઓ અને વસતિને વર્સાઇનુ તહનામુ, તેની નસેનસમા ભરેલું ઝેર, તેના હાર્દમા રહેલી કજિયાની વૃત્તિ અને તેના ગર્ભમાં રહેલો ગેરઇન્સાફ-વગેરે જોતા એ લીગથી દૂર અને અળગા રહેવામા જ ડહાપણ લાગ્યુ. મતલબ, અમેરિકાએ વર્સાઇનુ તહનામું જ મજૂર કર્યું નહિ. તેને યૂરપના કજિયામાં ઘસડાવાનું ગમતુ નહોતુ અને લીગના કરારનામાની કલમો જોતાં ભય લાગતો હતો કે, એમાથી એવી પણ સ્થિતિ ઉભી થઈ શકે કે, જેનો લાભ લઈ મત્રો મતભ્યથી વિરુદ્ધ યુરોપીય રાજ્યો અમેરિકાના પ્રશ્નોમાં માથુ મારે. એટલે અમેરિકા રાષ્ટ્રસંઘમાં અત્યારસુધી જોડાયું નથી. જમનીના મુખ્ય દુશ્મનરાષ્ટ્રો ગ્રેટબ્રિટન અને તેના સ્વાયત સંસ્થાનો, બ્રિટિશ હિન્દ, ફ્રાન્સ, ઈટલી, જાપાન વગેરે તરત તેમાં જોડાયાં અને તેમની પછવાડે 'જે અંબિયા' પોર્ટુગાલ અને હોલાંડ જેવાં અને મોટાઓનું પૂંછડુ પકડી પછવાડે ઘસડાવામા મોટાઈ માનતાં લેટિન અમેરિકાનાં રાજ્યો પણ ટોળે વળીને તે સઘમાં ભળ્યાં. રશિયાને કોઈએ બોલાવ્યુ નહિ અને તેમાં જોડાવા માટે એ આગળ પડયુ નહિ. આ ગ્રથ જર્મનીનો ઇતિહાસ હોઈ લીગનો સવિસ્તર ઇતિહાસ આહિ વર્ણવી શકાય તેમ નથી, પરતુ

લીગ ઑફ નેશન્સ

સભ્યો

જ્યારે જર્મનીએ નુકસાનીનો હપ્તો દર વર્ષે બરાબર આપવા માંડ્યો; તેના વ્યાપારની સ્થિરતા જામી; અમેરિકા જેવા સદ્ધર દેશો તેને નાણાં ધીરવા માંડ્યાં અને તેનાં સત્તાકેન્દ્રો અવતરી **જર્મનીનો પ્રવેશ** પ્રૌઢાવસ્થા પ્રાપ્ત કરવા માંડે છે એમ યુરપના દેશોને લાગ્યું ત્યારે જર્મનીને રાષ્ટ્રસંઘમાં બેસવાને લાયક ગણવામાં આવ્યું. તે ૧૯૨૬ના સપ્ટેમ્બરની આઠમી તારીખે લીગ ઑફ નેશન્સમાં સભ્ય તરીકે દાખલ થયું અને તરત જ તેને સંઘની સંસદ્ ઉપર–કાઉન્સીલ ઉપર–કાયમના સભ્ય તરીકે લેવામાં આવ્યું હતું. ૧૯૨૦માં જર્મનીના દરિયાપારના **જર્મનીની આશાઓ** મૂલકો લીગને નામે ગ્રેટબ્રિટન, ફ્રાન્સ, જાપાન અને બેલ્જીઅમે પોતાના કબજામાં લઈ લીધા હતા. જર્મનીને એમ આશા હતી કે, તે સંસ્થામાં દાખલ થવાથી તેમાંના બધા નહિ તો થોડા પ્રદેશોનો પણ વહિવટ તેને પાછો સોંપવામાં આવશે. વર્સાઇના તહનામાથી જર્મન રાઇકને બીન હથિયાર કરી નાખવામાં આવી હતી. એ પગલાંના **શસ્ત્રનિરસન** ગર્ભમાં એવી શરત રહી હતી કે, તેના દુશ્મનો પણ શસ્ત્રત્યાગ કરશે અને જગતમાં શાંતિ અને ઇન્સાફનું સર્વોપરિત્વ સ્થાપશે. પરંતુ એ આશા પણ નિષ્ફળ થઈ. શસ્ત્રત્યાગ કરવા એક પણ રાષ્ટ્ર તૈયાર નહોતો અને ફ્રાન્સે એ ત્યાગની શરત તરીકે જર્મનીને વધારે હ્રાસ પહોંચાડવાની વાતો કરવા માંડી. ર્‌હાઇનલાંડમાં હજી દુશ્મનોનું લશ્કર પડ્યું હતું, તે પણ ત્યાંથી નીકળી જવા માટે જરાયે ઉતાવળ કરતું દેખાયું નહિ અને નુકસાનીની રકમો તથા તેની ઉઘરાણીની રીતોમાં જરા પણ સૌમ્યતા બતાવવાની અગર કંઈ પણ ઓછું કરવાની વૃત્તિ પણ ચોતરફ નજર ફેરવતાં રાઇકના મુત્સદ્દીઓએ ક્યાંહિ દીઠી નહિ.

લડાઈ પૂરી થઈ; લીગ ઑફ નેશન્સની સ્થાપના થઈ; અને

જર્મની શસ્ત્રરહિત થયું કે તરત બીજાં તમામ રાષ્ટ્રોએ શસ્ત્રાસ્ત્ર ઓછાં કરવાની વાતોની શરૂઆત થઈ. ૧૯૨૦માં રાષ્ટ્રસંઘ તરફથી ચિરતન.શસ્ત્રનિરસન સમિતિની નિમણુક કરવામાં

**કાયમી શસ્ત્રનિરસન સમિતિ**

આવી. આ જ વખતે રશિયા અને તેની સરહદ ઉપરના રાષ્ટ્રો પોતાની જૂદી શસ્ત્રત્યાગની પરિષદમાં (૧૯૨૨) એકઠાં મળ્યાં. ૧૯૨૧ માં નૌકાયુદ્ધનાં સાધનો મર્યાદામા રાખવા માટે વૉશિંગ્ટનમાં જગતનાં મહારાષ્ટ્રો ભેળા મળ્યાં. હમેશની સમિતિ ઉપરાંત રાષ્ટ્રસંઘ તરફથી હથિયાર સરજામનો ખાસ અનુભવ ધરાવતા માણસોની સલાહ મેળવવા માટે એક તાત્કાલિક સમિશ્રિત સમિતિ–ટેમ્પરરી મિક્સ્ડ કમિશન–પણ ૧૯૨૦માં જ યોજાયું હતુ. પરંતુ આ સમિતિઓ આગળ કંઈ પણ કામ કરે તે પહેલા ફ્રાન્સે પોતાની અને પોતાના મિત્રરાષ્ટ્રોની સહિસલામતિનો પ્રશ્ન ઉઠાવ્યો હતો. ૧૯૨૦માં

**જામીનગીરી**

ફ્રાન્સ અને બેલ્જીઅમે લશ્કરી મૈત્રિ રચી હતી. ૧૯૨૧ના ફેબ્રુઆરીમાં ફ્રાન્સ અને પોલાંડ મિત્ર બન્યાં હતાં. ૧૯૨૦–૨૧માં હંગેરીની આસપાસનાં ઝેકોસ્લોવાકિયા, રુમાનિયા, યુગોસ્લાવિયા વગેરેએ પોતાનો 'લઘુ રાષ્ટ્રસંઘ',-લિટલ આંતાંત જન્માવ્યો હતો અને ૧૯૨૧માં પોલાંડ અને રુમાનિયા નિકટ સ્નેહીઓ થયાં હતાં. બીજી બાજૂથી ઈટલી અને યુગોસ્લાવિયા પણ એવા જ નિકટ સબધમાં સંકળાયાં; અને તે પછી ફ્રાન્સે એ બધાં કેન્દ્રો સાથે પરસ્પર રક્ષણ અને મૈત્રીના કોલકરારો ૧૯૨૪માં પૂરા કર્યા અને જર્મનીને ચારે પાસથી ફ્રેન્ચ મિત્ર–

**પરસ્પર સહાય**

મેખલાથી વીંટી લીધું. ૧૯૨૨માં ટેમ્પરરિ મિક્સ્ડ કમિશને ફ્રાન્સની 'વાઘ આવ્યા, વાઘ આવ્યો'ની સતત બૂમો શાંત પાડવા પરસ્પર સહાયના કોલકરારોનો એક ખરડો તૈયાર કર્યો; તેમાં એવી દરખાસ્ત કરી હતી કે, જે કોઈ પણ રાષ્ટ્ર શસ્ત્રનિરસન કરે અને તેના ઉપર કોઈ બીજો રાષ્ટ્ર હુમલો કરે

અથવા અત્યાચાર ગૂજારે તે તેવા સંકટમાં પડેલા રાષ્ટ્રને કરારો ઉપર સહી કરનાર રાષ્ટ્રો મદદ આપે. આ ખરડાનું બીજું પરિણામ તો ન આવ્યું, પણ અત્યાર સુધી નિરપેક્ષ શસ્ત્રનિરસન–બીનશરતી હથિયાર છોડવાની વાત હતી તેને બદલે સહાયાપેક્ષ–મદદ મળવાની શરતે હથિયાર ઓછા કરવાની વાત આગળ આવીને ઉભી રહી. ૧૯૨૩મા આ કરારો ઉપર સહી કરવા રાષ્ટ્રસંઘની સભાએ ભલામણ કરી, પરતુ જ્યારે ફ્રાન્સને પોતાની સહિમલામતીની ચિન્તા હતી ત્યારે ગ્રેટબ્રિટનને તેના સામ્રાજ્યની ચિન્તા હતી. ૧૯૧૪થી ૧૯૧૮ સુધીમાં તમામ રાષ્ટ્રોએ પરસ્પર સહાયનાં સુંદર

ગ્રેટબ્રિટન

ફળો ચાખી લીધા હતાં અને ગ્રેટબ્રિટને પોતાના સમસ્ત સામ્રાજ્યને યુદ્ધમાં સંડોવી મૂકયુ હતું. હવે કોઈની–ખાસ કરીને ગ્રેટબ્રિટનની નવા યુદ્ધમાં સંડોવાવાની જરા પણ ઈચ્છા નહોતી. તે રૂહરના પ્રયોગથી પણ અળગુ રહ્યુ હતુ અને તેણે આ ખરડા ઉપર સહી કરવાની સાફ ના પાડી.

૧૯૨૪માં ઝેકોસ્લોવાકિયાના ડા. બેને અને બ્રિટનના મજૂર સત્તાકેન્દ્રે સાભય શસ્ત્રમન્યાસ–ગેરેંટીડ ડિઝાર્મામેન્ટ–ની એક નવી યોજના રજુ કરી. એક કરારનામુ ઘડયુ, તેમાં

જીનીવા પ્રોટોકોલ

સહી કરનારાં સત્તાકેન્દ્રો વિગ્રહનો સદંતર ત્યાગ કરે અને પોતપોતાના અંદરઅંદરના કજિયા ૧૯૨૦માં હેગ મુકામે સ્થપાયેલી આંતરરાષ્ટ્રીય ઇન્સાફની કાયમી અદાલતને ચૂકાદા માટે આપેઃ એવી દરખાસ્ત કરવામાં આવી. આમા જે કજિયા અદાલતના ચૂકાદાથી ન પતે તેને માટે વિચાર કરવામાં આવ્યો નહોતો. ફ્રાન્સ, બેલ્જીઅમ, ઝેકોસ્લોવાકિયા, યુગોસ્લાવિયા–એમ બધાં મળીને અઢાર કેન્દ્રચક્રોએ આ કરારનામામાં સંમતિ આપી; પરતુ બ્રિટનનું મજૂરચક્ર તે કાર્ય પૂરૂં કરે તેના પહેલા સત્તાભ્રષ્ટ થયું. કોઈ રાષ્ટ્ર અદાલતના ચૂકાદાને તાબે ન થાય તો તેના ઉપર આર્થિક

દબામણી કરવાનો સવાલ આ યોજનામા ચર્ચાયો હતો આર્થિક દબામણીના સાધનોમા પરરાષ્ટ્રો સાથેનો વેપાર અટકાવવાનાં પગલાં લેવા પડે અને પગલા બરોબર અસરકારક કરવા માટે નૌકાની જબરજસ્ત ચૂડ આમળવી પડે આવી ચૂડ ગ્રેટબ્રિટન વિના બીજો કોઈ રાષ્ટ્ર ભેરવી શકે તેવી સ્થિતિમા ન હોવાથી મજૂરચક્ર પછીનું કૉન્ઝરવેટિવ ચક્ર આ પ્રોટોકોલ ઉપર સહી કરવા તૈયાર થયુ નહિ

ગ્રેટબ્રિટન જગતની સુલેહ સ્થાપવામા પોતાના મહત્ત્વ મુજબ જવાબદારી લેવા તૈયાર થતુ નથી એવુ હવે તેના ઉપર તહોમત મૂકવામા આવ્યુ અને તે કલકમાથી છૂટવાને બ્હીકણુ રાજ્યોને અભય દાન આપવાની અને શસ્ત્રસજ્જતા ઓછી કરવાની તેણે એક નવા યોજના યૂરપ સમક્ષ મૂકી આ વખતે જર્મની

લોકાર્નો

પણ રાષ્ટ્રસઘનુ સભ્ય થઈ ચુકયુ હતુ અને ફ્રાન્સને અભયપ્રતિજ્ઞા અપાવવામા જર્મનીની પણ સમતિ અને જામીનગીરી મળે તેમ હતુ વર્સાઈના તહનામા ઉપર આ કરારોનો પાયો રચવામા આવ્યો ગ્રેટબ્રિટન, જમની, ફ્રાન્સ, બેલ્જીઅમ અને ઈટાલીએ યુદ્ધ કરીને તહનામામા આલેખેલા સીમાડા ન બદલવાનુ કબૂલ કર્યું ફ્રાન્સ, બેલ્જીઅમ અને જર્મનીએ પોતપોતાની વચ્ચે વિગ્રહના પ્યાનનો ત્યાગ કર્યો અને પશ્ચિમ યૂરપના મૂનકો ૧૯૨૦મા જેમને અપાયા હોય તેમની પાસે જ રહેવા દેવા માટે પોતાની જામીનગીરી આપી એ ત્રણ રાષ્ટ્રોમાથી જો કોઈ રાષ્ટ્ર પોતાની પ્રતિજ્ઞાનો ભગ કરે તો ગ્રેટબ્રિટન અને ઈટાલીએ તેની સ્હામેના રાષ્ટ્રોને સહાય કરવાની બાહેધરી આપી. આ ઉપરાત જર્મની પોતાના ભવિષ્યના કજિયાનો ફ્રાન્સ, બેલ્જીઅમ, ઝેકોસ્લોવાકિયા અને પોલાડ સાથે પચાતનામાથી ફેસલો કરે, એવી સધિઓનો પણ લોકાર્નોના કોનકરારોમા સમાવેશ થયો ફ્રાન્સે પણ આ વખતે આવી જ સધિઓ પોલાડ અને ઝેકોસ્લોવાકિયા સાથે કરી

**રાજકારણ ઉપર અસર**

આ કોલકરારો ઉપર જર્મનીની સહી લીધા પછી પણ ફ્રાન્સ "દહાડે નિહોથી ન્હીએ અને રાતે નર્મદા તરે' એ રીતે બ્રમશીલ થતુ જ રહ્યું અને એ પડોશી હતપક્ષ રાષ્ટ્ર તરફ દુશ્મનાવટ બતાવતું જ રહ્યું. જર્મનીમા આતર-ઐક્ય તો નહોતું જ અને રાષ્ટ્રમાં ધીમે ધીમે નવજીવનનો સચાર થતો હતો તેથી, જો કે હજી લડાઈની વાતો થતી નહોતી તોપણ, મેમેલ, ડાન્ઝીગ, સાઇલેઝિયા વગેરે વિષે આંદોલનો તો ચાલતાં જ હતાં યુદ્ધના ખ્યાલનો સન્યાસ થયો હતો ખરો, પણ યુદ્ધસજ્જતા ઓછી કરવાની વાત લોકાનોમાં આવી નહોતી, એટલુ જ નહિ, પણ પૂર્વમા ફ્રાન્સે જે ચૂડ જર્મનીની આસપાસ આમળી હતી એ ચૂડ યુદ્ધમૂલક અને લશ્કરી હતી; એટલે પૂર્વમા ફ્રાન્સ યુદ્ધનો ખ્યાલ જોરથી પ્રેરતુ હતુ અને પશ્ચિમમાં પોતાના ઉપર કોઈ ચ્હડાઈ ન કરે અને ચ્હડાઈ કરે તો પોતાની વ્હારે સહુ કોઈ દોડે તેવો બદોબસ્ત કરતુ હતુ

**યુદ્ધસજ્જતા**

જ્યારે લશ્કરો અને શસ્ત્રાસ્ત્રો ઓછા કરવાની વાતો થતી હતી ત્યારે ખરેખર તો જર્મની સિવાય કોઈએ એ બાબતમા કશા પગલાં લીધા નહોતા ૧૯૧૩મા રશિયાએ ૪૪૮,૦૦૦,૦૦૦, ગ્રેટબ્રિટને ૩૭૫,૦૦૦,૦૦૦, ફ્રાન્સે ૪૪૯,૦૦૦,૦૦૦ અને જર્મનીએ ૪૬૩,૦૦૦,૦૦૦ ડોલર યુદ્ધ સરજામ પાછળ ખર્ચ્યા હતા. ૧૯૨૫ મા જગતના રાજ્યોએ કુલ ૩૫૦૦,૦૦૦,૦૦૦ ડોલર ખર્ચવા ચાલુ રાખ્યા હતા ફ્રાન્સ અને ઈટલીનું સંયુક્ત લશ્કર લડાઈ પહેલા ૧,૦૫૦,૦૦૦,૦૦૦ નુ હતુ. ૧૯૨૮ મા એ સખ્યા ૯૨૦,૦૦૦,૦૦૦ ની હતી. ખરેખર તો જગતની શસ્ત્રનિરસન પરિષદ મળ્યા પછી આપણને આ આકડાઓ તપાસવાનું વધારે રસભર્યું થઈ પડશે, પરતુ ઉપરના આકડાઓ લડાઈ છોડી દેવાની વાતોમા અને શસ્ત્રનિરસનની પરિષદની ચર્ચાઓમા કેટલો દંભ અને અસત્ય હતા તે બતાવે છે, છતા પણ રાષ્ટ્રસઘમાના નાનાં

રાજ્યોના જ્યોર્જિયા અને વેદિયા મધ્યોએ સત્યને સાફ નજરે નિરખવાને બદલે પોતાની જ નજરે અવલોકયા કર્યું અને ૧૯૨૫માં શસ્ત્રનિરસન પરિષદ ભરવાનું નક્કી કર્યું. તેને માટે એક સમિતિ નીમી. ૧૯૧૭ મા પચાયતનામાથી કામ લેવા વિષે અને સહિસલામતીની જામીનગીરીના પ્રશ્નો ચર્ચવા માટે એક બીજી સમિતિ નીમાઈ.

ખરો પ્રશ્ન

રાષ્ટ્રસંઘની પાસે પ્રશ્ન આ હતો – એવી કોઈ યોજના રચવી કે જેથી લડાઈ તદ્દન નાબૂદ થાય અને જે કોઈ હથિયાર ઓછાં કરે તેને બળવાન ગણ્યો પોતાના બળથી દબાવી ન શકે' ૧૯૨૮ મા અમેરિકામા સયુક્ત સસ્થાનોએ કેલૉગ કરારનામુ સૂચવ્યુ. આ કરારનામુ તમામ રાષ્ટ્રોએ સ્વીકાર્યું. આત્મરક્ષણના યુદ્ધ સિવાય બીજા યુદ્ધ કરવા તમામ રાષ્ટ્રોએ છોડી દીધા. પરંતુ આત્મરક્ષણનું

કેલૉગ પૅક્ટ

યુદ્ધ એટલે શું? જુલમગાર અથવા યુદ્ધ શરૂ કરનાર કોણ? કોઈ યુદ્ધ શરૂ કરી બેસે તો તેના સ્હામે ઇલાજ જ શું? આ તમામ પ્રશ્નોનો ક્યાંહિ જવાબ મળ્યો નહિ, કે શાંતિઓનું સમાધાન થયું નહિ, એટલે કેલૉગ પૅક્ટ એક આદર્શ નિર્દેશથી વધારે કામ કરી શક્યો નહિ. ઓગસ્ટ ૧૯૨૮ મા કેલૉગ પૅક્ટ ઉપર સહીઓ મૂકાયા પછી રાષ્ટ્રસંઘે 'જનરલ ઍક્ટ'–સામાન્ય દસ્તુર ઘડી કાઢ્યો. ૧૯૨૮ ની શરૂઆતમા પંદર રાષ્ટ્રોએ એવું નક્કી કર્યું હતું કે, આંતરરાષ્ટ્રીય તહનામાના અર્થમા કજીયો પડે તો એ કજીયો હાગની ચિરતન આંતરરાષ્ટ્રીય ઈન્સાફની અદાલતમા લઈ જવો અને ધારા, દસ્તુર શિરસ્તા અગર અર્થના સવાલ ઉપર તેના ચૂકાદાને છેવટનો ગણવો. "સામાન્ય દસ્તુર"ના કબુલાતનામાથી સહી કરનાર રાષ્ટ્રોએ એવું કબુલ કર્યું કે, આના ધારાશાસ્ત્રીઓથી પતાવી શકાય તેવા કજીયાઓ કાં તો અદાલતમા

જનરલ ઍક્ટ

મોકલવા અથવા બન્ને પક્ષકારોએ પોતે સ્વતંત્ર પંચ નીમી તેનો ફેંસલો કરવો. એટલું વધારે નક્કી

કરીને, જે કજિયો ધારાશાસ્ત્રીઓથી ન પતાવી શકાય તેવા કજિયા માટે પણ આ કાનુનનામામા બદોબસ્ત કર્યો હતો. એવો કજિયો એક સમાધાન સમિતિ–કન્સિલિએશન કમિશન–ને આપવો. એ કમિશન મ્હાય તો સ્થાયી હોય, મ્હાય તો તાત્કાલિક નવું નીમાય. જો આ સમિતિ તેનો ફેંસલો ન લાવે તો પાંચ સભ્યોની એક પચાયત નીમાય. આ પાચ સભ્યોમાં પક્ષકાર રાષ્ટ્રનો એકેક–એમ બે પ્રતિનિધિ સભ્ય અને ત્રણ બીજા નિષ્પક્ષપાત રાષ્ટ્રના સભ્યો હોય. આ પાચ સભ્યોનું પચાતનામુ બન્ને પક્ષ ઉપર બધનકર્તા થાય. સહી કરનારાં રાષ્ટ્રો આ શરતો કબૂલ રાખે. આ કાનુનનામા ઉપર જો સર્વ રાષ્ટ્રોએ સીધી કબુલાત આપી હોત, તો તો પછી સવાલ ફક્ત રાષ્ટ્ર પોતાની સહી પાછી ખેંચી લઈ વિગ્રહનો આશ્રય લે તેનો જ રહેતો હતો, પણ તેના ઉપર ફ્રાન્સ અને ગ્રેટબ્રિટને સીધી કબૂલાત આપી નહિ. આ કાનુનનામાના અખત્યારમા અત્યારના ચાલુ કજિયાઓ

**શરતી કબૂલાત**

મૂકવામાં આવ્યા નહોતા અને વર્સાઈના તહનામામાં ફેરફાર કરવાનો હક જર્મની રાખવા માગતુ હતુ ફ્રાન્સ એ તમામ બાબતો અંદર લાવવા ખુશ્ન્તું હતુ. ગ્રેટબ્રિટન પોતે સહી કરી તે પહેલાંના કજિયાઓ કાનુનનામાના અખત્યાર બહાર રાખવા માગતુ હતું. વળી બ્રિટિશ સામ્રાજ્યના રાષ્ટ્રોના અંદર અંદરના અથવા ગ્રેટબ્રિટન સાથેના કજિયા તથા જે કજિયાઓ કોઈ બીજી શાતિમય રીતે પતાવવાનું બન્ને પક્ષકારો નક્કી કરે તેવા કજિયાઓ પણ બહાર રાખવા માગતું હતુ. આ પ્રમાણે જનરલ ઍક્ટ પણ જગતના મહાન રાષ્ટ્રોની દાનતથી નકામો થઈ ગયો. ૧૯૨૭ મા રશિયાએ યુરોપ સમક્ષ આત્યતિક શસ્ત્રસન્યાસની એક યોજના મૂકી, પરતુ તેનો અર્થ યૂરપના રાષ્ટ્રોએ જૂદો જ કર્યો અને એ યોજનામા તેમને અસભવ દોષ જણાયો. ૧૯૨૮ માં "યુદ્ધ અટકાવવાનાં સાધનો સુધારવાનું સામાન્ય

કબૂલતનામુ ” તેણે ફરીથી યૂરપ પાસે રજુ કર્યું તે પણ યૂરપના વહેમી અને પરસ્પર ઈર્ષાળુ રાજ્યોને વસમુ લાગ્યુ

લડાઈ પૂરી થયા પછી જર્મનીની નૌકાનું એકદમ સદતર ખડન કરવામા આવ્યુ હતુ તે પછી નૌકાબળ ધરાવતી પ્રજાઓના પ્રતિનિધિઓ તે બળ ઓછુ કરવાની વાતો કરવા

**નૌકા નિરસન**

વખતો વખત મળતા હતા ૧૯૨૨મા વૉશિંગ્ટન ખાતે મળેલા રાષ્ટ્રોએ પાચરાષ્ટ્ર કોલકરારો કર્યા હતા તે પછી ૧૯૨૭ મા ત્રૈરાષ્ટ્ર કરાર થયા હતા, પણ ઈટલી અને ફ્રાન્સ એકમત થઈ શકયા નહોતાં ૧૯૩૦મા પાચરાષ્ટ્ર પરિષદે નવેસરથી નૌકાબળની મર્યાદા બાધવાનો પ્રયાસ કર્યો હતો, પરતુ અગ્રેજ સરકારના હઠાગ્રહ આગળ એ પ્રયાસ અધુરો જ રહ્યો હતો ૧૯૩૨મા ઇગ્લાડના આર્થર હૅન્ડરસનના પ્રમુખપદ નીચે શસ્ત્રનિરસનની જગતપરિષદ ભરવામા આવી, તે પહેલા તો આર્થિક નિરાસ સર્વવ્યાપી થઈ ગયો હતો જર્મનીએ નુકસાનીના બદલા આપવાનો પ્રયાસ પણ છોડી દીધો હતો ૧૯૨૮ પછી તેને ધીરેલા નાણા અમેરિકાએ પાછા ખેચી લેવાથી તેની આર્થિક હાલત કફોડી થઈ ગઈ હતી અને પરસ્પર ભય અને વહેમને પરિણામે શસ્ત્રનિરસનની વાતો થતા થતા પણ હથિયારો અને લશ્કરો વધતા જતા હતા ૧૯૩૧મા રશિયા પાસે ૫૬૦,૦૦૦ માણસોનુ ફ્રાન્સ પાસે ૬૬૨૦૦૦નુ, ઇટલી પાસે ૪૯૧,૦૦૦નુ ગ્રેટબ્રિટન અને હિન્દુસ્તાનનુ મળીને ૩૯૭,૦૦૦નુ, પોલાડ પાસે

**લશ્કરો**

૨૬૬,૦૦૦નું અને રૂમાનિયા પાસે ૨૫૦,૦૦૦નુ લશ્કર હતુ જર્મની પાસે ૧૦૦ ૦૦૦નું વર્સાઈના તહનામાના પ્રમાણેનુ જ લશ્કર હતુ ૧૯૩૨મા ફ્રાન્સ પાસે ૨૩૭૫, રશિયા પાસે ૧૫૦૦, ઇટલી પાસે ૧૫૦૭, ગ્રેટબ્રિટન પાસે ૧૫૬૬ અને યુગોસ્લાવિયા પાસે ૮૯૦ વિમાનો હતા નૌકાબળમા બ્રિટન, અમેરિકા, જાપાન, ફ્રાન્સ અને ઇટલી–એમ અનુક્રમ હતો.

## પ્રકરણ વીસમું

## નવી આફત  નાઝીઓનું સત્તાગ્રહણ

૧૯૨૪થી ૧૯૨૮નો સમય જર્મનીને માટે સરસ હતો. તેની નિકાસ ૧૯૨૪મા ૬,૫૦૦ ૦૦૦,૦૦૦ રાઇક્સ માર્ક હતી તે ૧૯૨૯મા ૧૩,૫૦૦,૦૦૦ ૦૦૦ની થઈ ૧૯૨૬મા જર્મનીમા

**નિકાસ વગેરે**

પરદેશી મૂડીની રકમ ૧૧,૫૦૦,૦૦૦,૦૦૦, માર્કની હતી ૧૯૨૯મા એ રકમ વધીને ૨૫,૦૦૦,૦૦૦,૦૦૦ પર ગઈ હતી આ સમૃદ્ધિના સમયમા જર્મનીનુ મત્તાકેન્દ્ર સ્થિર થયુ પ્રભદ્રોની અમર ઓછી થઈ અને વિશિષ્ટ માભ્યવાદિઓ ફરી સત્તાધર થયા સ્વતત્રો વિશિષ્ટોમા અને કોમ્યુનિસ્ટોમા મળી ગયા. ૧૯૨૮ની રાઇકસ્ટાગની ચૂટણીમા ૪૮૯માથી ૧૫૩ બેઠકો વિશિષ્ટોને મળી કોમ્યુનિસ્ટો ૫૪, સેન્ટર ૬૧, બાવેરિયન

**રાજકીય પક્ષો**

પીપલ્સ પાર્ટી ૧૭, રાઇક્સ પીપલ્સ પાર્ટી ૪૫, ડેમોક્રેટિક ૨૫, નાઝી ૧૨, પ્રભદ્ર નેશનાલિસ્ટ ૭૮ અને પેઝન્ટસ રાઇક (ખેડૂત અનુભદ્ર) વગેરે ૪૪ આ પ્ર ˥ સભ્યો ચૂટાઇ આવ્યા હતા પીપલ્સ પાર્ટી અને નેશનાલિસ્ટો

લોકસરકારની રિપબ્લિકન તંત્રની તરફેણમા નહોતા, પરતુ તેઓની બહુમતી વિશિષ્ટો અને તેમના મિત્રોના જેટલી થતી નહોતી આ કારણથી વિશિષ્ટોનો નેતા-મુલર-ચાન્સેનર પદ ઉપર આવી શકયો.

**જગતનો આર્થિક નિરાશ**

પરતુ એટલામા અમેરિકામા ઓચિંતી નાણાની બજાર ચડવા માડી અને અમેરિકનોએ જર્મનીમાથી નાણા ખેંચવા માડયા. ૧૯૨૯માં અનાજના અને યત્રોત્પન્ન ચીજોના ભાવ વળી બેસવા માડયા જર્મની પાસે નાણુ રહ્યુ નહિ અને તેને યત્રથી બનાવેલી ચીજોના ભાવ પણ ઓછા મળવા માડયા તેના બજાર તૂટી ગયા, તેના કારખાનાઓ બધ પડવા માડયા અને તેના મજૂરો બેકાર થવા માડવા ૧૯૨૯મા જર્મનીને નુકસાનીના હપ્તા ભરવા માટે પાછી મુશ્કેલી પડવા માડી તેને તે રકમ, વ્યાજ અને સિન્કીંગ ફડ-બધું મેળવવાનુ હતુ ફરી અમેરિકા તરફથી ઓવેન ડી. યંગે નવી યોજના તૈયાર કરીને એક લોન જર્મનીને અપાવી પરતુ બજારભાવ એટલા

**યંગ યોજના**

બેસતા ચાલ્યા કે, યંગે ઓછા કરી આપેલા હપ્તા પણ જર્મની આપી શકયુ નહિ અને તેણે એક વર્ષનું મોરેટોરિયમ-અનૃણભરણ માગ્યુ ગ્રેટબ્રિટન વગેરે, જર્મની જે હપ્તા ભરે તેમાથી અમેરિકાનુ, હપ્તે હપ્તે ચૂકવતા હતા અને જર્મની તેને અમેરિકા પાસેથી જે નાણા કરજે મળે તેમાથી નુકસાનીના હપ્તા આપતું હતું પ્રેસિડન્ટ હુવરે જર્મનીને બહારથી નાણા મળવાનો સંભવ નહોતો તે જોઇને એક વર્ષ કઈ આપવે ન કરવાનુ મજૂર કર્યું ૧૯૩૨મા એ મુદ્દત પૂરી થઈ, ત્યારે પણ જર્મની પાસે જરા પણ નાણુ નહોતું હવે જ જર્મનીના દુશ્મનોને ખ્યાલ આવ્યો કે, જર્મની સાથે વાજબી ધોરણે વાત કરવી સારી છે જુલાઈ ૧૯૩૨મા લોસાન મુકામે દુશ્મનો અને જર્મની મસલત માટે મળ્યા ચાર વર્ષ સુધી જર્મનીએ કાંઈપણ ન આપવુ

અને તે પછી એક હપ્તે ૨૦૦૦,૦૦૦,૦૦૦ રાઈક્સ માર્ક આપી છેવટનો ફેંસલો કરવો, એવી સમજૂતી થઇ અને **લૉસાન** જર્મનીએ એ કબૂલ રાખી, પણ ૧૯૩૩માં જર્મનીમાં નાઝી તંત્રપરિવર્તન થયુ અને નુકસાનીની વાત ૧૯૩૬મા ઉપાડવાની કોઇપણ રાષ્ટ્રની હિંમત ચાલી નહિ.

દરમ્યાનમાં આર્થિક નિરાસ-ઇકોનોમિક ડિપ્રેશનમાં વધારો થતો ગયો; અને જેમ જેમ રાષ્ટ્રમાં દરિદ્રતા વધતી ગઈ તેમ તેમ વિશિષ્ટોની પ્રતિષ્ઠા ઓછી થતી ગઈ. સપ્ટેમ્બર **નાઝી પ્રગતિ** ૧૯૩૦મા રાઈકસ્ટાગની ચૂંટણીમા નાઝી સભ્યોની સંખ્યા ૧૯૨૮મા ૧૨ની હતી તેને બદલે ૧૦૭ની થઈ, અને જગતના બજારો અને શરાફોમા કમકમાટી છૂટી. જર્મનીમાંથી પરદેશીઓએ ટૂંકી મુદતે ધીરેલા નાણાં પાછા ખેંચી લેવા માંડ્યા અને તે જ વર્ષમા રાઇકસબૅન્કને આ દરોડાને પહોંચી વળવા સારૂ ૧૦૦૦,૦૦૦,૦૦૦ માર્કની તાત્કાલિક ગોઠવણ **જર્મન બૅન્કો** કરવી પડી ૧૯૩૧મા ઑસ્ટ્રિયાનું ક્રેડિટ આન્સ્ટાલ્ટ તૂટયુ અને પરદેશીઓએ જર્મન બૅન્કો ઉપર દરોડો પાડયો. જૂન અને જુલાઈ ૧૯૩૧માં જર્મનીએ પરદેશોને ૩૦૦૦,૦૦૦,૦૦૦ માર્ક રોકડા ચૂકવી આપ્યા. રાઈકસ બૅન્કની અથાગ મદદ છતા જુલાઇની ૧૩મીએ ડાનાટ બૅન્કે નાણાં ચૂકવવા બંધ કર્યાં અને જર્મન સત્તાકેન્દ્રે મોરેટોરિયમ **સ્થિર વિરામ** અનૃણદાપન જાહેર કર્યું. ઑગસ્ટમાં બેઝલ મુકામે જર્મનીના પરદેશી લેણદારોએ સ્ટેન્ડસ્ટિલ ઍગ્રીમેન્ટ—સ્થિર રીતે ઉઘરાણી ન કરવાના કોલકરારો કર્યા અને એ રાષ્ટ્રમાંથી નાણાંની મોટી રકમો બહાર ન કઢાવવાની સમજૂતી ઉપર આવ્યા. જર્મન બૅન્કોનો વહિવટ રાઈકના સત્તાકેન્દ્રે હવે પોતાના હાથમાં લીધો.

આર્થિક નિરાસને પરિણામે અને બૅન્ક ઉપરના સખ્ત અંકુશને

લીધે રાઈખને તમામ કારખાનાઓ ઉપર પણ સખતમા સખત અકુશો રાખવા પડવા માડ્યા બહાર પૈસા મોકલવા માટે

યન્ત્ર પ્રવૃત્તિ

તેણે ખૂબ માલ પરદેશોને વેચવાની જરૂર હતી પરરાષ્ટ્રો કરજદાર રહે તે માટે અદર આયાત જેટલી બને તેટલી ઓછી રાખવાની ગોઠવણ કરવાની હતી, કારખાનાઓ દેવાળુ ન કાઢે તેટલા સારૂ તેને ચાલતા રાખવા કાચી જણશો તૈયાર ગખવાની આવશ્યકતા હતી અને મજૂરોમા બેકારી ન વધે તે જોવાનું હતુ પરતુ ૧૯૩૦મા જર્મનનિકાસ દર માસની સરાસરીની ૧,૦૫૫,૦૦૦,૦૦૦ની હતી તે ૧૯૩૧મા સાલની ૭૬૭, ૦૦૦,૦૦૦,૦૦૦ માર્ક પર આવી ૧૯૩૨મા આતરડા તૂટી ગયા અને માસિક સરાસરી ૪૭૮,૦૦૦,૦૦૦ રાઈકમાર્ક પર આવી પહોચી ૧૯૨૮મા આયાતની માસિક સરાસરી ૧,૧૬૭,૦૦૦,૦૦૦ રાઈકમાર્કની હતી, તે ૧૯૩૧મા ૫૬૧,૦૦૦,૦૦૦ માર્ક પર આવી અને ૧૯૩૨મા ૩૮૯,૦૦૦,૦૦૦ ઉપર પહોચી જર્મનીની આયાત ૧૯૨૯મા ૫,૫૬૫ મિટ્રીક ટન હતી તે ૧૯૩૨મા ૩,૯૬૨,૦૦૦ મિટ્રીક ટન ઉપર આવીને પડી નિકાસ ૧૯૨૯મા ૪,૫૬૪૦૦૦ મિટ્રીક ટન ઉપરથી ૧૯૩૨મા ૧,૯૩૩૦૦૦ મિટ્રીક ટનને આકડે ઉતરી અને આ સ્થિતિ ઉપર કારખાનાઓને ટકાવી રાખવા રાઇકને પોતાના તરફથી નાણાનો બદોબસ્ત કરવો પડ્યો, એટલે કારખાનાઓનો કબજો અને વહિવટ પણ સત્તાકેન્દ્રે લેવો પડ્યો

આટલે દરજ્જે આતરરાષ્ટ્રીય વેપાર ઓછો થઇ જવાથી, વસતિ મા એકદમ બેકારી વધવા માડી. ૧૯૨૮મા જર્મનીમા બેકારોની સખ્યા ૧,૨૦૦,૦૦૦ની અંકાતી હતી ૧૯૨૯માં

બેકારી

તે ૧,૬૭૯ ૦૦૦ની, ૧૯૩૦મા ૩,૧૪૫,૦૦૦ની, ૧૯૩૧મા ૪,૫૭૩,૦૦૦ની, ૧૯૩૨મા ૫,૫૮૦,૦૦૦ ની અને ૧૯૩૩ના જાન્યુઆરી માસમા ૬,૦૧૪,૦૦૦ની ભયકર

સખ્યામા બેકારો જર્મનીને આગળે લાધી રહ્યા હતા. તેમને ભૂખનુ દુઃખ એટલુ હતુ કે, જે કોઈ ટુકડોણુકડો આપે તેના તરફ તેઓ ઢળતા હતા અને પરિણામે ૧૯૨૯ અને ૧૯૩૨ વચ્ચે તેમનો લાભ કોમ્યુનિસ્ટો અને નાઝીઓ બન્ને લેતા હતા. બેકારોના નિભાવ માટે સત્તાકેન્દ્રને તેના બીજા બોજાઓ ઉપરાત અઢળક નાણાનો વધારાનો બોજો પણ પોતાના શિર ઉપર પડવો શરૂ થયો.

૧૯૩૦મા નાઝીઓની સખ્યા ૧૦૭ની થઈ, તે સાથે વિશિષ્ટોની સંખ્યામા દશનો ઘટાડો થયો. ડેમોક્રેટોએ ત્રણ, નેશનાલિસ્ટોએ ૩૭, અને પીપલ્સ પાર્ટીએ પદર બેઠકો ખોઈ. વિશિષ્ટોનું બળ આ પ્રમાણે ઓછુ થતા અને આર્થિક નિરાસની અસર વધારે તીવ્રતાથી જણાતા મુલરના વિશિષ્ટ તત્રે રાજિનામુ આપ્યુ અને ડા. બ્રુનિંગ ચાન્સેલરપદ પર આવ્યો. ૧૯૨૫મા પ્રસિદ્ધ ફીલ્ડમાર્શલ હિન્ડેનબર્ગે સમાજવાદી એબર્ટના સ્થાનપર પ્રેસિડન્ટ ચૂંટાયો હતો. આર્થિક નિરામીન્ત બોજાને પહોચી વળવા ડા. બ્રુનિંગને પ્રેસિડન્ટ મારફત અમલમાં મૂકવાની કેટલીક ખાસ સત્તાઓ આપવામા આવી અને તે સત્તાને આધારે તેણે બેન્કો, કારખાનાઓ વગેરે ઉપર કેન્દ્રીનો અંકુશ વધાર્યો. ૧૯૩૧ સુધી ડા. બ્રુનિંગે આ પ્રમાણે વહિવટ ચલાવ્યો. ૧૯૩૨ના જુલાઈની રાઇકસ્ટાગની ચૂંટણીમા વિશિષ્ટોએ દશ બેઠકો વધારે ગુમાવી કોમ્યુનિસ્ટો ૭૭ પરથી ૮૯ પર આવ્યા. નાઝી પક્ષને ૨૩૦ બેઠકો મળી.

**લોકાભિપ્રાય**

આડોલ્ફ હિટલરને ૧૯૨૪મા પાચ વરસના કેદખાનાની સજા થઈ હતી, પણ તે બહુ થોડા માસ જ તુરગમા રહ્યો. તરત જ છૂટીને પોતાનો રાષ્ટ્રસગત સામ્યવાદિ પક્ષ—નૅશનલ સોશિયાલિસ્ટ પક્ષ ફરી મજબુત કરવા માડ્યો. જર્મનીના આ સમૃદ્ધિ કાળમાં બાવેરિયામાથી તે સમગ્ર જર્મનીમા ફેલાવા માડ્યો. તેના રાષ્ટ્રોદ્રેક અને રાષ્ટ્રાભિમાન

**નાઝી પક્ષ**

માટે જર્મનો તેના તરફ લાગણીથી જોતા હતા, પરતુ એ પક્ષ સત્તાધર થઈ રાષ્ટ્રના ઓસરતા પ્રાણમાં નવો જૂવાળ લાવશે એવી આશા અગર તો એવો ભય બહુ થોડા ધરાવતા હતા. ૧૯૨૯ પછી જર્મનીના અનુભદ્ર અને શુદ્ર વર્ગોને હાડચામ એકઠા રાખવાના પણ વાખા પડવા માંડ્યા અને લોકોની નજર નાઝી પક્ષ તરફ ફરી. ૧૯૩૨ની ચૂંટણીમાં તે પક્ષની તરફેણમાં ૧૩,૭૫૦,૦૦૦ મત પડ્યા અને તેને ૨૩૦ બેઠકો મળી. ૧૯૨૯થી વિશિષ્ટોની પ્રતિષ્ઠા ઓછી થતી હતી અને ૧૯૩૦માં રાઇકસબૅન્કના પ્રમુખ ડા. શાકટ અને વિશિષ્ટોના સત્તાકેન્દ્ર વચ્ચે જબરો મતભેદ જાગ્યો. વિશિષ્ટ પક્ષના નાણાપ્રકરણી મત્રી હિલ્ફરડિંગે રાજિનામું આપ્યુ. ડા. શાકટ રાઇકસમેન્કનો પ્રમુખ હતો અને રાઈક્સબેન્ક આ કટોકટીના વખતમાં સર્વોપરિ હતી. તે કરકસર, બેકારીના પોષણમાટે થોડો ખર્ચ, સખ્તાઈ–એ ધોરણ ઉપર જવા માગતી હતી અને વિશિષ્ટો નબળા હતા. વિશિષ્ટોના પતન પછી ડા. બ્રુનિંગનો કૅથોલિક–સેન્ટર પક્ષ સત્તાપર આવ્યો અને તેણે આર્થિક નિરાસનો પ્રતિકાર કરવા માટે રાઇકસ્ટાગના સહકારની અપેક્ષા રાખ્યા વિના પ્રમુખ હિન્ડેનબર્ગે મારફત ખાસ સત્તાનો ઉપયોગ કરવા માંડયો. ૧૯૩૨માં નાઝીઓને મળેલા લોકસન્માનથી પ્રેસિડન્ટ હિન્ડેનબર્ગે ડા. બ્રુનિંગને રજા આપી અને રાષ્ટ્રભાવન–પ્રભદ્ર વર્ગના ફૅાન પાપેનને ચાન્સલર થવા બોલાવ્યો. આ પ્રસગ જૂનમાં બન્યો. જુલાઈની ચૂંટણીમાં નાઝીઓનો પ્રચડ વિજય થયો, એટલે ફૅાન પાપેને હિન્ડેનબર્ગની પ્રેરણાથી હિટલર સાથે વિષ્ટિ ચલાવવા માંડી. પરંતુ પ્રભદ્રવર્ગીય એ સત્તાકેન્દ્રમાં હિટલરને છૂટો હાથ મળે તેમ ન હોવાથી, તેણે તેમાં ભળવા ના કહી; પરિણામે રાઇકસ્ટાગને જ રૂખસદ આપવામાં આવી અને નવેમ્બર ૧૯૩૨માં ફરી નવેસરથી ચૂંટણી થઈ.

**થોડી પીછેહઠ**

નાઝીપક્ષની આ અદ્‌ભુત પ્રગતિથી પ્રભદ્રવર્ગોને ચિન્તા પેઠી અને નવેમ્બરની ચૂંટણીમાં તેઓએ તથા કૉમ્યુનિસ્ટ વગેરે વર્ગોએ નાઝીઓ સામે જબરૂ પ્રચારકાર્ય કર્યું પરિણામે નવી રાઈકસ્ટાગમાં નાઝીઓની સંખ્યા ૨૩૦ માથી ઘટીને ૧૯૬ ઉપર આવી અને પ્રભદ્ર પક્ષોની સંખ્યામાં સહેજ વધારો થયો જર્મનીના પ્રભદ્રો અને યુરોપમાં એ રાષ્ટ્રને હમેશાં નબળો જ જોવાની ઇચ્છા ધરાવતા વર્ગોએ નાઝીઓની આ ક્ષણિક પીછેહઠમા હમેશનો પરાજય દેખ્યો. ફૉન પાપેનની પાછળનો પ્રભદ્ર વર્ગ બળવાન થયો અને લોકાભિપ્રાયની અવગણના કરીને તે પોતાનો વહિવટ ચલાવવા લાગ્યો. રાષ્ટ્રમા ફૉન પાપેન સામે વિરોધ વધ્યો અને કૉમ્યુનિસ્ટ રમખાણો અને હથિયારબધ બડની તૈયારીઓ થવા માડી. કૉમ્યુનિઝમ અને નાઝીઝમ વચ્ચે જર્મની ઝોલા ખાવા લાગ્યું

**હિટલરને નિમંત્રણ**

૧૯૩૨મા ફૉન પાપેનને હિન્ડેનબર્ગે પાણીચુ પકડાવ્યુ અને ફૉન શ્લાઇશરને ચાન્સેલરપદ લેવા નિમત્રણ આપ્યુ. એ પણ હતો તો પ્રભદ્રવર્ગનો જ, પરતુ તેની રીતો ફૉન પાપેનથી નરમ હતી. તેણે મજૂરમંડળો અને વિશિષ્ટો સાથે સમજૂતી કરવાનો પ્રયત્ન માડચો; પણ બેકારી વધવા માડી, દારિદ્ય વધવા માડ્યુ અને કારખાનાઓ બધ પડવા માડચા, તે સાથે નાઝીઓનાં પ્રદર્શનો અને જોર પણ વધવા માંડચાં. કૉમ્યુનિસ્ટ તૈયારીઓ પણ ચોતરફ પ્રસરવા માંડી. હિન્ડેનબર્ગ પાસે કૉમ્યુનિઝમ કે નાઝીઝમ, એ પસંદગી કરવાનો પ્રસગ આવીને ઉભો રહ્યો અને તેણે નાઝીઝમને જર્મન રાષ્ટ્ર સોપી દેવાનો નિર્ણય કર્યો. ૧૯૩૩ના જાન્યુઆરી માસમાં પ્રેસિડેન્ટ હિન્ડેનબર્ગે ઍડોલ્ફ હિટલરને બોલાવી ચાન્સેલરપદ ધારણ કરવા નિમત્રણ આપ્યું. તરતને માટે નાઝીઓ સાથે ફૉન પાપેન વગેરે પોતાના પ્રભદ્ર મિત્રોને સામેલ રાખવાની

હિન્ડનબર્ગે હિટલર સાથે સમજૂતી કરી ૩૦ મી જાન્યુઆરી ૧૯૩૩ને રોજ હિટલરે આ નિમંત્રણ સ્વીકાર્યું. પહેલી ફેબ્રુઆરી ૧૯૩૩ને રોજ પોતાનું સત્તાકેન્દ્ર રચીને નાઝીકેન્દ્રના સત્તાધર થવાના ખબર જર્મન રાષ્ટ્રને જાહેરનામાથી આપી હિટલરે આત્મશ્રદ્ધાનિર્ભર રાષ્ટ્રત્વથી નીતરતા કોઈ નવા જ જર્મનીની પ્રતિમા જગત સમક્ષ રજુ કરી.

## પ્રકરણ એકવીસમું

## નાઝીજર્મની : આશાનું અવસાન

**સોશિયલ ડેમોક્રસી**

જર્મની સોશિયલ ડેમોક્રસી ઘણાં કારણોથી પરાસ્ત થઈ ગઈ. પરદેશો પરત્વે પોતાને માટે સારો અભિપ્રાય મેળવવા એ પક્ષ વધારે ધ્યાન રાખતો હતો, અને પારકાના સારા અભિપ્રાયની અપેક્ષા રાખીને જિંદગીનાં કામો કરનાર વ્યક્તિ અને રાષ્ટ્ર કદી ફત્તેહમદીથી અને આત્મશ્રદ્ધાથી કામ કરી શકતાં નથી. યુદ્ધ શરૂ થયું ત્યારે તેઓએ રાઇકની સમ્રાટ્ સરકારને લડવા માટે નાણાં આપ્યાં હતાં, પરંતુ યુદ્ધને અંતે, લડાઈનો તમામ વાંક રાષ્ટ્રને શિર વ્હોરી લીધો અને ઇતિહાસને પાને ‘ગુન્હેગારી’ અને ચૌદ વર્ષ સુધી એ રાષ્ટ્ર વિલ્હેલ્મનો ગુન્હો કરવા છતાં પણ સોશિયલ ડેમોક્રસી જીવન્ત અને સમૃદ્ધ રહી હોય તો એ તેની પછવાડેના પ્રબદ્ધ પીઠબળનો આભાર માને. એ પીઠબળ પણ અંતે વિનાશક નીવડ્યું. પ્રબદ્ધો સાથેનો તેનો સહકાર જગતની નજરે જૂઠો ઠરાવવા પૂરતો જ એ પક્ષને કામ લાગ્યો. મૂડીવાદી મનોદશાના ગેરઇન્સાફથી જર્મની ઉપર નાખવામાં આવેલો બોજો કબૂલ કરી, તેણે રાષ્ટ્રને જ ત્રાસ દીધો. દબાયેલો આત્મા એવી રીતે જગતના-

બોજ્ઞ સહન કરે તો તેથી જગત તેને સારો તો ન જ કહે, પણ પોતાને જ નુકસાન પમાડે. પરિણામે વિશિષ્ટોને તેના પક્ષનો સહકાર મળતો બંધ થયો. ફ્રાન્સ કે પરદેશો તેના મિત્ર તો થયા જ નહિ. તેઓ જર્મનીનુ કલ્યાણ કરી ન શક્યા અને તેમના અંત:કરણનું દૌર્બલ્ય અને તેમના આત્માની હીનતા તેમને પોતાને માટે જ ઘાતક નીવડ્યાં.

**કૉમ્યુનિઝમ**

૧૯૩૩ના જાન્યુઆરીમા હિન્ડેનબર્ગે હિટલરને બોલાવ્યો ન હોત, તો પ્રભદ્રો લાંબા વખત સુધી ઝીક ઝીલી શકત નહિ. કૉમ્યુનિષ્ટોએ ફેબ્રુઆરી ૧૯૩૩નો સમય જર્મનીમાં હથિયારબંધ બળવો જગાવવા માટે નક્કી કર્યો હતો, અને તેને માટે જામદારખાનાઓમાંથી હથિયાર અને રસાયણોની ચોરી છૂપી વ્યૂહરચના અને કવાયતો ચાલ્યાં કરતી હતી. ડીસેમ્બર ૧૯૩૨મા ૧૫૦,૦૦૦ માણસનું લાલ લશ્કર તૈયાર થઈ શકે એવી આ પક્ષના નેતાઓની ગણતરી હતી. રેડફ્રન્ટ ૧૯૩૨માં સામાન્યાર્થવાદીઓની એક ખાનગી પરિષદ પણ બોલાવવામાં આવી હતી. જે દિવસે હિટલરે પોતાનું કેન્દ્રતંત્ર રચ્યુ તે જ દિવસે ઍન્ટી-ફૅસિસ્ટ લીગે હથિયારબંધ બંડ ઉઠાવવાનું જાહેરનામુ બહાર પાડ્યું. જેમ જેમ રાષ્ટ્રકેન્દ્ર નબળુ પડતું ગયું તેમ તેમ દેવળો લૂંટાતાં ગયાં;

**ત્રાસ પ્રવર્તન**

કબરો ઉપર અત્યાચાર ગૂજરતા ગયા; દુકાનો પર ધાડ પડતી ગઈ. જે દિવસે હિટલરે સત્તા ધારણ કરવાનું નિમંત્રણ સ્વીકાર્યું તે જ દિવસે તેનાં સ્ટૉર્મ-ટ્રૂપના સરદાર માઇકૌરિકનું ખૂન થયું. કૉમ્યુનિસ્ટ અને નાઝી-આ બે તત્ત્વો જર્મનીના પ્રાણહીન દેહને પોત પોતા તરફ ખેંચવા લાગ્યા.

પહેલી ફેબ્રુઆરી ૧૯૩૩ના રોજ જર્મન રાષ્ટ્ર સમક્ષ હિટલરે એક ઢંઢેરો જાહેર કર્યો: તેમાં તેણે ચાર વર્ષની રાષ્ટ્રોન્નતિની એક

યોજના રજુ કરી અને તે યોજના પૂરી થયા પછી બીજા ચાર વર્ષ રાઈકને સ્થિર કરવા માટે માગી લીધા એ યોજના

**હિટલરનો ઢંઢેરો** ના મુખ્ય મુદ્દાઓ નીચે મુજબ હતા (૧) રાષ્ટ્રને જીવનની જરૂરિયાતો મળે માટે જર્મન ખેડૂતને વિનાશમાથી ઉગારી લેવો, (૨) બેકારી ઉપર એકરથ અને ચોધારો હુમલો કરવો કે જેથી જર્મન શ્રમજીવિ પાયમાલ થતો બચી જાય, (૩) ચૌદ વર્ષના હતપ્રાણ વહિવટથી વિરુદ્ધ વેપાર રોજગારના પુનર્જીવન માટે સતત પગલા લેવા, (૪) રાઈક એ માળામડળના તત્રમણકાઓ અને છૂટા સ્વાતત્ત શહેરોના તત્રવહિવટ અને નાણા-પ્રકરણની પુનર્વ્યવસ્થા કરવી, (૫) ફરજિયાત મજૂરીનુ ધોરણ દાખલ કરવુ, (૬) જમીનની ખેતી ફરી વધારવી (૭) બુઢ્ઢા અને બીમારની સંભાળ સત્તાકેન્દ્રે રાખવી, (૮) આર્થિક અને નાણા પ્ર ગણી પ્રયોગોથી દૂર રહેવુ, અને (૯) રાઈકના પ્રદેશોમાથી કૉમ્યુનિઝમ નાબૂદ કરવુ

હિટલરનુ સત્તાકેન્દ્ર — હિટલરના આ પહેલા સત્તાકેન્દ્રમા ઍડૉલ્ફ હિટલર ફૉન પાપેન, ફ્રાઈટર ફૉન નેઉરાથ ડા ફ્રિક શ્રાફ શ્વેરિન ફૉન ક્રૉસિક ડા હુગેનબર્ગ, સેલ્ટ, ડા ગુર્ટનેર ફૉન બ્લોમ્બર્ગ એલ્ઝ ફૉન રુબેનાક અને ગૉરિંગ એટલા જણ હતા

જર્મનીમા નાઝી સત્તાકેન્દ્ર સ્થાપવાના સમાચાર મળતા જ જગતમા ખળભળાટ વ્યાપી રહ્યો સામ્યવાદને આથી સહુથી મોટો ધક્કો પહોચ્યો અત્યારસુધી યુરોપના દેહમા સામ્યવાદ–સામાન્યાર્થવાદ પ્રેરવાનુ જખ્મછિદ્ર જર્મની ગણાતુ હતુ એ છિદ્ર જો નાઝીમત્તા ત્યા સ્થિર થાય તો હમેશને માટે બધ થાય ઉદારમત પ્રજાઓને

જગતમા ખળભળાટ

પણ હિટલરનું ચક્ર સત્તાધર થયુ એ ગમ્યુ નહિ બ્રિટન અને ફ્રાન્સના આત્મસંતુષ્ટ રાષ્ટ્રોને જર્મનીની કમાણી ઉપર તાગડધિના કરવાની

ટેવ પડી ગઈ હતી. તેમને ભય પેઠો કે, જર્મનીનું રળેલું ખાવાનો વખત તો ગયો, પરતુ હવે એ રાષ્ટ્ર વર્સાઇનું તહનામુ બાજૂ પર મૂકશે; લશ્કરી શક્તિ કેળવશે, નવી નૌકા જન્માવશે અને પોતાનાં સપતિક્ષેત્રો પાછા માગશે. હિટલરના ચક્રે સહુથી પહેલા પોતાની સત્તા રાઇકના મૂલકમાં જ નિષ્કટક કરવાના પગલા લીધા ફેબ્રુઆરી ૧૯૩૩ની

**કૉમ્યુનિસ્ટોનો કચ્ચરઘાણ**

શરૂઆતમા કૉમ્યુનિસ્ટ પક્ષના હથિયારબધ બળવાના હિમાયતીઓ પરિષદ ભરી એકઠા મળ્યા, સોશિયલ ડેમોક્રેટ પક્ષે પોતાનું મથક પ્રાગ ખાતે ફેરવી નાખ્યુ અને કૉમ્યુનિસ્ટ ઇન્ટરનૅશનલના પશ્ચિમ વિભાગના મત્રી યાહુદી મૅન્યુઇલસ્કી તરફથી ઓબ્રિક, સ્નેલર અને કિપ્પનબર્ગરે તાબડતોબ પગલા ભરવાના નિશ્ચય કર્યો. સૈન્યવિહીન હાઇન પ્રદેશમા બળવાની શરૂઆત કરવી, હિટલર અને હિન્ડેનબર્ગને મરણશરણ પહોચાડવા, તમામ નીરબજી સદેશવાહક મથકો—વાયરલેસ બ્રૉડકાસ્ટિંગ સ્ટેશનો કબજે કરવા, જાહેર મકાનો, રેલ્વેઓ, પૂલો, લશ્કરી છાવણીની બરાકો, વગેરે હાથ કરવા અથવા ઉડાવી દેવા. લશ્કરી વ્યવસ્થા વોહલેનબર્ગ અને લાંડઝમનને સોપવી, ક્રેફેલ્ડ તથા ડયુરેજમા વિપ્લવકેન્દ્ર રાખવુ અને ત્યાથી ઉત્તર સાઇલેઝિયા અને બર્લિનમાં તત્રવિપ્લવ ફેલાવવો—આવી યોજના હતી, એમ નાઝીપક્ષ જણાવે છે. ૨૮મી ફેબ્રુઆરી ૧૯૩૩ને રોજ બળવાની તમામ તૈયારી થઈ ગઈ હતી અને બડખોર પક્ષના અનુયાયીઓને તમામ હુકમો પહોચી ગયા હતા. ૨૭મીની રાતે રાઇકસ્ટાગના મકાનને આગ લગાડી નાઝી વિરોધની પ્રથમ નિશાની અપાઈ. એ પ્રચડ આગમા રાઇકસ્ટાગનો ઘુમ્મટ અને મુખ્ય સભાખંડ બળી નાશ પામ્યા અને તમામ સામ્યવાદી અને નાઝીવિરોધી તત્ત્વોને જડમૂળમાથી કાઢી નાખવાની હિટલરને તક મળી.

નેશનલ રેનેસન્સ—રાષ્ટ્રીય પુનરુત્થાનની રાઇકસ્ટાગ લોકસભા,

તેનું મકાન બળી ગયેલું હોવાથી મહાન ફ્રેડરિક જ્યાં સદાની શાન્તિમાં સૂતો છે તે પોટસડામના ગેરિસ્મીન ચર્ચમાં મળી.

**રાષ્ટ્રીય પુનરુત્થાન** ૨૧ મી માર્ચે આ લોકસભા સમક્ષ બોલતાં આડૉલ્ફ હિટલરે જર્મનીની યુદ્ધ માટેની ગુન્હેગારી-નો ઇન્કાર કર્યો અને જગતના વ્યવહાર પરત્વે તમામ જખમો રૂઝાય તેવી સ્થિર શાંતિ સ્થાપવાના પોતે હિમાયતી હોવાની જાહેરાત કરી. ૨૩ મી માર્ચે ફરીવાર ભાષણ કરતાં તેણે કૉમ્યુનિસ્ટો, યાહુદીઓ અને સોશિયલ ડેમોક્રેટોને જરાપણ અનુકંપાવિના નાબૂદ કરવાની પોતાની વૃત્તિ જાહેર કરી. તે ઉપરાંત સ્થાનિક સ્વરાજ્ય કાયમ રાખવાનું જાહેર કર્યું; પરંતુ રાજ્યસત્તા અને રાજાઓની પુનઃસ્થાપનાનો હજી સમય આવ્યો નથી એમ જણાવ્યું. પ્રોટેસ્ટન્ટ અને કેથોલિક ધર્મસંસ્થાનોને મંજુર રાખ્યાં, પણ તેમને રાઇકના કાનુનોને ફરમાબરદા થવાનું જણાવ્યું. જર્મનીમાંથી બહાર નાણું નહિ મોકલવા દેવાનો પોતાનો નિર્ણય પણ આ જ વખતે હિટલરે બહાર પાડયો. જો બીજાં રાષ્ટ્રો શસ્ત્રનિરસન કરવા તૈયાર થાય તો લશ્કર અગર હથિયારબંધી વધારવા પોતે ખુશી નથી એમ પણ જણાવ્યું, પરંતુ એ તમામ બાબતમાં બીજાં રાષ્ટ્રો સાથે જર્મનીની સમાનતાનો દાવો આગળ લાવીને મૂકયો.

પરંતુ આ આખા ભાષણનો સાર છેવટે આવ્યો હતો. તે દિવસે રાઇકસ્ટાગમાં તેણે 'એનેબ્લીંગ બિલ'–સત્તાર્થક કાનુન રજુ કર્યો હતો. એ કાનુનથી કારોબારી અને **સર્વોપરિ સત્તા** કાનુની બાબતમાં રાઇકની મંજૂરી મેળવવાની આવશ્યકતા રદ થઈ. હિટલરે વચન આપ્યું કે, તે વખતો વખત રાઈકસ્ટાગને પોતે લીધેલાં પગલાંઓ અને કરેલી પ્રગતિ વિષે ખબર આપતો રહેશે, એ શરતે રાઈકસ્ટાગે તેને કુલ-મુખત્યાર બનાવ્યો અને તેને તમામ સત્તા સોંપી. તેણે ખાત્રી આપી કે,

રાઇકસ્ટાગ અને રાઇકસરાટ બન્નેની હયાતી અખંડ રહેશે પ્રમુખની સત્તા અક્ષત રહેશે, જૂદાજૂદા સત્તાકેન્દ્રોનું વ્યક્તિત્વ પણ એમનું એમ રહેશે, ધર્મસંસ્થાનોના હક્ક જળવાશે પણ તેણે કહ્યું ' મારે આજ નિર્ણય જોઈએ રાઇકસ્ટાગમાના પક્ષોને હું શાંતિમય સમાધાન, અને પરિણામે ભવિષ્યમા સમજૂતી થવાનો સભવ આપુ છુ, પણ મારૂ સત્તાચક્ર નિર્ણીત છે તમે મને કુલમુખત્યારની સત્તા આપવાની ના પાડી શકો છો હું એ 'ના'નો પ્રતિકાર કરવા તદ્દન તૈયાર છુ ગૃહસ્થો! નિર્ણય કરી લેજો–શાતિ કે યુદ્ધ!" અને રાઇકે શાંતિનો નિર્ણય કર્યો.

હિટલરની કુલમુખત્યાર સત્તાના ઉપયોગ વિષે અભિપ્રાય આપવાનો સમય હજી આવ્યો નથી કારણકે જે હકીકતો અને અભિપ્રાયો અત્યારે જગત સમક્ષ રજૂ થાય છે તે સત્તાનો ઉપયોગ તમામ પક્ષકારો તરફથી આવે છે અને તેમાથી સત્યની તારવણી કરવા માટે જે બન્ને બાજૂના દફતરો અને તટસ્થ વાતાવરણ જોઈએ તે હજી સુધી બહાર આવ્યા નથી, અગર ઉત્પન્ન થયુ નથી તેના વિરોધીઓ તેના ઉપર અનેક જાતના તહોમતો મૂકે છે તેના પક્ષવિરોધીઓ ઉપર તેણે અમાનુષી અત્યાચારો ગૂજાર્યા કહેવાય છે સ્ટોર્મ ટ્રૂપ અને સ્ટોર્મ સેકશનના નૌકાબળ પાછળ તેણે રાઇકસવેહ્ર–જર્મન રાષ્ટ્રસૈન્યમા વર્સાઈની સુલેહની શરતો વિરુદ્ધ વધારો કર્યાનુ આળ પણ તેના ઉપર ચઢાવવામા આવે છે પ્રબલ સ્વયસેનક દળ સ્ટાહલહેલ્મને પણ પોતાના દળમા ભેળવી દીધાનું કલંક તેના ઉપર અનેક વખત મૂકવામા આવ્યુ છે પ્રભદ્રોના રાષ્ટ્ર પત્રને તોડી નાખવાનો તથા હુગેનબર્ગને સત્તાકેન્દ્રમાથી છૂટો કરવાનો આરોપ તેના ઉપર મૂકીને એ વર્ગને તેની સ્હામે ઉશ્કેરવામા આવ્યો છે જો હિલટર માટે, યુરોપના જગતમા બધુ કહેવાય છે તે આપણે માનીએ તો, તેણે કેથોલિકને દાબી દીધા છે, પ્રોટેસ્ટન્ટ ધર્મસંસ્થાનનો નાશ કર્યો છે, પ્રભદ્રોને પોતાના હથિયાર તરીકે વાપર્યો

છે, સામ્યવાદી મજૂરસંઘોને કચડી નાખ્યા છે, અનેકોના ઘર ભાગી નાખ્યા છે, અનેકોના ખૂન કર્યા છે, અનેકોને વતનહીન કર્યા છે અને અનેકોના ઉપર પૈશાચી જૂલ્મો ગૂજાર્યા છે આ વિષય ઉપર અને આરોપો ઉપર વિચાર કરતા પહેલા ૧૯૩૨ ના વર્ષની આંતરરાષ્ટ્રીય સ્થિતિ તપાસી લેવાની ખાસ જરૂર છે

**શસ્ત્રનિરસન પરિષદ**

૧૯૩૨ના ફેબ્રુઆરીમા જગતના રાષ્ટ્રોની શસ્ત્રનિરસન પરિષદ–વર્લ્ડ ડિઝાર્મામેન્ટ કૉન્ફરન્સ–મળી આ પરિષદમા ખાસ અગ્રણી તો ગ્રેટબ્રિટન, ફ્રાન્સ, ઈટલી, રશિયા અને જર્મની હતા આ પરિષદમા પોતાની પાસે ન હોઈ શકે અને પોતાના વિરોધીઓ પાસે હોઈ શકે તેવા શસ્ત્રાસ્ત્રો બંધ કરવાના મુદ્દા ઉપર ખાસ મતભેદ ઉભો થયો રશિયાએ તમામ શસ્ત્રાસ્ત્ર બંધ કરવાની દરખાસ્ત મૂકી અમેરિકાએ દરેક જાતના શસ્ત્રાસ્ત્રમા એકદમ ત્રીજે ભાગે ઘટાડો કરવાની યોજના રજુ કરી, બીજી પ્રજાઓ જેટના પ્રમાણમા હથિયારબંદી ઘટાડે તેટના પ્રમાણમા પોતે એકદમ ઘટાડવાનું ઇટલીએ વચન આપ્યુ, પણ ફ્રાન્સે તેની સાથે જ એકદમ ઘટાડો કરવો એવી શરત હતી ગ્રેટબ્રિટને સામ્રાજ્યની સહિસલામતી ભયમા આવી ન પડે તેટલે દરજ્જે હથિયારબંધી ઓછી કરવા વચન આપ્યુ, પરતુ તે સાથે જણાવ્યુ કે, તેની ઓછામા ઓછી મર્યાદા ક્યારની આવી ગઈ છે જર્મનીએ જણાવ્યુ કે અમે હથિયારબંદી વધારશુ નહિ, પરતુ બીજા રાષ્ટ્રોએ એટના જ પ્રમાણમા હથિયારબંદી ઓછી કરવી જોઈએ જો બીજા દેશો ખાસ પ્રકારની હથિયારબંદી ઓછી ન કરે તો જર્મની તે પ્રકારની હથિયારબંદી તે જ પ્રમાણમા વધારે, એટને જર્મનીએ હથિયારબંદીના વિષયમા સમાનતાનો દાવો રજૂ કર્યો

સહુસહુની પાઘડીમા છૂપા વળ હતા રશિયા ગભીરતાના આડબર નીચે યૂરોપની ક્રૂર, વિઘાતક મશ્કરી કરી રહ્યુ હતું. અમેરિકા

બજેટમાં મર્યાદા રાખવા ઇચ્છતું નહોતું અને જ્યારે અંદાજપત્રકમાં પણ હદ બાંધવાનું તેણે સ્વીકાર્યું ત્યારે તેની સાથે બીજાઓને જથ્થા અસરકારિતા-ક્વૉન્ટિટેટિવ, ક્વૉલિટેટિવ વગેરે વિષેની મર્યાદાઓ પર આગ્રહ કરવા માંડયું. ફ્રાન્સના કૅપિટલ જહાજો-ડ્રેડનૉટ વગેરે કુનેહથી કાપી નખાવવાની ઈટલીની ઇચ્છા હતી ગ્રેટબ્રિટન તો આગળી જ મૂકવા દેતું નહોતું જર્મની બૉમ્બમરીન નાબૂદ કર, પણ હિન્દની વાયવ્ય સરહદ ઉપર હવામાંથી બૉમ્બ ફેંકવાના અમાનુષી વ્યવહાર માટે તે પોતાના ઉપર અંકુશ સ્વીકારવા તૈયાર નહોતું યુદ્ધલાયક વિમાનોની સંખ્યા અને કદ ઘટાડવામાં તેને વાંધો નહોતો, પણ હુમલો કરવા માટે "ટૅન્ક" તો જોઇએ જ-તે વિના હિન્દના ખદબદતા માનવસમૂહને તરત જ વાઢી કેમ નખાય? બધાની વ્યાખ્યાઓમાં, પોતાની પાસે હોય તે હથિયારો આત્મરક્ષક અને પારકા પાસે હોય તે યુદ્ધાવહ એમ સ્પષ્ટ દેખાઈ આવતું હતું. આ જાતના પરસ્પર વિરોધમાં જર્મનીની દરખાસ્ત કોઈ માનવા તૈયાર નહોતું અને ફૉન શ્લાઈશરના સત્તાકેન્દ્રે પરિષદમાંથી ચાલ્યા જવાનું સાહસ ઉઠાવ્યું. અંતે જ્યારે જર્મનીમાં રોષ, અસંતોષ અને નાઝીઝમનો જુવાળ ખાળ્યો ખાળી શકાય તેમ ન રહ્યો ત્યારે, ડિસેમ્બર ૧૯૩૨માં જર્મનીને હથિયારબંદી પરત્વે સમાનતા આપવાનો સિદ્ધાંત મંજૂર રાખવામાં આવ્યો. પરંતુ તેમના વિલંબના સમયમાં જર્મનીએ નિર્ણય કરી લીધો હતો અને ૩૦મી જાન્યુઆરી ૧૯૩૩ ને રોજ હિટલર પદારૂઢ થઇ ચૂક્યો હતો.

છૂપા વળ

ફ્રાન્સનું મંતવ્ય સહુથી જૂદું હતું યુદ્ધાવાહન-ઍગ્રેસર સામે કેલૉગ પૅક્ટ અને લીગ ઑફ નેશન્સની સજાઓ શરતોને અસરકારી કરવા માટે આંતરરાષ્ટ્રીય લશ્કર જમાવવું, એ તેને મન તદ્દન આવશ્યક હતું. રાષ્ટ્રસંઘના રાજ્યો પરસ્પર સહાયના નવા પાકા કોલકરાર કરે, યુરોપ-

ફ્રાન્સ

ખડના તમામ લશ્કરો એક જ ધોરણ ઉપર રચાય અને પોલીસની વ્યવસ્થા માટે નાના હથિયાર ઉપરાત તમામ ભારે હથિયાર અને સરજામ ગણ્ડ્રસઘની દેખરેખ નીચે દરેક રાષ્ટ્રના જૂદા જૂદા ગ્હે અને યુદ્ધાવાહન કરનાર રાષ્ટ્રની સામે જ કામ આવે, લડાઈના સરજામ બનાવવાના કારખાનાઓ અંકુશ નીચે આવે અને તેના ઉપર મર્યાદા મૂકાય, વિમાન અને વિમાનમાથી ગોળા ફેકવાનું બિલકુલ બધ થાય, પરતુ નૌકાસૈન્યનું પ્રમાણ એમ ને એમ રહે, અને ઉલટે ભૂમધ્ય સમુદ્ર માટે અદર અદર કોલકરાર થાય, આ ફ્રાન્સની યોજના હતી આ યોજનાને તમામ રાષ્ટ્રોએ નામજૂર કરી એક કારણ તો સહુકોઈના રાષ્ટ્રાધિકાર ઓછા થતા હતા, એ હતુ ગ્રેટબ્રિટનને તેના સામ્રાજ્યના હિત તેથી ભયમા આવી પડતા હોય તેવુ લાગ્યુ ઈટલીને ફ્રાન્સ સાથે નૌકાબળની સમાનતા જોઈતી હતી

**નિષ્ફળતા**

આ પ્રમાણે શસ્ત્રનિરસન પરિષદ તૂટી પડી ફ્રાન્સ, બ્રિટન અને અમેરિકા નાઝીજર્મની સામે ટક્કર ઝીલવા માટે પોતપોતામા મસલતો કરવા માડયા ઈટલી તેમનાથી અળગુ પડી જતા હિટલર તરફ ઘસડાયુ અને ૧૯૩૩ના અતમા, વર્સાઈના તહનામાના પુનરાવલોકન માટેની હિટલરની માગણીને પોતાની માગણી તરીકે જ ગ્રેટબ્રિટન પાસે તે પોતાની તરફથી રજુ કરી પરિષદની નિષ્ફળતાના કારણમા જર્મનીને આરોપી ગણવામા આવે છે, તેની લશ્કરી ભાવના, તેની સમાનતાની માગણી, તેની વર્સાઈના તહનામામા ફેરફાર કરાવવાની અને ન કરાવી શકાય તો પોતે જ ફેરફારો કરી લેવાની ઇચ્છા અને તેનો કોમ્યુનિઝમ પ્રત્યેનો તિરસ્કાર આ ચાર કારણોને આ પરિષદની નિષ્ફળ તાના કારણો તરીકે બનાવવામા આવે છે, પણ

**ખરાં કારણો**

ખરા કારણો તો નીચે મુજબ છે મોટા રાજ્યોનો પરસ્પર વહેમ, શસ્ત્રાભ્યાસ કરવાની અત કરણની

ઇચ્છાનો અભાવ, હાથમા આવેલી મૂડી અને મૂલકો ન છોડવાનો લોભ, જર્મનીનુ નાઝીતંત્ર જો તેની ચાર વર્ષની યોજનામા પાર ન પડે તો તે અદશ્ય થવાની મોટા રાજ્યોની આશા અને પોતાની અશ્વેતવર્ણ રૈયત તરફ માનુષતા દર્શાવવાની જરા પણ જરૂર નથી એવી મનોવૃત્તિ આ કારણથી શસ્ત્રનિરસનની તમામ આશાઓ નષ્ટ થઈ ગઈ છે.

વર્લ્ડ ઇકૉનોમિક કૉન્ફરન્સ

૧૯૨૭મા અને ૧૯૩૩મા જગતના રાષ્ટ્રો જગતની આર્થિક પરિષદમા એકઠા મળ્યા હતા ૧૯૨૭મા દરેક રાષ્ટ્ર પોતપોતાની મરજી પ્રમાણે ઉંચી ઉંચી જગાતની દીવાલો બાધી, પારકા અથવા પોતાને નહિ ગમતા રાષ્ટ્રોનો માલ બહાર રાખતા હતા, એટલુ જ નહિ, પણ બીજી અનેક અગવડસગવડો યોજી, વેપારને ગુગળાવતા હતા ૧૯૨૭માં બીજી આડકતરી રીતો રદ કરી, વાજબી જકાત રાખવાની સમજૂતી કરવાની મસલત ચાલી હતી, પરંતુ એ તદ્દન અધૂરી રહી હતી જર્મનીને તો આથી બહુ જબરી મુશ્કેલી પડતી રહી, પરંતુ તેનું કશુ ચાલે તેમ નહોતુ ૧૯૩૩મા આર્થિક નિરાસની અસરનો પ્રતિકાર કરવા આર્થિક સમજૂતીની ખાસ જરૂર હતી, પણ ગ્રેટબ્રિટનના સામ્રાજ્યના બધનો જગતની આર્થિક એકતાર રચનામા આડા આવ્યા ૧૯૩૩ના અતમા સહુ કોઈએ આશા મૂકી દીધી કે જગત કોઈ રીતે પ્રગતિ અને શાતિમય માનવતાની ઉત્પત્તિના કાર્યમા એકમત થઈ શકે આ આશાત્યાગના કારણોમા નીચેની બાબતોને સમાવી શકાય છે ગ્રેટબ્રિટન પોતાના મહારાજ્ય સાથે સબધ અને તેના ઉપર અકુશ રાખવા માટે જગતના રાજકારણ અગર અર્થ-પ્રકરણમા સાચો, દિલનો સહકાર આપી શકે તેવી સ્થિતિમા નથી બ્રિટનનુ સામ્રાજ્યત્વ જગતના સકલનમા સહુથી મોટુ વિઘ્નરૂપ છે. યુનાઇટેડ સ્ટેટ્સ, ગ્રેટબ્રિટન, ફ્રાન્સ, ઇટલી એ જગતના સંપત્તિ-ક્ષેત્રો અને માનવતીકના સહુથી મોટા માલિકો છે તે બીજા

રાષ્ટ્રોને એ ક્ષેત્રો આપવા અથવા તેમના વધતા જતા માનવસમુદાયને ત્યાં વસવા દેવા માટે જગ્યા કરી આપવાની વાત સાંભળવા માગતાં નથી. સમાજવ્યવસ્થા, તંત્રરૂપ, તંત્રદર્શ, કેન્દ્રાધિકાર વગેરે વિષેના ખ્યાલ દરેક મહારાષ્ટ્રના જૂદા જૂદા છે, એટલુ જ નહિ, પણ પરસ્પર વિરોધક અને પરસ્પર બાધાત્મક છે.

**આશાનું અવસાન**

દરેકની વૃત્તિ પોતપોતાના રાષ્ટ્રમાં સ્વાતંત્ર્ય સાચવી, પોતાના આદર્શો ખીલવી, બીજા રાષ્ટ્રો સાથે શાંતિથી રહેવાની નથી; પરંતુ પોતાના આદર્શોનો રંગ બીજા ઉપર પ્રચાર-કાર્યથી, છૂપી ખટપટથી, કાવાદાવા અને વિનાશક–વિપ્લવાત્મક પ્રેરણાથી ચડાવવાની છે. સમગ્ર યુરોપના દિલમાં એશિયાની જાગૃતિ અને સંગઠ્ઠનનો ભય રહેલો છે અને દરેક પોતાની ચાણક્યનીતિથી એશિયાનો ઉપયોગ પોતાના વેરની વસુલાત માટે કરવાનાં સ્વપ્નો હજી સેવે છે. આ પરિસ્થિતિમાં યુરોપનું રાષ્ટ્રમંડળ કોઇ રીતે એકતાર, એકકદમ થઈ શકે તેમ નથી.

## પ્રકરણ બાવીસમું

## હિટલરશાઈ રાઈક : જગતને શું ?

જર્મનીનો નાઝીતંત્રવિપ્લવ તેના ઉપર ઇતિહાસ દૃષ્ટિએ નિર્ણયાત્મક અભિપ્રાય આપવા માટે અત્યંત સમીપ છે. પરંતુ તેણે જર્મનીને ફરીથી જગતમાં સર્વમાન્ય અને વજ્રભેદ્ય બનાવ્યું છે. ઑક્ટોબર ૧૯૩૩માં તેણે રાષ્ટ્રસંઘમાંથી રાજીનામું આપ્યું. શસ્ત્ર-નિરસનની પરિષદ પછી જર્મનસેના પુનઃ નવેસરથી જમાવી, સારનો પ્રદેશ પાછો મેળવ્યો, બ્રિટન સાથે નૌકાબળ વિષે સમજૂતી કરી અને ફ્રાન્સ-રશિયા સામે ઈટલી-જાપાનને પોતાનાં ખાસ મિત્રો બનાવ્યાં. ૧૯૩૭ના જાન્યુઆરીની ૩૦મી તારીખે પોતાના વહિવટનાં ચાર વર્ષ પૂરાં કરી તેનું અવલોકન રાઇકસ્ટાગ સામે મૂકતાં હિટલરે વર્સાઇના તહનામાના ભાંગીને ભૂક્કા કરી નાખેલા જાહેર કર્યા અને જર્મનીનાં જૂના સંપત્તિક્ષેત્રો પાછાં માગ્યાં.

૧૯૩૫માં ફ્રાન્સ અને રશિયાએ ફરીથી લશ્કરી મિત્રાચારી બાંધી. હિટલરે તેના જવાબમાં જર્મનીના પ્રશ્નો જગત સમક્ષ મૂકતાં રાઈકસ્ટાગમાં ભાષણ આપ્યું હતું. તેમાં તેણે પોતાના રાષ્ટ્રની મનોદશા તથા આંતરરાષ્ટ્રીય સહકારની શરતો નિવેદન કરી હતી; તેમાં જર્મનીના પ્રશ્ન વિષે તેણે સ્ફોટ કર્યો હતો કે, બીજાં રાષ્ટ્રોને જે રાષ્ટ્રજીવન જીવવાના અને પ્રાણબળ કેળવવાના અવકાશો આપવામાં આવે છે તેથી

ઉતરતા દરજ્જાના અવકાશો જર્મનરાષ્ટ્ર કદી કબૂલ રાખશે નહિ. બીજુ, વર્સાઇના તહનામાના બધનો અને કલક

**જર્મન પ્રશ્ન**

ભૂસી ન નંખાય ત્યા સુધી તે શાત રહેશે નહિ યુરોપના અભયવચન માટે તેણે નીચેની દરખાસ્તો આગળ મૂકી હતી (૧) ફ્રાન્સ અને બેલ્જીઅમ સાથે બન્ને સરહદો ઉપર યુદ્ધવ્યૂહ વિનાના પ્રદેશો રાખવા જર્મની કબૂલ થાય, પણ એવા પ્રદેશ પરસ્પરની સરહદો

**અભયજીવન**

ઉપર બન્ને બાજુ હોવા જોઇએ, અને તેમા સપૂર્ણ સમાનતા હોવી જોઇએ (૨) પશ્ચિમની સરહદો પચ્ચીસ વર્ષ સુધી અખડ રહે તેવા યુદ્ધનિરાસના અને જામીનગીરીના પરસ્પર કોલકરાર ફ્રાન્સ અને બેલ્જીઅમ સાથે કરવા જર્મની તૈયાર રહે (૩) ઇગ્લાડ અને ઇટલીને આ કરારના જામીનખત પર સહી કરવા જર્મની નિમત્રે (૪) આ સમજૂતીમા નેધર્લાડને સમાવવામા જર્મની વાધો ન લે (૫) આ ધોરણ ઉપર આ ઉદ્દેશ માટે હવાઈ યુદ્ધનો ત્યાગ કરવાના પણ કોલકરાર કરવા તૈયારી બતાવે (૬) પૂર્વની સરહદ ઉપર પણ પોલાડ સાથે થયા છે તેવા કોલકરાર જર્મની કરે. મેમેલને જામીનગીરીવાળુ સ્વાયત્તતત્ર આપવા લિથુઆનિયા તૈયાર છે તેથી તેની સાથે પણ તેવી સમજૂતી કરે (૭) જર્મનીની પદસમાનતા અને રાઈકના આખા મૂલક ઉપર નિષ્કટક તત્રાધિકાર કબૂલ કરવામા આવે તો જર્મની પાછુ રાષ્ટ્રસઘમા આવે, પરતુ સપતિક્ષેત્રો, વસતિ-વિકાસ વગેરે બાબતમા પણ જર્મનીની સમાનતા સ્વીકારાય અને વર્સાઇના તહનામાથી રાષ્ટ્રસઘનુ કરારનામુ છૂટુ પડે પોતાને હાથે પોતા ઉપર નાખેલી આ શરતો અન્ય રાષ્ટ્રોને કબૂલ નહોતી

## પ્રકરણ બાવીસમું

## હિટલરશાઈ રાઈક : જગતને શું ?

જર્મનીનો નાઝીતંત્રવિપ્લવ તેના ઉપર ઇતિહાસ દૃષ્ટિએ નિર્ણયાત્મક અભિપ્રાય આપવા માટે અત્યંત સમીપ છે પરંતુ તેણે જર્મનીને ફરીથી જગતમાં સર્વમાન્ય અને વજ્જભેદ્ય બનાવ્યું છે ઑક્ટોમ્બર ૧૯૩૩માં તેણે રાષ્ટ્રસંઘમાંથી રાજીનામું આપ્યું શસ્ત્ર-નિરસનની પરિષદ પછી જર્મનસેના પુનઃ નવેસરથી જમાવી, સારનો પ્રદેશ પાછો મેળવ્યો બ્રિટન સાથે નૌકાબળ વિષે સમજૂતી કરી અને ફ્રાન્સ-રશિયા સામે ઈટલી-જાપાનને પોતાના ખાસ મિત્રો બનાવ્યા ૧૯૩૭ના જાન્યુઆરીની ૩૦મી તારીખે પોતાના વહિવટના ચાર વર્ષ પૂરાં કરી તેનું અવલોકન રાઇકસ્ટાગ સામે મૂકતાં હિટલરે વર્સાઇના તહનામાના ભાગીને ભૂક્કા કરી નાખેલા જાહેર કર્યા અને જર્મનીના જૂના સંપત્તિક્ષેત્રો પાછા માગ્યા

૧૯૩૫માં ફ્રાન્સ અને રશિયાએ ફરીથી લશ્કરી મિત્રાચારી બાંધી હિટલરે તેના જવાબમાં જર્મનીના પ્રશ્નો જગત સમક્ષ મૂકતાં રાઈકસ્ટાગમાં ભાષણ આપ્યું હતું તેમાં તેણે પોતાના રાષ્ટ્રની મનોદશા તથા આંતરરાષ્ટ્રીય સહકારની શરતો નિવેદન કરી હતી, તેમાં જર્મનીના પ્રશ્ન વિષે તેણે સ્ફોટ કર્યો હતો કે, બીજાં રાષ્ટ્રોને જે રાષ્ટ્રજીવન જીવવાના અને પ્રાણબળ કેળવવાના અવકાશો આપવામાં આવે છે તેથી

**જર્મન પ્રશ્ન** **અભયજીવન**

ફિતરતી દરજ્જાના અવકાશો જર્મનરાષ્ટ્ર કદી કબૂલ રાખશે નહિ. બીજું, વર્સાઇના તહનામાનાં બંધનો અને કલંક ભૂંસી ન નંખાય ત્યાં સુધી તે શાંત રહેશે નહિ. યુરોપના અભયવચન માટે તેણે નીચેની દરખાસ્તો આગળ મૂકી હતીઃ (૧) ફ્રાન્સ અને બેલ્જીઅમ સાથે બન્ને સરહદો ઉપર યુદ્ધવ્યૂહ વિનાના પ્રદેશો રાખવા જર્મની કબૂલ થાય, પણ એવા પ્રદેશ પરસ્પરની સરહદો ઉપર બન્ને બાજુ હોવા જોઇએ; અને તેમાં સંપૂર્ણ સમાનતા હોવી જોઇએ. (૨) પશ્ચિમની સરહદો પચ્ચીસ વર્ષ સુધી અખંડ રહે તેવા યુદ્ધનિરાસના અને જામીનગીરીના પરસ્પર કોલકરાર ફ્રાન્સ અને બેલ્જીઅમ સાથે કરવા જર્મની તૈયાર રહે. (૩) ઇંગ્લાંડ અને ઇટલીને આ કરારના જામીનખત પર સહી કરવા જર્મની નિમંત્રે. (૪) આ સમજૂતીમાં નેધર્લાંડને સમાવવામાં જર્મની વાંધો ન લે. (૫) આ ધોરણ ઉપર આ ઉદ્દેશ માટે હવાઇ યુદ્ધનો ત્યાગ કરવાના પણ કોલકરાર કરવા તૈયારી બતાવે. (૬) પૂર્વની સરહદ ઉપર પણ પોલાંડ સાથે થયા છે તેવા કોલકરાર જર્મની કરે. મેમેલને જામીનગીરીવાળું સ્વાયત્તતંત્ર આપવા લિથુઆનિયા તૈયાર છે તેથી તેની સાથે પણ તેવી સમજૂતી કરે (૭) જર્મનીની પદસમાનતા અને રાઈકના આખા મૂલક ઉપર નિષ્કંટક તત્ત્વાધિકાર કબૂલ કરવામાં આવે તો જર્મની પાછું રાષ્ટ્રસંઘમાં આવે, પરંતુ સંપતિક્ષેત્રો, વસતિ-વિકાસ વગેરે બાબતમાં પણ જર્મનીની સમાનતા સ્વીકારાય અને વર્સાઇના તહનામાથી રાષ્ટ્રસંઘનું કરારનામું છૂટું પડે. પોતાને હાથે પોતા ઉપર નાખેલી આ શરતો અન્ય રાષ્ટ્રોને કબૂલ નહોતી.

ફ્રેડરિક એબર્ટ ૧૯૨૫માં ગૂજરી જતાં સુધી પ્રમુખપદે રહ્યો. તે પછી ફીલ્ડ માર્શલ હિન્ડેનબર્ગ એ પદ ઉપર ચૂંટાયો અને ૧૯૩૪ના એપ્રિલની બીજી તારીખે અવસાન પામતાં સુધી એ એ પદ ઉપર રહ્યો. એની લશ્કરી યોગ્યતા વિષે યુરોપ એકમતે તેને

શિગ ચૂકાવાનો હતો પરંતુ તે પ્રમુખપદે આના પછી તેની મુત્સદ્દી ગીરી તથા વ્યવહારિ. બુદ્ધિ વિષે પણ યુરોપ અત્યંત મુગ્ધ થઈ ગયો એના મૃત્યુ પછી ચાન્સેલર હિટલરે પોતે પ્રમુખપદ સ્વીકાર્યું અને ફ્યુરેર અને કાન્સ્લરના બે ૪ કાઓ એકી સાથે ધારણ કર્યા ૧૯૩૩ના માર્ચની ૨૪મી તારીખે હિટલરની માગણીથી તેને અને તેના કેન્દ્રને કુલમુખત્યાર સત્તા આપી રાઇખસ્ટાગે જર્મનીનું ભાગ્ય તેમના હાથમા સોંપ્યુ હતુ વેઇમારતંત્ર રદ થયુ નથી, પરંતુ

અત્યારે

કાન્સલર–ફ્યુરેર પોતાની આ સત્તાથી નવા કાનૂન બનાવી શકે છે અને નવા વહિવટી ધોરણ દાખલ કરી શકે છે તે દિવસના સત્તાથક કાનૂનથી કાન્સ્લરની વ્યક્તિમા રાષ્ટ્ર-તેજનુ સવાશે નિધાન કરવામા આવ્યુ છે અને રાજકરણિય, આર્થિક, સાસ્કૃતિક, વ્યાપારિ.–તમામ શક્તિનુ એ એક જ કેન્દ્ર થઈ રહ્યો છે આ તંત્રને યુરોપ ટોટેલિટેરિયન તંત્ર કહે છે, આ

**ટોટેલિટેરિયન તંત્ર** તંત્ર નીચે વિચાર, વાણી અને લેખનની અનકુશતા બંધ થઈ છે અને તંત્રકાનૂનમા સમાન હક્ક મેળવવા માટે 'આર્ય' વર્ણીય જન્મવુ પડે છે હિટલરની છૂપી પોલીસ પણ ફક્ત આર્યવર્ણીય તરીકે દફતરે રહેલી વ્યક્તિઓને જ તંત્રપરવાના વગર પકડતી નથી હિન્દુસ્તાનના આર્યોએ રચેલો

રાઇકસ્ટાગ

સ્વસ્તિક નાઝીજર્મનીની પ્રકર્ષમુદ્રા થયો છે નૅશ-નાલિસ્ટિશ ઝૉશિયાલિસ્ટ ડૉઇશ આર્બાઇટર પાર્ટી–નૅશનલ સોશિયાલિસ્ટ જર્મન વર્કમ પાર્ટી–નાઝી પક્ષ સિવાય બીજા પક્ષોને દાબી દેવામા આવ્યા છે રાઇકસ્ટાગ એકલી જ એક સત્તા-નિધાન લોકસભા છે તેના સભ્યોને રાઈકના સમસ્ત વયે પહોચેલા સ્ત્રીપુરુષો સીધા, છૂપા, સરખા અને સર્વગત મતાધિકારથી ચૂટે છે અત્યારે રાઈકસ્ટાગ ફક્ત સલાહસૂચના આપવાનું કામ કરે છે, અને રાષ્ટ્રીય અગત્યની ખાસ બાબતોમા લોકાભિપ્રાય મેળવવા માટે પ્રબંધ રાખેલા છે.

**રાઈક**

૧૯૩૪ના ફેબ્રુઆરીની પહેલી તારીખે રાઇકની પુનર્રચનાનો કાયદો અમલમાં આવ્યો, તેથી જૂદા જૂદાં સસ્થાનો બધ થયા. રાઇક એટલે જર્મનરાષ્ટ્ર–માળામડળ મટી એક સંગઠ્ઠ થયો અને રાઈક્સ્ટાગ એકલી જ રાઇકની લોકસભા થઇ. દરેક સંસ્થાન ઉપર એકેકો રાઇકસ્ટાટહોલ્ડર–ગવર્નર નીમવામાં આવ્યો. રાઇકના લશ્કરનુ આધિપત્ય કાન્સલર–ફ્યુરેરમાં વેષ્ટિત થયું.

**સૈન્ય**

૧૯૩૩ પછી રાઇકસવેહર જર્મેન લશ્કરમાં ૩૦૦,૦૦૦ માણસોને રોકવામાં આવ્યા હતા. અને તેમા ૧૯૩૫–૩૬માં વધારો કરવામાં આવ્યો છે. ૧૯૩૪–૩૫નું અંદાજપત્રક સૈન્ય માટે ૮૯૪,૩૨૩,૮૫૦ રાઈકમાર્કનુ હતું. વિમાનોને યુદ્ધ-સજ્જ રાખવા માટે ૨૧૦,૦૦૦,૦૦૦ રાઇકમાર્ક અને નૌકા માટે ૨૩૬,૦૦૦,૦૮૦ માર્ક અલગ કાઢવામા આવ્યા હતા.

૧૯૩૪ના માર્ચની ૩૧મીએ જર્મનીનું કરજ નીચે મુજબ હતું:

| | | | |
|---|---|---|---|
| લડાઈ પહેલાનું કરજ | રાઇક માર્ક | ૪૨૫૫.૨ | મિલિયન |
| | રેન્ટેનમાર્ક | ૪૦૮.૯ | ,, |
| | ડૉઝલોન | ૪૧૦.૩ | ,, |
| | યગલોન | ૧૦૭૮.૮ | ,, |
| | ૧૯૨૭ રાષ્ટ્રીય | ૫૦૦.૦ | ,, |
| | ૧૯૨૯ રાષ્ટ્રીય | ૧૮૩.૦ | ,, |
| | લડાઇનું આંતર | ૧૦૧૨.૪ | ,, |
| | પોલાંડનું લડાઈ | ૨૧૩.૧ | ,, |
| | તાત્કાલિક ફ્લોટિંગ | ૨૧૮૩.૧ | ,, |
| | પરચુરણ | ૧૮૭૯.૨ | ,, |
| | | ૧૨૪૦૭.૧ | ,, |

નીપજ — ૧૯૩૪ની ખેતીની નીપજમાં ઘઉં ૪,૫૩૨,૫૩૮ મિટ્રિક ટન; રાઈ ૬,૬૦૭,૬૧૮ મિ. ટન; બટેટાં ૪૩,૬૩૧,૬૬૩ મિ. ટન ઉત્પન્ન થયાં હતાં. ખનીજોની નીપજ ૧૯૩૩ને અંતે ૧૦૯,૯૨૧,૯૦૦ મિ. ટન કોલસો; લીગ્નાઇટ ૧૨૬,૭૯૬,૦૦૦; કાચુ લોખડ ૨,૫૬૨,૦૦૦; પોટાશ ૭,૩૬૩,૦૦૦; પેટ્રોલિયમ ૨૩૨,૬૮૯ હતાં.

કારખાનાં — ૧૯૩૩ના જુનની ૧૬મી તારીખે રાઈકમાં ૧,૯૦૧,-૩૨૨ કારખાનાં હતાં અને તેમાં ૮,૯૪૧,૩૫૦ મજૂરો કામ કરતા હતા. તેમાં ૧૫૫,૮૩૩, લોખડ અને ધાતુનાં; ૨૧૪,૮૬૦, લક્કડ કામનાં; ૫૨૫,૨૬૬ કાપડનાં, આ કારખાનાંનો સમાવેશ થાય છે.

આયાત — ૧૯૩૪માં કુલ આયાત ૪.૬૩૩,૫૦૦,૦૦૦ રાઈક માર્કની થઈ હતી, તેમા ઘઉં ૬૦,૯૧૯,૦૦૦ માર્કના, માખણ ૭૩,૬૯૨,૦૦૦નું, કપાસ ૨૬૦,૨૨૯,૦૦૦નો, ઊન ૩૨૨,૬૮૬,૦૦૦નું, અને ખનીજ તેલો ૧૩૬૮,૮૫૬,૦૦૦ના; આ આંકડા સમાઈ જાય છે.

નિકાસ — નિકાસનો આંકડો ૧૯૩૪ માટે ૪,૬૬૬,૦૦૦,૦૦૦નો હતો. તેમાં કોલ માટે ૨૧૫,૭૬૨,૦૦૦ માર્કનો, કાગળ ૧૩૨,૬૩૨,૦૦૦નો, રસાયણ ૩૧૬,૨૦૯,૦૦૦નાં, લોખડના સંચા, સામાન વગેરે ૬૫૨,૬૬૮,૦૦૦ના અને રંગરોગાન ૨૦૬,૬૦૧,૦૦૦ માર્કનાં એ સમાઇ જાય છે.

જર્મનીનો ઇતિહાસ આપણે અહીં પૂરો કરવો પડે છે. પોતાનું વ્યક્તિત્વ ખીલવવાના પ્રશ્નની ધમસમલમાં પડેલા એ દેશ પાસે અત્યારે જગતને આપવા માટે કંઈ આશા કે આદર્શ હોય તેવું દેખાતું નથી. રશિયાએ જગતને લેનિન આપ્યો; હિન્દુસ્તાનમાથી જગતને ગાંધીજી જડયા તે કોટિની કોઈ વ્યક્તિ અત્યારના જર્મનીમાંથી જગતને જડે

તેમ નથી. એ શક્તિ કેળવવા પ્રયાસ કરે છે, એ શક્તિ કેળવશે, પણ તે કેળવ્યા પછી એનો ઉપયોગ એ રાષ્ટ્ર કઈ રીતે કરવાનો છે તે વિષે જગતને શંકા અને ભય બન્ને છે. જગતના દલિતોને જર્મનીમાંથી દિલાસો મળતો નથી; પૃથ્વીના પરતન્ત્રોને તેના તરફથી સહાય્યની આશા નથી; દુખિયાંને આપવાનું તે કંઈ ભાવિ સૂચવી શકતો નથી. સૃષ્ટિના સ્વપ્નસ્રષ્ટાઓને એ આદર્શસ્વપ્નો તરફ પ્રેરી શકતો નથી. યુરોપીય સમૂહની બળવતી જડતા અને અર્થસંચય તરફની દોટમાં એ સર્વથી બળવાન, સર્વથી જડ અને અર્થ સંચયની દોટમાં પહેલો નીકળવાની ઇચ્છાવાળો હોવા ઉપરાંત અત્યારે એ જગતના અભ્યાસીઓના અભ્યાસમાં વધારે આકર્ષણીય સ્થાન ધરાવતો નથી.

# છેવટ

આ પુસ્તક તૈયાર કરવામાં મને મારા બીજા મિત્રો ઉપરાંત નૈરોબીના અગ્રણી ઈસ્માઈલી લક્ષ્મીનંદન ભાઈ અબ્દુલ્લા રેહમતુલ્લા વાલજી હીરજી તરફથી પુસ્તકોની ઘણી જ સગવડ મળી હતી. નૈરોબી-ની ઇન્ડિયન એસોસિએશનનો સંગ્રહ પણ મને અત્યંત ઉપયોગનો થઈ પડયો છે. મારા જર્મન મિત્રોનાં નામ દઈ તેમના પ્રત્યેનું ઋણ પણ હું અદા કરી લઉં એવી મારી અંતઃકરણની ઈચ્છા છે; પરંતુ તેઓ પોતાના નામનો ઉલ્લેખ કરાવવા ઈચ્છતા નથી.

હું અંતઃકરણ પૂર્વક ઈચ્છું છું કે, જર્મની એકલી શક્તિ જ નહિ, પણ સંસ્કૃતિ કેળવે; અને એ સંસ્કૃતિ યુરોપની જડતા અને શરીર કે સમુદાયબળ ઉપર રચેલી, અર્થસમૃદ્ધિ અને ભૂમિસમૃદ્ધિના નિષ્પ્રાણ, નિષ્પ્રેરણ ખરાબામાં પાયો ન પામે, પણ જગતની શક્તિ કેળવવા તરફ, માનવતા સમસ્તના સ્વાતંત્ર્ય, આનંદ અને જ્ઞાન તરફ નિશાન રાખે. આર્ય શબ્દ હિન્દને મંત્રમુગ્ધ કરે છે; સ્વસ્તિક તેનાં દિલ બહલાવે છે, પણ એ બન્ને આદર્શસૂચક અને તેનાં સમાવાહક છે.



# શબ્દકોષ

**અંધકારમયી યુગાવસ્થા** — ડાર્ક એજિઝ
**ધર્માધ્યક્ષો** — બિશપ્સ
**મહા-આચાર્યો** — આર્ચ બિશપ્સ
**ધર્મ સંસ્થા,-નો** — એકક્લેઝિયાસ્ટિકલ સ્ટેટ્સ;
ચર્ચ, ચર્ચીઝ
**એકછત્ર** — મૉનાર્કિક, યુનાઇટેડ અંડર વન મૉનાર્ક
**એકરાષ્ટ્રભાવન** — નૅશનલ, નૅશનલ-માઇન્ડેડ
**મંડળ** — ફ્યુડલ ડોમેન
**માંડલિક** — ફ્યુડેટરી
**સામંત** — સબ ફ્યુડેટરી વૅસ્સલ
**ઈંગિતચિહ્ન** — સિમ્બૉલ
**માળારાજ્ય** — ફેડરલ મૉનાર્કિ
**સર્વસત્તાધર** — ઍબ્સોલ્યુટ ઑટોક્રેટ
**માળાનો મણિ** — પ્રિમિયર ચીફ, પ્રેસિડન્ટ મૉનાર્ક
ઑફ ફેડરેટેડ મોનાર્કિક સ્ટેટ્સ
**એકકેન્દ્રિત** — યુનાઇટેડ અંડર વન ગવર્મેન્ટ
**આધ્યાત્મિક સામ્રાજ્ય** — સ્પિરિચ્યુઅલ એમ્પાયર
**પાર્થિવ (સ્થૂલ) સામ્રાજ્ય** — ટેમ્પોરલ એમ્પાયર
**કેન્દ્રિત** — સેન્ટ્રાલાઈઝ્ડ

દેહબલિષ્ઠ — ફિઝિકલી પાવરફુલ

અધિકારસંપ્રદાન — ઇન્વેસ્ટિચર

વિશ્વવ્યાપી ધર્મસંસ્થાન — યુનિવર્સલ ચર્ચ

ધર્માધિકાર ભ્રષ્ટ — એક્સકોમ્યુનિકેટેડ, પ્લેસ્ડ અંડર ઇન્ટરડિક્ટ

પ્રતિરાજ — એન્ટિ કિંગ

પ્રતિપોપ — એન્ટિ પોપ

મુદ્રા — રિંગ

છડી — સ્ટાફ

દંડ — સેપ્ટર

શિરપેચ — માઇટર

ઉમરાવ મંડળ — નોબિલિટિ

પસંદગી મંડળ — ઇલેક્ટોરલ કૉલેજ

ઉપસંસ્થાન — મિડસ્ટેટ, ફ્યુડેટરી સ્ટેટ ને ફ્યુડેટરી સ્ટેટ ઉદાહરણ–બ્રિટિશનું ફ્યુડેટરી જૂનાગઢ જૂનાગઢનું ફ્યુડેટરી માંગરોળ

લોકસભા — પોપ્યુલર એસેમ્બ્લી, ડાયેટ

ખંડ — હાઉસ ઑફ પાર્લામેન્ટ, ઍસેમ્બ્લી

મોહનિર્ઝલન — ડિઝ–ઇલ્યુઝનમેન્ટ

ધર્મવિપ્લવી — હેરેટિક

મિલ્કતદાર વર્ગ — પ્રોપર્ટિડ ક્લાસિઝ

પ્રતિસુધારણા — કાઉન્ટર રેફર્મેશન

કેન્દ્રસ્થ — સેન્ટ્રલ, ફેડરલ

છાયા સામ્રાજ્ય — શેડો–એમ્પાયર

તન્ત્રવિપ્લવ — રેવોલ્યુશન

| | |
|---|---|
| તંત્ર પરિવર્તન | — ચેન્જ ઑફ ગવર્મેન્ટ, ચેન્જ ઈન ધી ફોર્મ ઑફ ગવર્મેન્ટ |
| લોકસત્તાક તંત્ર | — રિપબ્લિક |
| લોકસંમતિ<br>લોકસહકાર | — ડેમૉક્રસી |
| લોકસંમતિક તંત્ર | — કૉન્સ્ટિટ્યુશનલ ગવર્મેન્ટ |
| તંત્રવિવાદ | — કૉન્સ્ટિટ્યુશનલ ક્વૉરલ |
| તંત્રમૂલક લોકપરિષદ | — કૉન્સ્ટિટ્યુએન્ટ એસેમ્બ્લી |
| ત્રિવર્ગી વરણી | — થ્રી ક્લાસ ઇલેક્શન |
| લોકસત્તાક મહામંડળ | — ફેડરલ રિપબ્લિક |
| બંધારણસરનું રાજ્યસત્તાકતંત્ર | — કૉન્સ્ટિટ્યુશનલ મૉનાર્કિ |
| ભદ્ર | — બુઝર્વાઝી |
| શૂદ્ર | — વર્કિંગ કનાસીઝ |
| પ્રભદ્ર | — ઍરિસ્ટોક્રસી |
| ઉપભદ્ર | — પ્લુટૉક્રસી |
| અનુભદ્ર | — પેટી બુઝર્વા |
| પ્રશૂદ્ર | — પ્રોલેટેરિયટ |
| સંપત્તિક્ષેત્રો | — ફીલ્ડઝ ફૉર રૉ મટીરિયલ કૉલોનીઝ |
| વસતિનીકો | — આઉટલેટ્સ ફૉર પૉપ્યુલેશન કૉલોનીઝ |
| અનૃણદાપન | — મૉરેટોરિયમ |
| આર્થિક નિરાસ | — ઇકૉનોમિક ડિપ્રેશન |
| યુદ્ધસજ્જતા | — આર્મામેન્ટ |
| નિરસ્તબુદ્ધિક | — મિકૅનાઈઝડ |
| પ્રતિસામ્ય | — ઍન્ટી સોશિયાલિસ્ટ |
| અખંડિતતા | — ઇન્ટેગ્રિટિ |
| રાષ્ટ્રાધિકાર | — સૉવરન્ટી |
| નિર્વાત્તિક સંદેશપેગામ | — અલ્ટિમેટમ |

| | |
|---|---|
| માર્ક્સદર્શન | — માર્ક્સિયન ફિલોસૉફિ |
| સામ્યદર્શન | — સોશિયલિઝમ |
| સામાન્યાર્થ દર્શન | — કૉમ્યુનિઝમ |
| શુદ્ધ સામ્યદર્શન | -- માર્ક્સિયન સોશિયલિઝમ |
| વિશિષ્ટ સામ્યદર્શન | — ઍવૉલ્યુશનરી સોશિયલિઝમ, સોશિયલ ડેમૉક્રસી |
| દંડ | — સાવરન્ટી |
| અતીતાંકુશ | — અન-કાન્ટ્રોલ્ડ |
| વિપ્લવ-પ્રતિવિપ્લવ | — રેવૉલ્યુશન ઍન્ડ કાઉન્ટર રેવૉલ્યુશન |
| શસ્ત્રનિરસન | — ડિઝાર્મામેન્ટ |
| ફુલાવટ | — ઇન્ફ્લેશન |
| સ્થિર વિરામ | — સ્ટૅન્ડ સ્ટિલ |

# શુદ્ધિપત્રક

| પ્રકરણ | પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૨ | ૧૭ | ૧૬ | ચાણાક્ય બુદ્ધ | ચાણાક્યબુદ્ધ |
| ૩ | ૨૫ | ૧૮ | આ ખ્રિસ્તી | અખ્રિસ્તી |
| ૩ | ૨૬ | ૨ | ખ્રિસ્તી | અખ્રિસ્તી |
| ૩ | ૨૬ | ૮ | ઑદ્રો | ઑાદ્રો |
| ૩ | ૨૭ | ૨૨ | બ્રિણુગના | બ્રિલુંગના |
| ૩ | ૨૮ | ૮ | રાજાના | સજાના |
| ૩ | ૩૧ | ૧૭ | સામ્રાજની | સામ્રાજ્યની |
| ૪ | ૪૫ | ૯ | આવ્યા | ખાવ્યાં |
| ૪ | ૪૫ | ૧૪ | તેમણે | તેમનો |
| ૫ | ૪૮ | ૧૪ | ક્રોમ્બોન | ક્રોલોન |
| ૫ | ૪૮ | ૨૧ | સડૉલ્ફ | રુડૉલ્ફ |
| ૫ | ૫૧ | ૨–૬ | હ્રામ્સબર્ગ | હ્રાપ્સ્બર્ગ |
| ૫ | ૫૨ | ૩ | તો | તે |
| –૫ | ૫૨ | ૯ | વેપારીઓનું | વેપારીઓ |
| ૫ | ૫૩ | ૮ | ભૂમિરત | ભૂમિ હતી, |
| ૫ | ૫૫ | ૧૬ | લોકસભાઓ | લોકસભાએ |
| ૬ | ૭૪ | ૧ | અનાચર | અનાચાર |
| ૬ | ૭૪ | ૭ | રાષ્ટ્રિય | રાષ્ટ્રીય |
| ૭ | ૭૫ | ૧૬ | ગુઆપુસ | ગુસ્ટાવુ |
| ૭ | ૮૨ | ૧૦–૨૦ | સાઈબેઝિયા | સાઈલેઝિયા |
| ૭ | ૮૩ | ૬ | ફ્રાંસના | પ્રશિયાના |
| ૭ | ૮૪ | ૧૦ | રાસિ | રાસિં |
| ૮ | ૯૦ | ૧૦ | હૉહેનસોલેર્ન્ટ | હોહેનસોલેર્નની |
| ૮ | ૯૧ | ૧ | પરતુ ફ્રેડરિક વિલિયમ વિયેના, | પરંતુ વિયેના |

| પ્રકરણ | પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૯ | ૯૬ | ૯–૧૧ | ચેટરનિક | મેટરનિક |
| ૯ | ૧૦૨ | ૧૭ | દઢતર– | દઢતર સગઠ્ન– |
| ૯ | ૧૦૫ | ૨૩ | પ્રશ્નો | પક્ષો |
| ૯ | ૧૦૮ | ૧૭ | સમન્તવવામા | સમાવવામા |
| ૯ | ૧૧૦ | ૬ | બે જવાબદાર | બેજવાબદાર |
| ૯ | ૧૧૨ | ૧ | હુકમથી | હૃદયથી |
| ૯ | ૧૧૩ | ૨૧ | આર્ડોનિયા | સાર્ડોનિયા |
| ૯ | ૧૧૪ | ૧૮ | પુનરચના | પુનર્રચના |
| ૧૦ | ૧૧૬ | ૧ | સસ્થાઓનું | સસ્થાનોનું |
| ૧૦ | ૧૨૩ | ૧૧ | મોબ્કે | મોલ્ટકે |
| ૧૧ | ૧૨૭ | ૧૦ | એકદમ | એકકદમ |
| ૧૧ | ૧૨૭ | ૨૧ | ખાલસાની | લાલસાની |
| ૧૧ | ૧૩૩ | ૮ | ડ્રાઈન | ડ્રાઈન |
| ૧૧ | ૧૩૩ | ૬ | તીઓ | તીએ |
| ૧૧ | ૧૩૩ | ૭ | લુડવિગના | લુડવિગના |
| ૧૧ | ૧૩૩ | ૯ | લાંડટાગે | લાંડટાગો |
| ૧૨ | ૧૪૩ | ૬ | રુમાનિયાને | રુમેલિયાને |
| ૧૨ | ૧૪૪ | ૪ | સમેલિયાને | રુમેલિયાને |
| ૧૨ | ૧૪૫ | ૨ | અભ્યુદયથી જ માત્ર | અભ્યુદયથી જ માત્ર અટકયુ હતું |
| ૧૨ | ૧૪૫ | ૭ | ટોગાલેન્ડમા | ટોગોલેન્ડમા |
| ૧૨ | ૧૪૫ | ૨૬ | યૂરપ | યૂરપના |
| ૧૨ | ૧૪૯ | ૧૫ | કુલ્હુર કાફ | કુલ્ટુર કાફ |
| ૧૩ | ૧૫૬ | ૪ | લૉડવેહર | લૉડવેહર |
| ૧૩ | ૧૬૧ | ૧૬ | મિસીરમા | મિસરમા |
| ૧૩ | ૧૬૨ | ૨૩ | ૧૭૯૭–૯૮મા | ૧૮૮૭–૯૮મા |

| પ્રકરણ | પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૩ | ૧૬૨ | ૨૬ | Lansdoung | Lansdowne |
| ૧૩ | ૧૬૫ | ૮ | વીસરી | વીસારી |
| ૧૩ | ૧૬૭ | ૧૭ | છૂટા | છૂપા |
| ૧૪ | ૧૬૯ | ૨ | વિશ્વયુદ્ધની પ્રભાત | વિશ્વયુદ્ધનું પ્રભાત |
| ૧૪ | ૧૬૯ | ૧૪ | નૈકાની | નૌકાની |
| ૧૪ | ૧૬૯ | ૧૩ | ધાસ | શ્વાસ |
| ૧૪ | ૧૬૯ | ૧૮ | વખાણવા | દબાવવા |
| ૧૪ | ૧૭૨ | ૨૦ | ચાટે | માટે |
| ૧૪ | ૧૭૪ | ૧ | જર્મન | જર્મની |
| ૧૪ | ૧૭૪ | ૮ | બોયમાન | બેયમાન |
| ૧૪ | ૧૭૪ | ૧૭ | મહાય | મહામ |
| ૧૪ | ૧૭૫ | હેડીંગ | યુવતીની કતલ | યુવાનાની કતલ |
| ૧૪ | ૧૭૫ | ૧૦ | આલ્ટિમેટમ | અલ્ટિમેટમ |
| ૧૪ | ૧૭૭ | ૩ | નિર્વાતિક | નિર્વાતિક |
| ૧૫ | ૧૮૪ | ૨૨ | એનું | એવુ |
| ૧૫ | ૧૮૫ | ૧૪–૧૯ | માર્કિસસ | માર્કિસ્ટ |
| ૧૬ | ૧૮૯ | ૨ | તેના | તેને |
| ૧૬ | ૧૮૯ | ૨૨ | હામ્બર્ગ | હામ્સ્બર્ગ |
| ૧૬ | ૧૯૩ | ૨૦ | સ્વાગત | તૂર્ક પ્રજાનો સ્વાગત |
| ૧૬ | ૧૯૪ | ફૂટનોટ | Ceporetto | Caporetto |
| ૧૬ | ૧૯૮ | ૧૦ | પુર્નવ્યવસ્થા | પુનર્વ્યવસ્થાનો |
| ૧૭ | ૨૦૪ | ૧૫ | જલાઈમાં | જુલાઈમાં |
| ૧૭ | ૨૦૫ | ૧ | સરકાર | સહકાર |
| ૧૭ | ૨૦૬ | ૧ | ક્રુન્સ્તિકમાં | ક્રુન્સ્વિકમાં |
| ૧૭ | ૨૦૮ | ૧૫ | મેનેલ | મેમેલ |
| ૧૮ | ૨૧૧ | ૧૨ | સામ્યવાદીઓએ | સામ્યવાદીઓને |

| પ્રકરણ | પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- | --- |
| ૧૯ | ૨૨૫ | ૨૫ | સરલ | સરપ્લસ |
| ૨૦ | ૨૨૮ | ૮ | ભેળા | ભોળાં |
| ૨૧ | ૨૩૪ | ૪ | પ્રજોઓના | પ્રજાઓના |
| ૨૨ | ૨૩૪ | ૧૨ | ટેન્ડરસનના | હેન્ડરસનના |
| ૨૩ | ૨૩૬ | ૧૮ | અમેરિકાનું | અમેરિકાનું દેવું |
| ૨૪ | ૨૩૯ | ૧૪ | નિરાશીન્ત | નિરાસતા |
| ૨૫ | ૨૪૩ | ૧ | જર્મની | જર્મન |
| ૨૬ | ૨૪૨ | ૯ | વિહેલ્મનો | વિદ્રોહનો |
| ૨૭ | ૨૫૧ | ૧૯ | તે | તેણે |
| ૨૮ | ૨૫૨ | ૧૭ | એેકતાર | એકત્ર |
| ૨૯ | ૨૫૩ | ૩ | તત્રદર્શી | તનાદર્શી |
| ૩૦ | ૨૫૪ | ૩ | વર્જ્જભેય | વર્જભેય |
| ૩૧ | ૨૫૬ | ૧ | ઝૂકાવાનો | ઝૂકાવતો |
| ૩૨ | ૨૫૬ | ૧૧ | રાજકરણિય | રાજકારણિય |

---